# રૂપાળી

મારામાં એટલું બધું રૂપ છે કે જેથી મારા સ્વામી, સસરા, સાસુ, નણંદ વગેરે સર્વ મારા માટે હંમેશ ચિંતાતુર રહે છે. હું મારા વાડાના કૂવા ઉપર કપડું ધોવા જાઉં છું તો મારી સાસુ સાથે આવે છે. સાંજે અગાસીમાં ઘડીવાર ફરૂં તો નણંદ મને અટકાવે છે. બહાર જવાની પરવાનગી મને કદી મળતી નથી. મેં કોઇ દિવસ નાટક પણ જોયું નથી. મારા સ્વામી તો હંમેશ આતુર નયને મારા રૂપને જોયા કરે છે: તેઓ મારા હાથની આંગળીઓ લઈ રમે છે. મારા કેશની લટો પોતાની આંગળીઓ ઉપર ગુંથે છે. મારાં કંકણો ખખડાવી સુંદર ધ્વનિ સાંભળે છે. સુગંધી પુષ્પોની વેણી ગુંથી મારા અંબોડામાં બાંધે છે; રાત દિવસ મારી સાથે જુદા જુદા પ્રકારની રમતો કરવા છતાં તેઓ સંતોષ પામતા નથી. મારા રૂપની જવાળાથી તેમનું ભણવાનું બંધ થયું છે. તેઓ નોકરી માટે કાંઇ પ્રયાસ પણ કરતા નથી. ઘર બહાર નીકળવું તેમને ગમતું નથી. તેઓ મંત્રમુગ્ધ સર્પની પેઠે કેવળ મારા તરફ જોયા કરે છે. મારૂં રૂપ તેમનો કાળ છે.

મારૂં રૂપ મારો પણ કાળ છે. પાંજરામાં પૂરાએલા પક્ષીની પેઠે હંમેશ ઘરમાં પડી રહેવાથી માણસ શું કંટાળી જતું નથી? રસોઇઓ મને જોઇ લે, એથી રસોડામાં જવાની મને રજા નથી. ઘરના

નોકરો મારૂં રૂપ જોઇ જાય તેથી મને ઘરનું નાનું કામ પણ કરવા દેવામાં આવતું નથી ! સ્વામીની સેવા તો હું કરી શકતી જ નથી. સ્વામી મારી સેવા કરે છે, એ કહેતાં મને ઘણી શરમ થાય છે. એક ચાકર પણ જેવી સેવા ન કરી શકે, તેવી સેવા મારા સ્વામી હંમેશ હર્ષથી કર્યા કરે છે. સાસુ સસરાની સેવા હું શી રીતે કરૂં ? સસરાની સામે ઉભા રહેવું અયોગ્ય છે અને સાસુની સેવા માટે સ્વામી મને પળવાર છૂટી મૂકતા નથી. કોઇ વખત હું સાસુની પાસે જાઉં છું તો તેઓ મારા માથા ઉપર પ્રેમથી હાથ ફેરવતાં કહે છે કે: ‘ મારી પુત્રવધુ ભુવનમોહિની છે. તેથી આ પુષ્પલતા સેવા કરવા માટે નથી. વખત આવશે ત્યારે આ વહુ સેવા કરશે. હમણાં તે ભલે તેના પતિની જ સેવા કરે.’ સાસુના આવા શબ્દો સાંભળી મને હસવું આવે છે. તેઓ બિચારાં જાણતાં નથી કે હું સ્વામીની સેવા કરતી નથી, પણ સ્વામી મારી સેવા કરે છે !

મને આ રૂપથી શો લાભ મળ્યો છે ? ખાવા પીવાની મને સ્વતંત્રતા નથી. મારી કાંઇ ઇચ્છા પણ પૂરી થતી નથી ! ક્યાંઇ કશું નવું જોવા જવાની પરવાનગી મળતી નથી. બન્ને વખત થોડો ભાત જમું છું; પણ તે પચતો નથી. અન્ન પચવા માટે મહેનતનું કામ કરવું જોઇએ અને તે મને કરવા દેવામાં આવતું નથી. સ્વામીની સેવા કરવાનું સુખ તો મારા નસીબમાં છે જ નહિ. સઘળી સ્ત્રીઓ સ્વામીની સેવાથી સુખી થાય છે; પણ મારે તેમાંનું કાંઇ નથી. મારા સ્વામી કેવળ મને જોયા કરે છે ! નિત્ય નવી નવી સાડીઓ પહેરાવી ચંદ્રની શુભ્ર જ્યોત્સ્નામાં રાત્રે અને દિવસે સઘળો સમય મારી રૂપપ્રભાનું અવલોકન કર્યા કરે છે. તેઓ જ્યારે આ પ્રમાણે કરે ત્યારે મને તેમની સેવાનો સમય ક્યાંથી મળે ? હાય ! આ રૂપની જવાળાએ મારી જીંદગી અને યુવાવસ્થા બન્નેનો નાશ કર્યો છે.

હું ઘણીવાર મારૂં રૂપ દર્પણમાં જોઉં છું. મારા રૂમમાં એક મોટો અરીસો છે, તેમાં મારા શરીરનું પ્રતિબિંબ રાતદિવસ બેઠી

બેઠી હું જોયા કરૂં છું. મારે જેમ નાક, કાન, આંખ વગેરે અવયવો છે, તેમ સર્વ સ્ત્રીઓને હોય છે. હું કાંઇ એકલી જ રૂપાળી નથી. અમારી બ્રહ્મક્ષત્રિય કોમમાં ઘણી સ્ત્રીઓ રૂપવંતી છે, તો પછી હું આ બંધન કયા પાપથી ભોગવું છું? મારા સ્વામી મારા રૂપમાં તદ્દન મુગ્ધ છે. સાસુ હંમેશ ચિંતાતુર છે. મારૂં રૂપ મને ભાર રૂપ છે. રાત દિવસ હું વિચાર કરૂં છું કે ક્યારે હું આ દુઃખમાંથી છૂટીશ? ખરૂં કહું તો મારામાં હું કાંઇ રૂપ જોતી નથી. તેમની આંખોએ તેઓ મને રૂપવંતી જુએ છે. રૂપ, દેહની સામગ્રી હોત તો હું પણ મારા રૂપ ઉપર મોહ પામત; પણ તે નયનની સામગ્રી છે. એક વ્યક્તિને જોઇ સર્વના હૃદયમાં રૂપની જ્યોતિ એક સરખી ઉત્પન્ન થતી નથી. મારી દેરાણી થોડી રૂપવંતી છે, પણ મારા દિયરની ચરણસેવા કરી તે પોતાના નારીજન્મનું સાર્થક કરે છે. હું રૂપાળી છું; છતાં મને એ સુખ મળતું નથી.

મારા સસરા ડેપ્યુટી કલેકટર છે. તેમની બદલી અમદાવાદ થવાથી અમે સૌ અમદાવાદ આવ્યાં. અમારી સાથે એક અધ્યાપક જયકૃષ્ણ શાસ્ત્રી પણ અમદાવાદ આવ્યા હતા. આ શહેરમાં અમે કાંઇક વધારે સુખી થયાં; પણ મારા સ્વામીનો મોહ હજુ પહેલાંની પેઠે વધારે પ્રબળ રહ્યો. મેં અહીં એક કન્યાને જન્મ આપ્યો અને કન્યાની માતા થવાને લીધે મને કાંઇક સ્વતંત્રતા પણ મળવા લાગી.

અમારી સાથે આવેલા શાસ્ત્રીના શરીરનો વર્ણ છેક કાળો હતો. તેમની આંખો ગોળ અને શરીર વજ્ર જેવું પુષ્ટ હતું. તેમના અંગમાં જરાયે કોમળતા નહોતી. હું તેમનાથી બહુ ડરતી હતી. તેમને જોતાં જ મારામાં ભયનો સંચાર થતો હતો.

અમને અમદાવાદ આવ્યાં સાંભળી મારી નણંદ નડિયાદથી અમને મળવા આવ્યાં. તેમના સ્વામી નડિયાદના મુનસફ છે. મારી આ નણંદ આવી ત્યારથી જ મને ઝેરરૂપ જોવા લાગી. વાત વાતમાં તે મને ધમકાવવા માંડી. મેં હજુ સુધી કોઇનો તિરસ્કારયુક્ત શબ્દ

સાંભળ્યો નહોતો. મારા પિયરમાં હું બહુ માનથી ઉછરી હતી; પણ મારી આ નિર્દય નણંદે મારા જીવનમાં અશાંતિનું ઝેર રેડી મારૂં સર્વ કાંઇ નષ્ટ કર્યું.

અમે પતિપત્ની જે ઓરડામાં સૂતાં, તેની પાછળ એક ન્હાવાની ઓરડી હતી અને તેની ઉગમણી તરફ શાસ્ત્રીને સૂવાનું સ્થાન હતું. આજે મારા સ્વામી કાંઇ કામસર સુરત ગયા છે અને હું તથા મારી નણંદ બન્ને મારા ઓરડામાં સૂતાં હતાં. મધરાત થઇ હતી. બહાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. હું ટાઢથી બહુ જ ધ્રુજતી હતી, તેથી તાપના માટે કોલસા લેવા ન્હાવાની ઓરડીમાં ગઈ. જેવી હું કોલસા લઇને પાછી ફરી કે તરત જ મેં મારી નણંદને જોયાં. તેઓ એકદમ પાછાં વળ્યાં અને મારા તરફ તીવ્ર નજર કરી બોલ્યાં: 'ભાભી! જયકૃષ્ણ શાસ્ત્રી પણ ન્હાવાની ઓરડીમાં હતા ને? અત્યારે રાતને વખતે તમે ત્યાં શા માટે ગયાં હતાં?'

મેં પણ ક્રોધથી જવાબ આપ્યો કે:—'શાસ્ત્રી ક્યાં છે તે તમે જાણો, કારણ કે તમે ત્યાં ગયાં હતાં. હું તો તાપ કરવા સારૂ કોલસા લેવા ગઇ હતી; છતાં તમને વિશ્વાસ ન આવતો હોય તો વધારે ખાત્રી કરો.'

મારા એ શબ્દોથી તે સળગી ઉઠી. છંછેડાયલી સિંહણ પેઠે એકદમ ક્રોધના ફુંફાડા નાંખતી તે મારી સાસુના ઓરડા તરફ ગઈ અને મોટા ધાંટા પાડીને મારા કલંકની ખોટી હકીકત કહેવા લાગી. મારી સાસુએ મને પૂછ્યું, એટલે મેં કહ્યું કે: 'શાસ્ત્રીને મેં જોયા નથી.' પણ મારી એ વાત ઉપર કોઇએ વિશ્વાસ કર્યો નહિ. સવારે જયકૃષ્ણને ઘરમાં કોઇએ જોયા નહિ. તેઓ ગુમ થએલા જણાયા એટલે વહેમને વધારે પુષ્ટી મળી. સુરતથી મારા સ્વામી પણ આવી પહોંચ્યા. મારા સસરાએ તેમનો તિરસ્કાર કર્યો. મારી સાસુએ પણ ચોખ્ખું સંભળાવી દીધું કે: 'તારી વહુનો જલદી ત્યાગ કર. એ કુલટાને હું મારા ઘરમાં રાખવાની નથી.' સસરાજીએ એ વાતમાં

ઉમેર્યું કેઃ 'જો તું મારી સાથે રહેવા ઇચ્છતો હોય તો એ દુષ્ટાનો ત્યાગ કર અને એને રાખવી હોય તો તમે બન્ને આ ઘરમાંથી ચાલ્યાં જાઓ.'

મારી નણંદે કહ્યું: 'એ અભાગિનીને કાઢી મૂકો. મારા ભાઇને બીજી સ્ત્રી જોડે પરણાવીશું.'

મારા રૂપનું કુસુમ સૂકાઇને ખરી પડ્યું. જયકૃષ્ણના મનમાં પાપ હતું કે નહિ તે હું જાણુતી નથી. મેં તેમને ન્હાવાની ઓરડી આગળ જોયા નહોતા. તેમના ઉપર મારો સ્નેહ નથી. મારા મનમાં પણ પાપ નહોતું; કિન્તુ મારા ભાગ્યમાં કલંક લખાએલું તે કોણ ટાળી શકે? મારા આ ખોટા પાપની ચર્ચા ચારેય તરફ ચાલી રહી. સ્વામી મારી પાસે આવ્યા. તેઓ મને જોઇ ગદ્દગદ સ્વરે કહેવા લાગ્યા: 'આજે તને તારા પિતાને ઘેર મોકલવાની છે. તારો ભાઇ સ્ટેશનપર હાજર રહેશે.'

મેં રડતાં રડતાં કહ્યું: 'મારો શો અપરાધ છે કે તમે મારી યુવાવસ્થામાં મારો ત્યાગ કરો છો? તમારી આ કન્યા સુબાલા તરફ જોઇને તો જરા દયા આણો. હું મારા ભાઇને ઘેર કદી જવાની નથી.'

'પણ અત્યારે તને ત્યાં મોકલ્યા સિવાય ચાલે તેમ પણ નથી. મારી મરજી પ્રમાણે ચાલવાથી તારૂં માન સચવાશે. નોકર સાથે બળાત્કારે મોકલવાથી તારી પ્રતિષ્ઠા ઘટી જશે, માટે વિચાર કરી તૈયારી કર અને સર્વ સામાન બાંધ.'

'સંસારનું સઘળું સુખ તજીને જાઉં છું તો પછી સામાન લઇ જવાની શી જરૂર છે?'

'નહિ, તારૂં જે કાંઈ હોય તે લઇને જ તારે જવાનું છે.'

'નાથ! લગ્ન થયાં છ વર્ષ થયાં, પણ આપના ચરણની સેવા કરવાનો મને સમય આપે આપ્યો નથી. આજે તે બન્ને ચરણો પકડીને હું પૂછું છું કેઃ એકવાર મારા તરફ દૃષ્ટિ કરી—મારી આ બાળકન્યાની સામે જોઇ કહો કે તમારી દૃષ્ટિમાં હું નિરપરાધિની છું કે

નહિ ? તમે એક વખત મને કહો એટલે મારી સઘળી જ્વાળા શાંત થશે. મારૂં બધુંય દુઃખ નાશ પામશે.'

સ્વામીના બન્ને ચરણ પકડી મેં આક્રંદ કર્યું. મારી સામે જોતાં જ તેઓ એકદમ નીચે બેસી ગયા અને બન્ને હાથ મારા ગાલ ઉપર ફેરવી, મને ગાઢ આલિંગન આપી, મારાં આંસુને લ્હોતા લ્હોતા તેઓ બોલવા લાગ્યાઃ 'પ્રિય ! તું રડ નહિ. તારો રડતો ચહેરો જોઇ મારી આંખો સ્થિર રહી શકતી નથી. તારી વાત સાંભળી હું ભ્રમમાં પડી ગયો છું. તું મારૂં સર્વસ્વ–સુખ–વૈભવ–હૃદયનું વિશ્રાંતિ સ્થાન છે. તું સતી, સાધ્વી છે. મારી નજરે તું શાંતિ, શ્રદ્ધા, નીતિ અને ધર્મની સાક્ષાત્ પ્રતિમા છે. તારો ત્યાગ કરવાથી મને ઘણું દુઃખ થાય છે. તું મારા તરફ જો. હું એક દિવસમાં તદ્દન નિસ્તેજ બની ગયો છું.'

'તો પછી તમો મારો ત્યાગ શા સારૂ કરો છો ? સ્વામી ! ચાલો, બીજા દેશમાં ચાલ્યાં જઇએ. ભીખ માગીને ત્યાં આપણા દિવસો પૂરા કરીશું.'

'છટ્ ! એવી સલાહ ન આપ, ઇશ્વર નિરાકાર છે પણ માતાપિતા આ દુનિયામાં સાકાર દેવતા છે. તેઓ તને કાઢી મૂકવાનું કહે છે. તેમની આજ્ઞા ન પાળવી એ ઘોર પાપ છે. તું સતી છે; પણ મારાં માતાપિતાનો તિરસ્કાર પામેલી છે. તને ઘરમાં રાખી હું કેવી રીતે સુખી થઇ શકું ? તું હવે જા. તારો પ્રભુ મરણ પામ્યો છે. તું વિધવા થઇ છે. મારા શરીર ઉપર મારાં માબાપનો અધિકાર છે. તેમની ઇચ્છા પ્રમાણે મારે ફરીને પરણવું પડશે.'

આ પ્રમાણે કહી તેઓ ઓરડા બહાર ચાલ્યા ગયા. હું એકદમ મૂર્છિત થઇ જમીન ઉપર પડી ગઇ.

* * *

હવે હું મારા માતપિતાને ઘેર રહું છું. મારા પતિએ ફરી લગ્ન કર્યું છે. તેમને સંતતિમાં પુત્રરત્નનો લાભ મળ્યો છે. તેઓ હવે નોકરી પણ કરે છે. પુરુષ જાતિ નિર્દય અને સ્વાર્થી છે અને સ્ત્રીજાતિ



રૂપાળી:

વાર્તા ૯ મી

'મારા જીવનના સુખનું એક અવલંબન મારી કન્યા સુબાલા છે...તેને રમાડતાં, ખેલાવતાં, શાંન્ત ચાંદનીમાં હાસ્ય કરાવતાં અને ભણાવતાં દિવસો વીતે છે'

પ્રેમના તત્ત્વ-આત્મત્યાગને પ્રકટ કરવા સરજાએલી છે. મારા પતિએ નિષ્ઠુર બની મને પગથી ઠોકર મારી; પણ તેથી શું? હું તો હજુ પણ તેમના સુખે સુખી છું. પ્રભુ દર્શન ન આપે તો પણ ભક્ત તો તેમના ગુણ ગાયા જ કરે છે!

હું સધવા હોવા છતાં સ્વામી સેવાથી દૂર છું. મારા જીવનના સુખનું એક અવલંબન મારી કન્યા સુબાલા છે. મારી બાલિકા સુબાલા મારી પાસે રહે છે. તેને રમાડતાં, ખેલાવતા, શાંત ચાંદનીમાં હાસ્ય કરાવતાં અને ભણાવતાં દિવસો વીતે છે. પૂર્વકાળની એ સુખ સ્વપ્નની સ્મૃતિ હજુ મને યાદ આવ્યા કરે છે. આ જગત્માં મારૂં સ્થાન વર્તમાન તેમજ ભવિષ્યમાં મને ક્યાંઇ જણાતું નથી!

આગ લાગો એ રૂપમાં! રૂપથી મારે બહુ સહન કરવું પડયું છે. જે રૂપને લીધે હું માન અને સત્કારમાં મોટી થઇ, મંગળકારી લક્ષ્મી સમાન ગણાતી, તે રૂપને લીધે જ હવે હું વેદનાની ભૂમિમાં ભટકું છું. સ્વર્ગનાં દ્વાર ક્યારે ખુલશે તેની રાહ જોઇ મારા આયુષ્યના દિવસો પૂરા કરૂં છું; બળ્યું એ રૂપ!

જો મને એટલા રૂપની પ્રાપ્તિ ન થઇ હોત તો મારે આ દુઃખ વેઠવું પડત નહિ! પ્રથમ મારા સ્વામી મારા રૂપની પૂજા કરતા હતા અને હું રાતદિવસ તેમની શ્રદ્ધા જોઇ મનમાં વૈરાગ્ય પામતી હતી. શું આ તેનું પ્રાયશ્ચિત નથી? રૂપનો આ તુષાનલ રાવણની ચિતા પેઠે મરણ પર્યંત્ મારા આ શરીર ઉપર સળગ્યા કરશે. હું મરણ પામી નથી; પણ શું હવે હું જીવી શકીશ?'

(૧૦)

# મોં ધી

અફસોસ ! સમાજના જુલમની હું શી વાત કરૂં ? આ દેશમાં ધર્મી કસાઇઓને હાથે મનુષ્ય વેચવાનો ધંધો એવો ધમધોકાર ચાલી રહ્યો છે કે તેને લીધે મારા જેવી અનેક દુઃખી અબળાઓ બાળપણમાં વિધવા બની સદાને માટે રખડતી થઇ જાય છે. કોઈ પણ ઉંચા હેતુ વગર કજોડાનાં લગ્ન કરવાં અને છોકરાં જણાવ્યા જવાં, પછી તે છોકરાં બાળવયે વેચવાં અને રંડાય એટલે રખડતાં મૂકવાં. શું આ ધર્મ છે ? શું આ સમાજની નીતિ છે ? પરમાર્થના લેબાસમાં છુપાએલા સ્વાર્થી કીડાઓ બડી બડી વાતો કરે છે; પણ ઉંડું અને ખરૂં કારણ કોઇ તપાસતું નથી, સમાજે સ્ત્રીને આત્મા માનવાને બદલે ભોગ્ય પદાર્થ માન્યો છે અને એકનો ભોગવેલો પદાર્થ બીજા કોઇના ભોગવવામાં આવે એ ખ્યાલથી ઇર્ષ્યા ઉત્પન્ન કરી તેને ધર્મનું નામ આપ્યું છે. આ ધર્મની દીવાલો પાછળ વિધવાઓના મોટા સમૂહોની ભયંકર ચીસોનો પડઘો સમાજથી સાંભળી શકાતો નથી. જે બાલિકાને પત્ની બનવાની ઇચ્છા ઉત્પન્ન થઇ નથી, તેને પત્ની બનાવી-સ્મશાનને પૂર્ણ રસ્તે પહોંચેલા વૃદ્ધની બૈરી બનાવી, સમાજ કોઇ દિવસ સારૂં ફળ કાઢી શકે નહિ. શું કોઇ કન્યા પોતાના દાદા થવા યોગ્ય બુઢ્ઢા-બુઝર્ગની પત્ની

થવાનું પસંદ કરી શકે ? અને તેની ઇચ્છા વિરૂદ્ધ પરાણે પરણાવી દીધા પછી તેને તત્કાળ વિધવાપણું આવે તો તેમાં તેનો દોષ ગણાઇ શકે ? એ સમાજનો દોષ છે. અને સમાજના દોષને માટે તેને દંડવા તૈયાર થવું એ નિર્દયતા અને અધર્મ છે. ઇર્ષ્યાનાં રમકડાંઓએ રચેલો વ્યવહાર શું સર્વને માટે ફરજિયાત હોઈ શકે ? મારા આ પ્રશ્નથી વાચક, તું ભડકી ઉઠીશ નહિ. તને વિચાર કરી યોગ્ય નિર્ણય બાંધવા માટે આ રહી મારી જીવતી જાગતી કર્મકથા ! ઘડીભર લાગણીને કાબુમાં રાખી તે વાંચજે અને જો તેથી કાંઇપણ તને અસર થાય તો ધર્મને અને વ્યવહારને જુદા પાડવાનું શીખજે.

દુર્ભાગ્યની પ્રબળતાથી મને ઘણા કડવા અનુભવો થયા છે. અને તેને લીધે સમાજ ઉપર એક પ્રકારની અશ્રદ્ધા ઉત્પન્ન થઇ ગઇ છે. હિન્દની પેટા જ્ઞાતિઓનાં બંધારણ એવાં વિચિત્ર છે કે તેની વિચિત્રતાનો ભોગ સ્ત્રીઓ જ થઇ પડે છે. સોનારૂપાના ટુકડા સાથે જે સમાજ કન્યાઓને વેચી શકે, તે સમાજને પંઢરપુર જેવાં તીર્થ સ્થળોમાં થતા ગર્ભપાતો અને બાળહિંસાઓ જોવાનો વખત આવે જ. હાથે કરીને અધઃપતનનો રસ્તો શરૂ કરવો અને પછી એ રસ્તે ઉતરી પડતી અબળાઓને નિંદવી એ કયાંનો ન્યાય ?

હું જન્મથી દરિદ્ર છું અને જન્મ પહેલાંથી જ અભાગિની છું. મારી માતા સગર્ભા હતી ત્યારે મારા પિતા મૃત્યુ પામ્યા. ગર્ભાવસ્થાથી જ મેં મારા પિતાને કાળના મોઢામાં મોકલેલા હોવાથી મારી માતાને મારા સંબંધમાં ખરાબ ભાસ થયો. સાધારણ સ્થિતિનાં કુટુંબોમાં બહુધા એવું જણાય છે કે તે કુટુંબનો આગેવાન મરણ પામતાંની સાથે કુટુંબને દૈન્યાવસ્થા પ્રાપ્ત થઇ જાય છે. આ અનુભવ મારી માતાને પણ થયો. બિચારી પતિના મરણની સાથે જ દીન બની જઇ બીજે દિવસે પેટનો ખાડો શી રીતે ભરવો તેની ચિંતામાં પડી ગઇ. કાંઇ કામધંધો કરીને ગુજરાન ચલાવી શકાય; પણ સગર્ભા હોવાને લીધે તે બની શકે તેમ નહોતું. મારા

પિતાએ પોતાના આયુષ્યનો વિમો ઉતરાવ્યો હોત, કિંવા કુટુંબ-પોષણની બીજી કાંઇ વ્યવસ્થા કરી રાખી હોત તો મારી માતાને આટલી ચિંતા આવી પડી હોત નહિ. પરંતુ પોતાની પાછળ કુટુંબનું શું થશે એ વિચાર કદી મારા પિતાને નહિ આવેલો હોવાથી તેમણે તે સંબંધી કાંઇ વ્યવસ્થા કરી નહોતી. આથી મારી માતા પતિના મરણને બીજે દિવસથી જ ગરીબ દશામાં આવી પડી. તેને મોટી આશા હતી કે પોતાને પુત્ર થશે અને તે મોટો થયા પછી પોતાનું પોષણ કરશે; પરંતુ દિવસો પૂર્ણ થયા પછી પુત્રને બદલે હું અભાગિની અવતરી અને મેં તે બિચારીને નિરાશ કરી.

મારા જન્મથી મારી માતા નિરાશ થઇ; છતાં પણ સ્ત્રીઓના પ્રાકૃતિક ધર્મ પ્રમાણે તેના હૃદયમાં મારા માટે વાત્સલ્ય ઉત્પન્ન થયું અને તે મારૂં સારી રીતે સંગોપન કરવા લાગી. મારૂં નામ પાડ્યું મોંઘી: તેણે મને બહુ ઉંચા પ્રકારે ઉછેરી હોત; પરંતુ દરિદ્રાવસ્થાને લીધે તે નિરાશ થઇ ગઇ હતી. હું પાંચ, છ વર્ષની થઇ નહિ ત્યાં તો વૃદ્ધ, લુલા, લંગડા, આંધળા પણ શ્રીમંત ઉમેદવારો મારી માગણી કરવા મારી માતાની પાસે આવવા લાગ્યા. આટલી નાની ઉમ્મરમાં મારૂં લગ્ન કરવાનો તે બિચારીને વિચાર નહોતો; પરંતુ ગરીબ દશાને લીધે પૈસાના લોભને તે અટકાવી શકી નહિ. કચ્છના એક ૫૦ વર્ષની વયના ઘરડા જૈન ખચ્ચર સાથે કેવળ સાત વર્ષની ઉમ્મરે તેણે મારૂં લગ્ન કરી દીધું. હું મારા સ્વામીને માટે શરૂઆતમાં જ ‘ખચ્ચર’ શબ્દ વાપરૂં છું; તેથી મારી કેટલીક ધર્મઘેલી બ્હેનો ચમકી ઉઠશે; પણ હું કહેવાની રજા લઇશ કે: એક કાચી ઉમ્મરની હસતી ખેલતી છોકરીને તેનાથી સાત ગણી ઉમ્મરના કલપ લગાડી ધોળા વાળને કાળા બનાવી આવેલા વરરાજા સાથે ફેરા ફેરવવામાં આવે ત્યાં તે કન્યાના મનમાં ક્યાંથી સદ્ભાવ હોય ?

મારાં લગ્ન અટકાવવા મુંબઇના અમારી જ્ઞાતિના મુઠ્ઠીભર પરોપકારી પુરુષોએ કોશેશ કરી હતી; પણ તે વ્યર્થ ગઇ હતી.

જ્યાં કન્યાની માતા જ આંખ આડા કાન કરી છોડીને કૂવામાં ધકેલે ત્યાં થોડીક વ્યક્તિઓના પોકારથી શું વળે ? અમારા કચ્છી-ભાઈઓએ એકઠા થઈ ધારા ઘડયા હતા અને કન્યાવિક્રય તદ્દન બંધ કર્યો હતો. વળી સાંભળવા પ્રમાણે કન્યાવિક્રય નહિ કરવા ત્રણ ત્રણ વખત તીર્થંકરના સોગાન લીધા હતા; પણ તેનું પરિણામ શૂન્યમાં જ આવ્યું હતું. લગ્ન વખતે મારૂં લગ્ન થયું કે શું થયું તે હું કાંઈ સમજી નહોતી. અત્યારે મને તે કાંઈ યાદ પણ નથી. પરંતુ વાજીંત્રો વાગતાં હતાં અને હું સારૂં સારૂં ખાતી હતી એટલું જ મને સ્મરણમાં છે. મારી માતાએ જે બુઢ્ઢાજી સાથે મને પરણાવી હતી, તે બુઢ્ઢાજીએ પરણ્યા પછી ત્રીજે જ વર્ષે નિર્વાણપદ પ્રાપ્ત કર્યું હતું. હું તરત જ સધવાની વિધવા થઈ ગઈ હતી. કૌમાર્ય, સૌભાગ્ય અને વૈધવ્ય એ ત્રણ અવસ્થા એક પછી એક એટલી ઉતાવળે મને પ્રાપ્ત થઈ હતી કે તેવી રીતે બીજી સ્ત્રીઓને ભાગ્યે જ પ્રાપ્ત થતી હશે. હું જે દિવસે વિધવા થઈ તે દિવસે આનંદમાં ખેલતી હતી; કારણકે મને વૈધવ્ય એટલે શું ? અને જે મરી ગએલ છે તેનો અને મારો સંબંધ શું છે ? તેનું મુદ્દલ જ્ઞાન નહોતું. આડોશીપાડોશીની સ્ત્રીઓ મારી માતાને આશ્વાસન આપવા આવતી; પણ હું આનંદમાં રમ્યા કરતી. મારી માતા મને કહેતી કે: 'કોઈ આવે છે તો પણ રડતી નથી.' પરંતુ એ અજ્ઞાન અવસ્થામાં મને રડવું ન આવે તેમાં મારો શો દોષ ? વખતસર ખાવા ન મળે, માતા રમવા જવા ન દે, કિંવા કાંઈ અણગમતું થાય તો જ રડવું આવતું. પતિને માટે મેં કદી આંસુનું ટીપુંય પાડયું નથી !

મારા વૈધવ્યને લીધે મારી માતાને સ્વાભાવિક દુઃખ થયું; પરંતુ તેની પાછળ હવે દારિદ્ર્યની ચિંતા નહોતી; કારણકે વૃદ્ધના હાથમાં મારૂં વેચાણ કરવાને લીધે તેને ખુબ પૈસા મળ્યા હતા. તથાપિ હું પેટમાં હતી તે વખતે તેના પતિનું થએલું મૃત્યુ, પ્રસવ વખતે તેને થએલું વિલક્ષણ કષ્ટ અને લગ્ન પછી તરતજ શ્રીમંત

હતું. સુધરેલી ઢબની પત્ર લખવાની પદ્ધતિ અને વાતચીતથી અનેક મોહાંધોના પૈસાનું ધોળે દહાડે તે પાણી કરી રહી હતી. અમદાવાદની ફિમેલ ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષમાં તે પાસ થએલી હતી અને પોતાની મીઠી જીભથી તથા અધિકારીઓને આડકતરી રીતે ખુશ કરવાની રીતથી દરવર્ષે પ્રમોશન મેળવી રહી હતી. તે પૂર્ણ વ્યભિચારિણી હતી. મોટી ઉમ્મરની કન્યાઓને તે અનીતિને રસ્તે ઉતારી દલાલીના દામ પણ મેળવતી હતી. આ વીસમી સદીની એ પણ એક વિચિત્રતા છે કે બહારના આડંબર અને ટાપટીપથી શિષ્ટ સમાજની આંખમાં ધુળ નાંખીને એવી બાઇઓ કેળવણી આપવાના ધંધામાં નભે જાય છે; પણ આવી વિલક્ષણ વર્તનવાળી બાઇઓ દેશના સ્ત્રીશિક્ષણમાં શું સુધારો કરી શકે તેમ છે? ઉપદેશ કરતાં જે ધંધામાં અનુકરણનો આશય વધારે પ્રમાણમાં રહેલો છે, એવા શિક્ષકના ધંધામાં તો ઉત્તમ ચારિત્ર્યવાળી શિક્ષિકાઓ રાખવી જોઇએ. હું ચૌદ વર્ષની થઇ ત્યાં સુધી શાળામાં ભણતી હતી અને હજુ એકાદ વર્ષ વધારે ભણવાનો મારો વિચાર હતો; પણ એવામાં મારી શિક્ષિકાની નીચતાને લીધે મારે શાળા છોડવી પડી. એક દિવસ તેણે મને અવળે રસ્તે ઉતરવાનો ઉપદેશ આપ્યો અને અને લાલચો બતાવી મોટી મોટી વાતો કરી. મારૂં મન તેની લાલચોથી લલચાયું અને બીજે દિવસ તેની ઇચ્છા પ્રમાણે વર્તવાનું કબુલ કર્યું; પણ એવામાં હું એક આકસ્મિક રીતે એ પાપથી બચી ગઇ.

મારો સ્વભાવ બહુ ભોળો હતો. મને સારા માઠાનો વિચાર નહોતો. મેં સંસાર જોયો નહોતો. પરણ્યા પછી હું સાસરે બહુ થોડું ગઇ હતી. મારી ઉમ્મર નાની હતી એટલે મારા વૃદ્ધ પતિદેવે મારા માટે કાંઇક ધીરજ ધારી હતી. જો કે એક વખત રાત્રિને વખતે મને કુદરતના ધર્મોનું ભાન કરાવવા તેમણે કોશિશ કરી હતી; પણ હું ભયથી ચીસ નાંખીને બીજા ઓરડામાં દોડી ગઇ હતી અને અંદરથી સાંકળ વાસીને આખી રાત તેમાં સુઇ રહી

હતી. એ પ્રસંગ બન્યા પછી કદી પણ તેમણે મને છંછેડી નહોતી; પરંતુ હાય ! મારી સાથેનાં તેમનાં લગ્નથી તેમની મુરાદ બર આવે તે પહેલાં તો ક્રૂર કાળે તેમને પોતાના પંઝામાં લઇ લીધા અને મારા સ્ત્રીત્વનો ઉપભોગ તેઓ કરી શકયા નહિ !

મારી શિક્ષિકાએ મને જે લાલચ દેખાડી લાભ આપવાની વાત કરી હતીઃ તે વાત ઘેર આવી મેં મારી બાને કહી દીધી. એનું પરિણામ એ આવ્યું કે બીજા દિવસથી મને શાળામાં તેમ જ ઘર બહાર જતી અટકાવવામાં આવી. યૌવન અને સૌન્દર્ય નારી જાતિનાં પ્રબળ વૈરી હોવાથી ઘણીકવાર નારીના શિર ઉપર તે એવી તો અનિવાર્ય આપત્તિને ખેંચી લાવે છે કે, જો તે આપત્તિના વખતમાં સ્ત્રી પોતાના ધર્મ તથા નીતિના શસ્ત્રથી એ શત્રુઓને ન હરાવે તો પોતે એ વૈરીથી પરાજય પામી હંમેશને માટે નિર્બળ બની જાય છે.

વિધાતાએ મને થોડું સૌન્દર્ય આપેલું હોવાથી તારૂણ્યની સાથે જ મારે માથે લોઢાની પનોતી બેઠી. હું જો કુરૂપ હોત, મારી તરફ જોતાં જ લોકોને કંટાળો આવે એવા પ્રકારનું રૂપ જો મને ઇશ્વરે આપ્યું હોત, તો હું તેની અત્યંત ઋણી થઇ હોત; પરંતુ મને મોહક સૌન્દર્ય આપી તેણે પુષ્કળ ભુલ કરી એમ મને લાગે છે. હું પંદરમે વર્ષે ખીલતી યુવાનીને લીધે અધિક સુસ્વરૂપ દેખાવા લાગી. આ જગતમાં સારા માણસો કરતાં દુષ્ટ માણસો અધિક દૃષ્ટિએ પડે છે. સમાજમાં દુષ્ટ, નિંદક, મદાંધ, વ્યસની અને દુરાચારી વધારે મળી આવે છે. તે લોકોના ત્રાસથી મારે ઘર બહાર નીકળવું પણ ભારી થઇ પડયું. કાંઇ કાંઇ કામ નિમિત્તે બહાર જાઉં કે તેઓ મારી તરફ જોયા કરે, ખડખડ હસી મારી મઝાક કરે અને કેટલાક તો હું સ્પષ્ટ સાંભળી શકું તે રીતે બીભત્સ શબ્દો પોતાના સ્નેહીઓ પાસે ઉચ્ચારે. અરે, તે વખતની તે મર્માંતિક વેદનાનું સ્મરણ થતાં અત્યારે પણ હૃદય કંપી ઉઠે છે.

સમાજનું અનાથ વિધવાઓના સંબંધમાં કેવું વિલક્ષણ વર્તન

એક રસભરી સામાજિક નવલકથા

# હું બંડખોર કેમ બની?

લખનાર: લક્ષ્મીબ્હેન ગો. ડોસાણી.

( તંત્રી: સમાજજીવન )

સમાજની 'ડાયરશાહી' સામે ખેઠો બળવો કેમ જગાડાય? તેનો માર્ગ બતાવતી આ નવલકથા ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડે છે.

સમાજે માનેલી 'અસહાય' અને 'અભાગણી' વિધવા મેનાબ્હેન સમાજની ઘાતકી રૂઢિઓ સામે કેવું બંડ જમાવે છે? તેમાં કેટલી ધીરજ ધારણ કરવી પડે છે? અંતે શી રીતે બંડ સફળ થાય છે? શુદ્ધ ચારિત્રશાળી, મજબુત મનોબળ ધરાવનારી એક જ વિધવા મેનાબ્હેન કેટલી હદ સુધી પરિવર્તન કરી શકે છે? આ બધું તમારે જાણવું હોય તો આ બંડખોર નવલકથા તમારે વાંચવી પડશે જ: આવું પુસ્તક હજી સુધી બીજું કોઇ પ્રગટ થયું નથી.

આ પુસ્તકવિના તમારી ગૃહલાયબ્રેરી સૂની સૂની છે.

**પ્રસ્તાવના**: આ પુસ્તકની પ્રસ્તાવના **વિદુષી બ્હેન વિનોદિની બ્હેન રમણભાઇ નિલકંઠ** બી. એ.એ લખેલી છે.

પાકું સુંદર સોનેરી પુઠું, ઊંચા ફેધરવેટ પેપરપર કળામય છપાઇ, સુંદર નયનરંજક ચિત્રો, કિમ્મત માત્ર રૂ. ૨–૮–૦.

આજેજ ગ્રંથમાળાના ગ્રાહક બની આવો સસ્તો લાભ મેળવો.

લખો:

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**

૨૦૬૭, રાયખડ રોડ: અમદાવાદ.

૧

# એક શ્રાવિકા

વરસાદ રહી ગયો હતો; પણ આકાશમાંથી તિમિરવર્ષણ બંધ થયું નહોતું. કવચિત્ વિજળીના ચમકારાઓ અંધકારનો પ્રતિરોધ કરતા હતા, પણ પાછું તરત જ ગાઢ તિમિર છવાતું હતું. મારા બંગલાની આગળના ભાગમાંનો બગીચો પણ પાણીથી રેલાયો હતો. થોડા વખતથી મેં તેમાં એક ચંપેલીમંડપ બનાવ્યો હતો. અત્યારે તેના ક્યારામાં પાણીનો વધારે જમાવ કરવા હું હાથમાં ફાનસ લઇ ઉઘાડે શરીરે બાગમાં ફરતો હતો. એકાએક બહાર સરિયામ રસ્તા ઉપર કોઇ અંધાર પછેડો ઓઢી આવતું હોય તેમ જણાયું. દરવાજા પાસે આવતાં તો મને આશ્ચર્ય થાય તેમ તે વ્યક્તિ એક સ્ત્રી તરીકે મારી સમક્ષ રજુ થઇ. તેણે કાળી સાડી ધારણ કરી હતી. હાથમાં એક નાનું પોટલું હતું અને કુદરતની તે વખતની નૈસર્ગિક ભીષણતા તેને સ્પર્શ કરતી ન હોય તેમ તે નિર્ભય જણાતી હતી. થાકનાં સર્વ ચિહ્નો તેના વદન ઉપર સ્પષ્ટ જણાતાં હતાં; છતાં તે કોઇ દુરાગ્રહી અને ટેકીલી સ્ત્રી હોય એમ મેં અનુમાન કર્યું. જીજ્ઞાસા વધતાં નેત્રસંકેતથી મેં તેને અંદર બોલાવી અને તે આવી પણ ખરી! મંડપની પાસે એક કોચ પડેલો હતો. તેના ઉપર સ્થાન

લેતાં તેણે 'હા..શ 'નો ઉદ્દગાર કાઢયો; એટલે મેં તેને કહ્યું:—' આવા ગાઢ અંધકારમાં એકલાં નીકળવામાં તમે ભૂલ કરી છે બાઇ!'

'ભૂલ? હા ભૂલ તો એ જ એક મોટી કરી છે કે જ્ઞાનપ્રદીપને હૃદયમંદિરમાં પ્રકટાવી શકી નથી. અને તેને પરિણામે અજ્ઞાનના અંધકારથી છવાએલું હૃદય લઇ આ જગતમાં ફરવું પડે છે.'

મને તે સ્ત્રી ઘણી દુ:ખી જણાઈ. જીજ્ઞાસા વધવાથી મેં પૂછયું: 'બાઇ તમારાં સંદિગ્ધ વચનોથી મને કાંઇ સમજાતું નથી. તમે બહુ દુ:ખી જણાઓ છો, પણ સંસારમાં સુખ–દુ:ખ એ માત્ર મનનાં કારણ છે.'

'હા, આજકાલના તમારા જેવા અંગ્રેજી ભણેલા જુવાનીઆઓ એમ બોલે છે; પણ પ્રસૂતાની વેદનાનો વંધ્યાને અનુભવ હોતો નથી. સુખદુ:ખ મનનાં કારણો છે પણ અનુભવમાં આવે છે, ત્યારે જ તેનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. આ પૃથ્વીપરના અંધકાર કરતાં મારા આત્માનો અંધકાર મને વધારે ભય પમાડે છે. હું તેનાથી જ ડરૂં છું.'

'પણ આ દુનિયામાં તમને એવું કયું દુ:ખનું કારણ છે જે તમારી પાસે આવા ઉષ્ણ નિ:શ્વાસ કઢાવે છે?'

'તમને તે જાણવાથી શું લાભ છે? હજુ તમારા વદન ઉપર બાલિશતા છવાએલી છે. કદાચ વિદ્યાર્થી જીવનની પૂર્ણાહુતિ પણ નહિ થઇ હોય! સંસારના દુ:ખના પ્રસંગો તમે જાણ્યા નથી–જોયા નથી અને મને ભય લાગે છે કે મારી દુ:ખાત્મક કથાથી તમારા શાંત હૃદયમાં વિના કારણ મોટો ખળભળાટ થશે.'

'આપણા સાંસારિક રીતરિવાજોની દુ:ખાત્મક ઘટનાઓ કરતાં બીજા આ જગતના એવા કયા માઠા પ્રસંગો છે કે, જે જાણવાથી મારા હૃદયમાં ખળભળાટ થવાની તમે વાત કરો છો? એ રૂઢિબંધનોનો તો આપણાં બાળકોને બાળપણથી જ પરિચય હોય છે. સંસારનું વેદનાત્મક શિક્ષણ લેવા માટે વયની કે કાળની બિલકુલ

જરૂર પડતી નથી. કેટલાકને મોડું સમજાય છે; પણ અજ્ઞાત તો કોઇ ભાગ્યે જ રહે છે. બ્હાઇ! મારા હૃદયને કોમળ ગણી તેને આઘાત થવાની બ્હીક તમે રાખતાં હો તો તે તમારો ભ્રમ છે: કારણ કે આ સંસાર સુખ દુઃખના મિશ્રણથી જ સંલગ્ન થયો છે, એ હું સારી રીતે જાણું છું. અનુભવ કોઇ ઓર ચીજ છે અને મને અત્યાર સુધીમાં જે અનુભવો થયા છે, તે ઉપરથી કહી શકું છું કેઃ તમારી કર્મકથા મને એક રીતે લોકકલ્યાણની પ્રવૃત્તિમાં ઉતરવાનું નવીન બળ આપે તેવી હશે; છતાં એ સાંભળવાને હું લાયક ન હોઉં એમ જ કલ્પના થતી હોય તો દુરાગ્રહ કરવો એ પણ અવિનય છે.'

'ના, ના, એમ કાંઇ નથી, તમને પ્રથમ ના કહેવાનું કારણ તો મેં આગળ જણાવ્યું તે જ છે; પણ જ્યારે તે તમે સમજી ગયા છો ત્યારે મને કહેવામાં કાંઇ અડચણ નથી.' બોલતાં બોલતાં તે રડી પડી.

આકાશમાં અંધકાર લુપ્ત થતો જતો હતો. શુક્લપક્ષની ચતુર્થીનો ચંદ્ર ઉદય પામ્યો હતો. નક્ષત્રો અને તારકગણો પાછાં પોતાની નૈસર્ગિક તેજસ્વિતા ધારણ કરવા લાગ્યાં હતાં અને રાત્રિ આગળ વધતી હોવાથી વિલાસમંદિરોના દીવાઓ ઝાંખા પડવા લાગ્યા હતા. મેં તે દુઃખી બ્હાઇને બગીચાની ઠંડી હવામાંથી ઉઠી દિવાનખાનામાં આવવા કહ્યું અને તત્કાળ તે આવી પણ ખરી. ઘરમાં સૌ માણસો નિદ્રાધીન હતાં. એકલું ઘટિકાયંત્ર ( ઘડિયાળ ) ત્યાંની નિઃશબ્દતાનો પ્રતિરોધ કરતું જાગતું હતું. તે સ્ત્રીએ મારી ખુરશી સામે જ પડેલી એક ખુરશી ઉપર સ્થાન લીધું; એટલે મેં તેને આશ્વાસન આપ્યું. ત્યારપછી મારા માયાળુપણાની અને તે વખતના કુદરતી સૃષ્ટિસૌંદર્યની પ્રસ્તાવના રૂપે થોડી વાતો કરી તેણે પોતાની કર્મકથા શરુ કરી.

મારો જન્મ આજથી અઠ્ઠાવીસ વર્ષ ઉપર ગુજરાતમાં **અહિંસા પરમો ધર્મ**: એ સૂત્ર સાથે જોડાએલી વિખ્યાત જૈન કોમમાં થયો હતો. મારા પિતાની સ્થિતિ સાધારણ હતી. પણ કહે છે કે તેમણે

મારા જન્મ વખતે આખા ગામને સાકર વહેંચી હતી. બીજી જ્ઞાતિઓમાં પુત્ર જન્મથી આનંદ ઉત્સવ થાય છે. ત્યારે અમારી જૈન કોમમાં બહુધા કન્યાના જન્મથી હર્ષ થાય છે. આવી નારીમહત્તાના કે સ્ત્રીસમાનતાના ઉપલક દેખાવથી સ્ત્રીસુધારકો ઘણા ખુશી થશે, પણ મારે સ્પષ્ટ જણાવવું જોઇએ કે અમારી કોમમાં પુત્ર કરતાં પુત્રી પિતાના આર્થિક વ્યવહારને વધારે અનુકુળ જણાય છે. પુત્રને પરણાવવા માટે હજારોનું ખર્ચ કરવું પડે છે, પણ પુત્રી તો હજારો રૂપિયા કમાવી આપે છે. જગતમાં પૈસો એ જ મોટી ચીજ મનાયછે. માણસ તેને માટે અનેક કાળાં ધોળાં કામ કરે છે, શ્રમ વિના પ્રારબ્ધને ફેરવી નાંખવાની ચાવી એકદમ હાથમાં આવે એ કોને ન રુચે? મારા પિતા અત્યંત ખુશ થયા અને મારા જન્મથી જો કોઇને સૌથી પહેલો લાભ મળ્યો હોય તો તે મારી માતાને મળ્યો, કારણ કે મારે લીધે તેની સુવાવડ બહુ કાળજીપૂર્વક થઇ!

હું જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ મારા પિતાની મારામાં વધારે આશા બંધાતી ગઇ. બાળપણમાં મારૂં લાલનપાલન બીજી કોમની કન્યાઓ પેઠે ઉપેક્ષાદર્શક નહોતું, એટલે પૌષ્ટિક ખોરાકથી અને યોગ્ય માવજતથી હું એકદમ ખીલવા લાગી. હું બહુ રૂપાળી હતી એ શબ્દો કદાચ આપને અભિમાનથી ઉચ્ચારાએલા જણાશે, પણ મારૂં માગું કરવા જે જે અમારા વણિક મહાજનો આવતા તે દરેકને મોઢે મારા પિતા પ્રથમ મારા રૂપની અને પછી મારા ગુણની લાંબી લાંબી વાતો કરતા. મને ખરીદવા ઇચ્છતા કેટલાક શેઠીઆઓએ તો મારા ફોટાઓ પણ પાડી લીધા હતા.

ભાગ્યના ચમત્કાર બહુ વિલક્ષણ હોય છે; એ મારી આ હૃદયભેદક સત્ય ઘટનાના ઉલ્લેખથી યથાર્થ સમજાશે. હુ પચ્ચીસ વર્ષની થઇ ત્યાં સુધી અવિવાહિતા જ રહી! બાળલગ્નને અટકાવનારા પ્રૌઢ વિવાહના હિમાયતીઓને આથી આનન્દ થશે. પણ હું સત્ય જ કહીશ.

કે, સુધારકો સુધારાનાં બણગાં ફુંકી ભલે ફુલાય, કિન્તુ સમાજનું બરાબર અધ્યયન કર્યા સિવાય પશ્ચિમની પ્રજાનું અંધ અનુકરણ કરવું એ તો કોઇ પણ રીતે ઇષ્ટ નથી. ત્યાંની કન્યાઓ મોટી ઉંમર સુધી અવિવાહિતા રહી શકે છે. આપણા ગરમ પ્રદેશમાં તો વધારેમાં વધારે સોળ વર્ષની ઉમ્મર સુધી જ કન્યાઓને અવિવાહિતા રાખી શકાય. હું જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ મારા હૃદયમાં સંસાર-સુખની અભિલાષાઓ વધવા લાગી. મારી બ્હેનપણીઓને તેમને સાસરે જતી–આવતી જોઇ હું હીઝરાતી. તેમના પતિ સાથેની તેમની વિલાસમય વાતોથી હું મને પોતાને હતભાગિની માનતી. અજ્ઞાનતા તો એટલી બધી છવાએલી હતી કે જો મારા માતપિતાનો સખ્ત બંદોબસ્ત ન હોત તો હું કોણ જાણે કેવાયે દુષ્કૃત્યમાં પ્રવૃત્ત થાત! મારી માતા મારા ઉપર બહુ જ બારિક દેખરેખ રાખતી. સરખી વયની સખીઓ સાથે પણ એકાંત કરવા દેતી નહિ. જો કે મને એ અપ-રાધ વિનાના કારાવાસથી તે વેળા ઘણો સંતાપ લાગતો; પણ અત્યારે તેનો ફાયદો હું સમજી શકું છું.'

વરસાદ પાછો ધીમો ધીમો શરૂ થયો હતો. પવનની શીતળ લહરીઓ દિવાનખાનામાં આવી અમારા સંતપ્ત હૃદયને ઠારવા મથતી હતી. કાંઇક વિસામો લઇ તે બાઇએ પાછું આગળ ચલાવ્યું.

'ભાઇ! ઇશ્વરેચ્છા બળવાન છે. આખરે ગયે વર્ષે જ મારા કૌમારવ્રતનો અંત આવ્યો! સત્તાવીસ વર્ષે હું કન્યકા મટી પત્ની થઇ! મારા વિવાહમાં મારા પિતાએ ઘણું ખર્ચ કર્યું. આવક બહુ સારી (રૂપિયા ૨૭૦૦૦) થઇ હતી. એટલે મને પણ સારો કરિયાવર આપી સંતુષ્ટ કરી!

ગુલામોનો વ્યાપાર કરનારાઓ તરફ લોકો તિરસ્કારની નજરે જુએ છે; પણ અફસોસ છે કે આવા કન્યાવિક્રયના વ્યાપાર તરફ હજુ જોઇએ તેવી ઉપેક્ષા દર્શાવાતી નથી! અમારી જ્ઞાતિમાં ના

મારા પિતાને ઘણી શાબાશી મળી! રૂઢિસંરક્ષક તરીકે તેમને એક માનપત્ર એનાયત કરી જ્ઞાતિના અગ્રેસરોના લીસ્ટમાં દાખલ કર્યા!

હું સાસરે ગઈ, સંસારના પહેલે જ પગલે મને સમજાયું કે આ વિવાહિત જિંદગી કરતાં અખંડકૌમારવ્રત પાળ્યું હોત તો હજાર દરજ્જે ઇષ્ટ હતું. મારા પતિ મારાથી બરાબર સવાત્રણ ગણી ઉમ્મરના હતા. તેમના માથા ઉપર એક પણ કાળો વાળ ન હતો. શરીર એવું પ્રચંડ હતું કે બે માણસો ઉપાડે ત્યારે જ તેઓ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફરી શકતા. કમાવાની પ્રવૃત્તિ તેમણે બંધ કરી હતી. બધો કારભાર તેમના સાત પુત્રોને માથે નાંખી દીધો હતો. મારી સાથેનું તેમનું ચોથીવારનું પાણીગ્રહણ હતું!! પ્રથમની ત્રણ પત્નીઓથી તેમને સાત પુત્રો અને પાંચ કન્યાઓની હયાતી હતી. કોઇને અહીં શંકા થશે કે ત્યારે તેઓ મને શા માટે લાવ્યા? તો મારે અહીં તે પણ જણાવવું જોઇએ કે બીજી કેટલીક ખરાબ કુટેવોની પેઠે વારંવાર પરણવાની પણ એક કુટેવ સમાજમાં ચાલી આવે છે. મારા પતિ મને માત્ર તેમની સેવા–સુશ્રુષાનો લાભ આપવા માટે જ લાવ્યા હતા. યુવાનીમાં તેમણે ઘણું નાણું એકઠું કર્યું હતું. મારી પાંચે પુત્રીઓને પરણાવવાથી તેમની મિલકતમાં લગભગ એક લાખ રૂપિયાનો વધારો થયો હતો! મારા સાત પુત્રો (શૉકયનાં છોકરાંઓને પોતાનાં માનવાનો રિવાજ છે.) પૈકી છેલ્લા ચાર છોકરાઓ કુંવારા હતા. પોતે પરણવા કરતાં એ કુંવારા છોકરાઓનાં ઘર બાંધી આપ્યાં હોત તો ઠીક, એમ કેટલાક ડાહ્યા માણસો મારા વૃદ્ધ સ્વામીનાથને આવી કહેતા, તે હું ઘણીવાર સાંભળતી અને મને પણ એ જ વિચાર ઠીક લાગતો.'

કહેતાં કહેતાં તે સ્ત્રી વધારે ઉદાસ બની ગઇ. આંખમાંથી આંસુની ધારા વહી નીચે પડવા લાગી. મેં કહ્યું: 'બ્હેન! ઋણાનુબંધ કોણ મિથ્યા કરે?'

ઉશ્કેરાએલા અવાજે તે બોલી–' શું ઋણાનુબંધ ? હું એવું ઋણાનુબંધ માનતી નથી. હાથમાં દીવો લઇ કુવામાં ઉતરનાર મૂર્ખ જ ગણાય. કેવળ ભાગ્યને જ માનનારા આપણા સમાજની આટલી અવનતિ થયા છતાં તમારા જેવા કેળવાએલા માણસો ક્યાંસુધી પુરુષાર્થને માન નહિ આપે ? ટુંકા પરિચયથી મારા અવિવેકી બોલની માફી આપશો. પણ મને તો આપણા લોકોની મૂર્ખતા ઉપર તિરસ્કાર છૂટે છે. આ મારી વિતક વાતમાં હજુ હું જે ભયંકર બનાવ રજુ કરીશ તેથી તો તમને વધારે આશ્ચર્ય ઉત્પન્ન થશે.

હું મોટી ઉમ્મરે પરણી હતી, એટલે મારે પિયર જવાનું–આણાં વળવાનું હતું નહિ. મને જે આપવાનું હતું તે મારા પિતાએ પ્રથમ જ આપી દીધું હતું. મારા એ નૂતન ગૃહમાં માણસોની સારી ભરતી હતી. મારી શોકયની પુત્રીઓ પૈકી ચાર પુત્રીઓ મારા જેવું સંસાર સુખ ભોગવી પરણ્યા પછી થોડી મુદતે જ વૈધવ્ય ધારણ કરી તેમના પિતાને ઘેર આવી રહી હતી. નાની એક પુત્રીનું ઘર નિર્ધન હોવાથી તેના છોકરાં અમારે ઘેર રહેતાં. વ્યાપારની ધમાલ વધારે હોવાથી છોકરાઓને પણ બહારગામ જવાની જરૂર નહોતી. સાતે જણાઓ અમારી ભેગા જ રહેતા. મોટા ત્રણ પરણેલા હોવાથી તેમની વહુઓ અને છોકરાંઓ મળી આશરે પચીસેક માણસ ઘરમાં હતું. આવા અવિભક્ત કુટુંબમાં વસતાં હું આનંદ માનું તે પહેલાં તો મારે તેને ધિક્કારવાનો એક પ્રસંગ ઉદ્દભવ્યો. વિભક્ત કુટુંબથી કુટુંબવત્સલતા કમી થાય છે, એ ખરૂં, પણ અવિભક્ત કુટુંબમાં રહેતાં જો નીતિ–મર્યાદા કમી થતી હોય તો બહેતર છે કે તેના કરતાં દરેક જણે જુદું જુદું રહેવું સારૂં.

ચાર પાંચ દિવસના પરિચયે મને સમજાયું કે મારા વૃદ્ધ સ્વામીનાથની ચરણ સેવાનો લાભ ત્રણે વહુઓ વારાફરતી લેતી. પ્રથમ તો એ કુળવતીઓની એવી શ્વસુરભક્તિ જોઈ હું ખુશી થઇ. પણ એક દિવસ મારા વૃદ્ધ સ્વામી તેમની નાની પુત્રવધુ સાથે

સંવનન કરતા હોય એમ મેં જોયું. વધારે તપાસ કરતાં મને માલુમ પડયું કે ત્રણેય વહુઓ ઘરમાં આવી ત્યારથી જ તેમની સાથે તેમના સસરાજીનો આડો વ્યવહાર હતો ! શેઠજીના પુત્રો પણ એવા જ રંડીબાજ ને પુત્રીઓ પણ એવી જ કલંકિત હતી ! ! કહેતાં ઘણી શર્મ થાય છે; પણ એક દિવસ મારી શોકયના એક ચીરંજીવીએ આવી મારી પાસે પણ દુષ્ટ વાસનાની માગણી કરી અને હું તેનો તિરસ્કાર કરતી હતી; તેવામાં તેની એક બ્હેને આવી મને તે દુષ્ટની અધમવૃત્તિને અનુકુળ થવાની સલાહ આપી ! કેવું પાતકી અને કલંકિત કુટુંબ ?

થોડા દિવસમાં તો હું તે માણસોથી છેક કંટાળી ગઇ. મારે અહીં સ્પષ્ટ જણાવવું જોઇએ કે હું ભૂતપ્રેતને માનતી નથી, પણ તે સંકટમાંથી છૂટવા સારૂ મારી શોકયો મને નડે છે; એવું બ્હાનું કાઢી મારા પિતાને ઘેર આવતી રહી. મને ત્યાં આવ્યા પછી કાંઇક શાંતિ થઇ. મારા પિતાના ગામમાં કેટલાક અનિષ્ટ રિવાજો સિવાય બીજી ધર્મપ્રવૃત્તિ સારી હતી. ઉપાશ્રયમાં થોડા વખતથી એક સાધ્વી આર્યા આવીને રહ્યાં હતાં, તેમના સમાગમમાં હું મારૂં સંસારદુઃખ ભૂલી અને સત્સંગતિથી મારો મનોનિગ્રહ વધારે દૃઢ થયો. મારે સાસરેથી મને તેડાવવાના અનેક કાગળો આવતા; પણ હું એકની બે ન થઇ. થોડા વખત પછી મારા પિતાના ગામમાં ભયંકર કોલેરા ફાટી નીકળ્યો અને મારાં દુર્ભાગ્યે મારાં વત્સલ માતા પિતા તેનો ભોગ થઈ પડયાં ! હું મહિયેરમાં આધાર વિનાની થઇ ગઇ ! મારા પિતાના દ્રવ્યની વ્યવસ્થા કરવા જુદા જુદા લોકોએ જુદાં જુદાં કાર્યક્ષેત્રો બતાવ્યાં. તેમાંના એકનો નિશ્ચય કરી હું જ્યાં તિજોરીનું તાળું ઉઘાડું છું, ત્યાં તો મને આશ્ચર્ય સાથે સાડાચાર રૂપિયા જ હાથ લાગ્યા. ચોપડા તપાસતાં માલુમ પડયું કે નાણું વધારવાના લોભે મારા પિતાએ સટ્ટાનો ધંધો શરૂ કર્યો હતો અને તેમાં બધી મિલકત સ્વાહા થઈ ગઇ હતી ! જે રસ્તે નાણું આવ્યું હતું તેવા જ રસ્તે



વાર્તા ૧લી

શ્રાવિકા: 'મારા પતિના અવસાનથી મારા ઉપર દુઃખનો ડુંગર ઢળી પડ્યો. એ ગમે તેવા હતા:—કુરૂહતા; પણ એથી મારૂં સૌભાગ્ય ઉજળું હતું. આજ હું

ચાલ્યું ગયું હતું ! દીકરીના દમડા લઇને કોઇ શ્રીમંત થતો હોત તો દુનિયામાં ઘણા માણસો તાલેવંત થાત; પણ અધર્મવૃત્તિથી ઉપાર્જિત કરેલું દ્રવ્ય નાશ પામ્યા વિના રહેતુંજ નથી !

હું મારા એક દુઃખમાં મરી રહી હતી ત્યાં બીજું દુઃખ પગે ચાલીને આવ્યું. સંકટ આવે છે ત્યારે એક સાથે જ આવે છે એ ઉક્તિ સર્વથા અસત્ય તો નથી જ. મને તેનો સાક્ષાત્ અનુભવ થયો છે. મારા પિતાના મૃત્યુને ચોથે દિવસે જ મને તાર મળ્યો કેઃ 'ઘેર શેઠ છેલ્લી ઘડીએ છે માટે એકદમ આવો.'

હું તો તે તાર વાંચી હતાશ બની ગઇ. ગમે તેમ પણ મારા સ્વામી એ મારા પ્રભુ, હું તેમને ઇશ્વરસમ લેખું એમાં શું આશ્ચર્ય ? સૌભાગ્યવતીઓનો પરમ ધર્મ છે કે પતિ ગમે તેવો-લૂલો, લંગડો, બ્હેરો, મુંગો, પાપી, પાતકી હોય; પણ તેનામાં પરમેશ્વરની ભાવના રાખી ભક્તિ-સેવા કરવી. સતીનો પતિસેવાથી જ ઉદ્ધાર છે. આર્યમહિલાઓના એક એ પાતિવ્રત્ય ધર્મથી જ આર્યાવર્તને આજ સર્વ દેશો કરતાં વધારે માન મળે છે. હું તાબડતોબ ભુખી તરસી મારે ઘેર ગઇ. મારા સ્વામીનો જીવનપ્રદીપ નિર્વાણ પામવાને થોડી જ વાર હતી. મને જોઇ તેમની આંખમાં આંસુ આવ્યાં. ગદ્ગદ્ કંઠે તૂટક શબ્દોમાં તેમણે કહ્યુંઃ 'હું તને દુઃખી કરી જાઉં છું.' બસ ! એટલા જ શબ્દો તેઓ બોલી શકયા. મારૂં હૈયું પણ ભરાઇ આવ્યું અને હું પ્રત્યુત્તર આપું તે પહેલાં તો તેમણે પોતાનાં નેત્રો સદાને માટે બંધ કર્યા !

મારા પતિના અવસાનથી મારા ઉપર દુઃખનો ડુંગર ઢળી પડયો. એ ગમે તેવા હતા-વૃદ્ધ હતા; પણ એથી મારૂં સૌભાગ્ય ઉજળું હતું ! આજ હું વિરૂપા છું. ગૃહપત્ની હોવા છતાં ઘરમાં મારો લેશ પણ અધિકાર નથી. મારી શોકયનાં પુત્રોએ મને હલકા પગની ગણી બહાર કાઢી મૂકી છે. સમાજમાં પણ હું ઉપેક્ષા પામું છું. કોઇ મારા શુકન લેતું નથી કે સવારમાં ઉઠી મારૂં મુખ જોતું

નથી. મંગળકાર્યોમાં હું અમંગળ મનાઉં છું અને બાઇ, ટુંકામાં એટલું જ કહું છું કે આપણી આર્ય વિધવાઓની કિંમત જે હાલ હિન્દુ સંસારમાં અંકાય છે તેના પ્રભાવે જ અત્યારે હું આ કાળી રાત લઇ મારા ઘરમાંથી નીકળી છું. મારા ઉપર થનાર અત્યાચારની મને કાંઇક જાણ થતાં આ રીતે નીકળી આવવું જ ઠીક લાગ્યું છે. હવે મારે ક્યાં જવું ને શું કરવું તે આપ બતાવો. હું હૃદયશૂન્ય બની ગઇ છું. આ જિંદગી મને અકારી લાગે છે.'

એક લાંબો નિઃશ્વાસ નાંખી તેણે પોતાની વાર્તા પૂર્ણ કરી. મને તે દુઃખી સ્ત્રીની બહુ દયા આવી અને હાલ તરતને માટે તો અમારા ગામની શ્રાવિકાશાળામાં તેનો બીજા દિવસથી બંદોબસ્ત કર્યો:

૨

# અન્નપૂર્ણા

મારૂં નામ અન્નપૂર્ણા રાખવા છતાં મારા પિતાના ઘરનું દારિદ્ર્ય દૂર થયું નહોતું. આખા વિશ્વની ગરીબાઇએ આવીને તેમના ઘરમાં વાસો કર્યો હતો. તેઓ હંમેશ ચિંતાતુર રહ્યા કરતા હતા. તેમનું શરીર ધીમે ધીમે ખવાતું જતું હતું. મને એ દિવસો હજીયે યાદ છે, એક બિહામણા સાયંકાળે મારા પિતાના પ્રાણ પરલોકે ચાલ્યા ગયા. હું બહાર રમવા ગઇ હતી. ઘેર આવી ત્યારે મારી માતાને મેં રડતી જોઇ; એટલે હું પણ રડી પડી. એક ભલા પાડોશીએ અમને આશ્વાસન આપ્યું અને બીજા દિવસથી અમારા ઘરનું બહારનું કામકાજ તે જ માણસ કરવા લાગ્યો. 

હું ગરીબ ઘરમાં ઉછરી હતી એટલે મારૂં શરીર બાળપણથી જ અશક્ત અને દુર્બળ હતું. મારા પિતાના મરણ પછી મારી માતાને પણ જીર્ણજ્વર લાગુ પડ્યો હતો. તે હંમેશ મારા મોઢા સામે જોઇ રડ્યા કરતી અને 'મારી અન્નપૂર્ણાનું શું થશે?' એમ કહી હુઠવો મૂકતી.

અગીઆરમે વર્ષે મારૂં લગ્ન થયું. મારા પતિ મારાથી એક વર્ષે મોટા હતા. શરૂઆતમાં તો સાસુ મને કાંઇ કામ કરવા દેતાં

નહિ; પણ પછી ધીમે ધીમે બધું કામ કરવાનું મારે માથે આવ્યું. આખા ઘરનું વૈતરું હું એકલી કરતી; છતાં તેનો યશ કાંઇ નહિ. સહજ બાબતમાં સાસુ ધમકાવતાં. હરઘડીએ નણંદનાં મ્હેણાં તો સાંભળવાનાં હોય જ. જો જરા કામમાં વિલંબ થતો તો મારા બાપના બાપને ગાળો મળતી અને મારા મહિયેરની ગરીબાઇ ઉપર બબ્બે કલાક ટીકા ચાલતી. મારા સસરા શ્રીમંત હતા. પણ મને તો ખાવા-પીવામાં ગરીબના ઘર કરતાંયે કડવો અનુભવ થતો. સૌની પાછળ મને ખાવાનું મળતું અને તે પણ ટાઢું-શીળું જ. કોઇવાર શાક હોય તો દાળ ન હોય અને દાળ હોય તો ભાત ન હોય! મેં મારા પિતાને ઘેર આવું તો કદી જોયું નહોતું; તેથી મને ઘણું જ દુઃખ થવા લાગ્યું. હું બહુ કંટાળતી, રડતી, ભૂખી રહેતી; પણ કોને વાત કરું? મારા પતિ અંગ્રેજી ચોથા ધોરણમાં હતા. આખો દિવસ નિશાળમાં રહેતા અને રાત્રે થાકીને ઘેર આવતા; છતાં મોડી રાત સુધી લેસન કરતા. હું ઘરકામથી પરવારી તેમની પાસે જતી ત્યારે તેઓ થાકેલે મગજે ઉંઘતા જણાતા. એમને જગાડીને હું શું વાત કરું? અને વાત કરવાથી વળે પણ શું? માની આગળ એમનું કાંઇ ચાલતું નહોતું!

એક દિવસ રવિવારની રજા હતી. તેઓ ઘેર હતા. હું મેડી ઉપર કાંઇક જણસ લેવા ગઇ હતી; પણ તેમાંયે મારે માથે પસ્તાળ પડી. નીચે આવ્યા પછી મને 'વંઠેલી' તથા 'શરમ વિનાની' કહી ગાળો ભાંડી. મેં વિનયથી મારા વાંકનો ઇન્કાર કર્યો તો મને પાછળથી પીઠ ઉપર સાસુજીએ મેથીપાક ચખાડયો. આ આખા દિવસની પજવણીથી હું બહુ ત્રાસી ગઇ હતી; એટલે મારાથી તે રાત્રે સ્વામીને વાત કર્યા વિના રહેવાયું નહિ. મેં રડતાં રડતાં સઘળી હકીકત કીધી; પણ તેથી તો તેમને ઉલટો મારી ઉપર ગુસ્સો આવ્યો. પોતાની મા-બ્હેનનો પક્ષ લઇ મને ખૂબ ગાળો આપી અને બે ચાર તમાચા પણ ચોડી દીધા. મેં તે દિવસથી તેમને કાંઇ પણ નહિ કહેવાનું પણ લીધું.

હું બાળપણમાં થોડું ભણી હતી એટલે નવરાશના વખતમાં બહુ મુંઝાતી ત્યારે ‘સતીમંડળ’ ‘ઉદ્ધવગીતા’ જેવાં પુસ્તકો લઇ વાંચવા બેસતી; પણ મારે નણંદના મ્હેણાથી તરત એ ચોપડીઓ દૂર મૂકી દેવી પડતી. મારી સાસુ તથા નણંદ અભણ હતાં; એટલે તેમની નજરે મારી બ્હેનપણીઓને ત્યાંથી સ્ત્રીઓને ઉપયોગી સારાં પુસ્તકો લાવી વાંચવાં એ પણ એક અપરાધ ગણાતો. મને અત્યારે પણ એ દિવસો યાદ આવતાં કંપારી છૂટે છે! આખરે મને સારો દહાડો દેખાયો. બિચારી મારી બા એથી ખુશી થઇ. સાસુજી તો ઉલટાં વધારે ઇર્ષ્યા કરવા લાગ્યાં; કારણ કે મારી નણંદ મારાથી મોટાં હોવા છતાં તેમને એવો અવસર હજુ આવ્યો નહોતો. હું મનમાં બહુ મુંઝાવા લાગી. આટલું દુઃખ કાંઇ ઓછું નહોતું; છતાં આ વધારે દુઃખ શા માટે આવ્યું? એવો મને હરઘડીએ વિચાર આવતો. મારા પતિ પણ એ નવી પીડાથી ચિંતાતુર દેખાવા લાગ્યા. તેમના વિદ્યાર્થી જીવનની પૂર્ણતા થઇ નહોતી અને એટલામાં તો સંતાનના પિતા થવાનો તેમને પ્રસંગ આવ્યો; એટલે તેઓ પણ બહાર શરમાવા માંડયા. હમણાં આવું ન થયું હોત તો સારૂં, એમ અમને બન્નેને વિચાર આવતો; પણ કુદરતના કાનુનને કોણ અટકાવી શકે? મને અભાવા માલુમ પડવા લાગ્યા. ખાવાનું કાંઈ ભાવે નહિ અને ઘરમાંનો જુલમ તો ચાલુ જ હતો.

એટલું સદ્‌ભાગ્ય હતું કે હમણાં થોડા વખતથી મારા વર મારી દયા ખાવા લાગ્યા હતા. તેઓ બિચારા કોઇ કોઇ વખત પોતાના ખીસ્સા ખર્ચમાંથી મને ચવેણું લાવી આપતા હતા અને તેનાથી હું મારૂં ભુખનું દુઃખ દૂર કરતી હતી. આખરે સીમંત સમય આવ્યો અને નાત રીત પ્રમાણે સઘળી ક્રિયા થઇ. સૌ જમ્યાં, રમ્યાં અને આનંદ પામ્યાં; પણ મારી હૃદયવેદના દૂર થઇ નહિ. અધુરામાં પૂરૂં મારા સ્વામી પરીક્ષામાં નાપાસ થયા. મને ખાંસીનો રોગ લાગુ પડયો અને એક પખવાડીઆમાં બધું પૂરૂં

થઇ ગયું. મારૂં ભાગ્ય ફૂટયું અને ચૌદમે વર્ષે હું વિધવા થઇ. મને સાતમો મહિનો જતો હતો. શરીર કૃશ હોવાથી હરવાફરવાની મુદ્દલ શક્તિ નહોતી, છતાં લોકવિધિ કરવા મારે બહાર પડવું પડયું. મને રડતાં કૂટતાં આવડતું નહોતું; તેથી બીજી સ્ત્રીઓ મારી હાંસી કરતી હતી; પણ મારે માથે તે એક ભારેમાં ભારે સંકટ હતું. મારા સંસાર-સુખનું સત્યાનાશ વળી જવાથી મને જેટલું દુઃખ હતું તેટલું બીજા કોઇને પણ નહોતું; છતાં મારી અણઆવડતથી હું નિંદાનું પાત્ર થઇ પડી. મારા સ્વામીને મેં જ મારી નાંખ્યા હોય તેમ મારી સાસુ અને નણંદ મારા તરફ તિરસ્કારની નજરે જોવા લાગ્યાં. ચુડીકર્મ વખતે હું બેભાન થઇ ગઇ હતી, એટલે મને એ સમયની હકીકત યાદ નથી; પણ દસમે દિવસે વાળ ઉતરાવવાની ક્રિયા વખતે જે જુલમ મારી ઉપર થયો હતો તે હજુંએ મને જેવો ને તેવો યાદ છે. મારા સ્વામીના જવાથી મારૂં જીવન ખારૂં થઇ ગયું હતું; પણ હું એવી અમાનુષી રૂઢિનો ભોગ થવા ઇચ્છતી નહોતી. આખરે મને બે સ્ત્રીઓએ પકડી રાખી અને હું જે નહોતી ઇચ્છતી તે સંસ્કાર મારે માથે થયા. સૌ બૈરાંઓએ મને કૂટવા ઉભી કરી; પણ અંગેઅંગમાં ફાટ થવાથી નીચે બેસી ગઈ. મારી માતાએ મને ત્યાંથી ઘરમાં ચાલ્યા જવાની સલાહ આપી; પણ એટલામાં તો મારી સાસુએ મારે માથે પસ્તાળ પાડી. મારી માતાને અને મારા મુવેલા બાપને ખૂબ ભાંડી નાંખ્યાં. અને એટલાથી પૂરૂં ન થયું હોય તેમ મને પણ ગાળો દેવામાં બાકી રાખી નહિ. વળી ઘરમાં જઇને બેચાર તમાચા માર્યા તે તો જુદા.

એકાએક રાત્રે મારા પેટમાં દુખાવો ઉપડયો અને પૂરા છત્રીસ કલાક સુધી એ પીડ રહ્યા પછી મારા છૂટાછેડા થયા. જન્મનાર બાળક છોકરો હતો; પણ તેનું અર્ધું અંગ કાળું ખવાઇ ગએલું હતું. મારા—અભાગિનીના નસીબમાં એ સંતાનનું સુખ પણ નહોતું ! ચૌદ વર્ષની કૃશ શરીરવાળી દુઃખિનીનું બાળક લાંબી આવરદા વાળું કયાંથી હોય ? મને એ સુવાવડ કહો કે કસુવાવડ કહો—જે કહો તે

પણ તેમાંથી ભયંકર મંદવાડ ઉત્પન્ન થયો અને ત્યારથી આ શરીરમાં કોઈ એવો રોગ પેઠો છે કે હવે હું આ સંસારમાં વધારે જીવી શકીશ નહિ એમ મને લાગે છે. હું મરી જાઉં તેનું મને જરાયે દુઃખ નથી. મારા જેવી જન્મની દુખિયારીને હવે જીવવામાં લાભ પણ શું છે? છતાં મને માત્ર એક જ ચિંતા થાય છે અને તે એ કે આપણી સમાજનો આવા દુષ્ટ રિવાજોથી મારા જેવી કેટલીયે આર્યબાળાઓનાં જીવનમાં ઝેર રેડાતું હશે! કેટલીયે કુસુમકલિકાઓ અણવિકસી છુંદાઇ જતી હશે? જો હું જીવીશ તો આ સમાજના સડા ઉપર મારા પોતાના દાખલાથી સર્વત્ર ઉપદેશ આપીશ. નહીં તો મરતાં મરતાંએ પ્રભુને વિનવતી જઇશ કે તે હિન્દુ નારીઓના નસીબમાંથી રોવાનું દૂર કરે! મારી આર્ય બ્હેનોને કરગરીને કહું છું કે તેઓ મારી પેઠે પોતાના જીવનનો હેવાલ લખે અને તેમના કમનસીબની કહાણીઓ વિના સંકોચે આલેખે!

## ૩

# ઉષા

હૉસ્પીટલના સી. વોર્ડમાં આજે રાતની મારી ડ્યુટી હતી. હું સ્ટીથોસ્કોપ, થર્મોમિટર વગેરે લઇ બરાબર આઠ વાગે મારા કામ ઉપર હાજર થયો. નં. ૪ ના કૉટ ઉપર આજે એક નવી દર્દી બાઇ સુતેલી હતી. તેની ઉમ્મર લગભગ પચ્ચીસેક વર્ષની હશે; છતાં દુઃખ અને દર્દને લીધે તે આધેડ જણાતી હતી. તેના ગાલ બેસી ગયા હતા. કપાળમાં કરચલીઓ પડી હતી, આંખો નિસ્તેજ હોઇ ઉંડી ઉતરી ગઇ હતી અને વદન ઉપર ફિકાશ માલુમ પડતી હતી. શરીરના રોગ કરતાં મનનો રોગ તેને વધારે સતાવતો હોય એમ સહજ અનુમાન થતું હતું. હું ત્યાં ગયો તે વખતે એ ખાટલામાં પડી પડી કાંઇક બબડતી હતી. મને એ સાંભળવાનું સાધારણ રીતે કુતુહલ થયું, દીવાના ઝાંખા પ્રકાશમાં હું એક તરફ છુપાઇને ખુરસી ઉપર બેસી સાંભળવા લાગ્યો.

'હે પ્રભુ ! તેં મને આ ગુજરાતમાં સ્ત્રીનો જન્મ આપ્યો તે કરતાં ગમે તેવા ઘોર નરકમાં નાંખી હોત તો પણ બહેતર હતું ! હું તને વિનતિ કરૂં છું કે ફરીને આ દેશમાં અને આ સમાજમાં મને નારીનો જન્મ આપીશ નહિ. ગુજરાતનો પુરુષવર્ગ ભલે સ્વતંત્રતાથી ગમે ત્યાં

ગમે તેમ મહાલ્યા કરે; પણ ગુજરાતની આ કોમળ જાતિની પરતંત્ર દશા જોતાં આ દેશનો ઉદ્ધાર વિક્રમની બાવીસમી સદી પહેલાં થાય એમ મને લાગતું નથી. મારા જેવી અનેક દુઃખી અબળાઓની આ દેશને હાય લાગે છે. રૂઢિના રાક્ષસી બંધન તળે કચરાતી–રીબાતી અનેક રમણીઓના જીવનમાં જ્યાં સુધી ઝેર રેડાતું રહેશે, ત્યાં સુધી ભારતનો ઉદ્ધાર અશક્ય છે! અહીંના પુરુષોનું પુરુષત્વ એવું એકલપેટું થઇ ગયું છે કે અબળાઓના અનેક આર્તનાદો સાંભળવા છતાં તેઓ નિરાંતે ઘોરી શકે છે. તેમનાં હૃદયો ખરેખર પત્થરનાં બની ગયાં છે. ઘેર ઘેર પિડાતી સ્ત્રીઓનાં કરુણ રૂદનો સાંભળીને અને અસહ્ય દુઃખો જોઇને દિવ્ય ધૈર્યવાળા દેવો પણ રડી પડે; છતાં અહીંના પુરુષવર્ગની આંખો ઉઘડતી નથી! સમાજમાં ન્યાયનું ત્રાજવું એકલા પુરુષોના જ હાથમાં છે! સ્ત્રીઓની કિમ્મત તેમને તલભાર લાગતી નથી! મારા જેવી અભાગિની અબળાઓ શોકયોના સંતાપથી છાને ખૂણે જે આંસુ વહાવી રહી છે તે શું ગુજરાતનાં વજ્ર જેવાં હૃદયોને કોમળ નહિ બનાવે? કલાપીની કોમળ લાગણીવાળું ગુજરાત શું હજુ પણ કઠીનતા ધરી રહેશે?'

મરણના મોઢામાં પડેલી એક દુઃખી સ્ત્રીની જીભે કલાપીનું નામ ઉચ્ચારાતું જોઈ મારી જીજ્ઞાસા સહજ વધી પડી. હું ખુરસીપરથી ઉઠી બે ડગલાં આગળ આવ્યો. તે સ્ત્રી દીવાના પ્રકાશમાં મારો ઓળો જોઇ બોલતી અટકી ગઇ. મને મારી ભુલ સમજાઇ; હું તેની પાસે જઇ કાંઇક કહું તે પહેલાં તો તેણે જ ઉશ્કેરાએલા અવાજે મને બોલાવ્યો.

'કોણ એ અંધારામાં છુપાઇ રહ્યું છે? એક હતભાગિનીના હૈયાની વરાળ ત્યાં દૂર રહ્યાં રહ્યાં બરાબર નહિ જોઇ શકાય! જે હોય તે અહીં આગળ આવો. હું મારૂં બળતું હૃદય આજ ખાલી કરી હંમેશને માટે આ ભૂમિમાંથી ચાલી જવાની છું. મૃત્યુના ભણકારા મને થઇ રહ્યા છે, દેવના દૂતો આ દુઃખમાંથી છોડાવવા મારી ઉપર દયા વરસાવી રહ્યા છે. શું તમે આ અભાગિની ઉપર છેલ્લી થોડી દયા પણ નહિ કરો? શું મારી ભાગ્યદેવીની ભયંકરતા જાણવા

જેટલી તમે ફુરસદ નહિ મેળવી શકો ? આવો, આવો, કૃપા કરી તમે મારી આગળ આવો અને મારી આ વીતક વાર્તા સાંભળવાની તસ્દી લો.'

તે સ્ત્રીનો કંઠ રૂંધાવા લાગ્યો. એની બીમારી એટલી બધી ભય ભરેલી હતી કે વધારે વખત આમ ઉશ્કેરાએલી દશામાં રહેતાં સહસા વિપરીત પરિણામ આવી જવાનો સંભવ હતો. હું તરત તેની પાસે ગયો અને મેં તેને શાંત રહેવા સુચના કરી; પણ તે તો મને જોઇને ઉલટી વધારે ઉશ્કેરાઇ જઇ કહેવા લાગી:

'ડાક્ટર સાહેબ ! આ દવાખાનામાં મરતાં મનુષ્યો જોવાની ટેવને લીધે તમારામાંથી દયાનો અંશ ચાલ્યો ગયો જણાય છે. શું તમને મારી જરા પણ લાગણી થતી નથી ? શું મારે અભાગિનીને હૈયાનો ડૂમો હૈયામાં જ લઇને મરી જવું ? આ ગુજરાતમાં સ્ત્રીનો જન્મ લેવાથી શું હું એટલી બધી ગુન્હેગાર થઇ છું કે મારાથી કોઇને મારા દિલનું દર્દ પણ ન કહી શકાય ? હાય, પ્રભુ ! તું મને હવે ફરી આ દેશમાં સ્ત્રીના ખોળાએ જન્મ ન આપીશ. આ પુરુષ-જાતિ છેક નિર્દય થઇ ગઇ છે. તેનું હૃદય પત્થર જેવું કઠીન બની ગયું છે ! ............'

તે બાઇના શરીરની નબળાઇ જોતાં, એ આ પ્રમાણે લાંબો વખત બોલે એ મને ઠીક ન લાગ્યું; પણ એના દુરાગ્રહ અને દયામણા ચહેરા આગળ મારૂં કાંઇ ચાલ્યું નહિ. વળી મને પણ એક જીવનનું રહસ્ય જાણવાની કાંઇક જીજ્ઞાસા થઇ હતી: એટલે હું તેના બિછાના આગળ પડેલી એક ખુરસી ઉપર બેઠો. તે કમનસીબ કામિનીએ પોતાની કહાણી શરૂ કરી. શરૂઆતમાં તેના કહેવા પ્રમાણે કરવાથી તેણે મારો ઉપકાર માન્યો અને પછી આગળ ચલાવ્યું:–

'ડાક્ટર સાહેબ ! સાંભળો, મારૂં નામ ઉષા છે; પણ મારૂં કિસ્મત શ્યામ રાત્રિ જેવું બિહામણું છે. હું કાઠિયાવાડના લાઠી રાજ્યમાં જન્મી છું. રસિયા રાજકવિ કલાપીને જન્મ આપીને પણ એ ભૂમિ

કોમળ નથી થઇ શકી એ તમે મારી આ કથામાં પ્રત્યક્ષ જોશો; એટલે તે સંબંધી અત્યારે વધારે કાંઇ નથી કહેતી. મારાં માતપિતા છેક ગરીબ હતાં. તેમના પરિવારમાં હું એકની એક હોવાથી મારામાં જ તેઓ સર્વ માનતાં. મને ખુશી કરી મારા કોડ પૂરવાને તેઓ પોતાના તરફનો સઘળો બનતો પ્રયત્ન કરતાં. 'બ્હેન, બ્હેન' કહી બોલાવતાં તેમની જીભ સૂકાતી. મારી માતા તો આખો દિવસ મારા મોઢા સામે જ જોયા કરતી. મને તે ઘડીવાર વેગળી મૂકતી નહિ. હું જે માગું તે તરત હાજર થતું. નાનપણમાં હું બહુ લાડકવાઇ હતી, બાપાજી મને અદ્ધર ને અદ્ધર રાખતા. હજીયે મને એ સઘળું યાદ છે. હું સાત વર્ષની થઇ ત્યારે મારા ગામની નિશાળે જવા લાગી. અમારા ગામમાં છોકરા ને છોડીઓ ભેગાં ભણતાં; માસ્તર મારી નાતનો એટલે ઔદિચ્ય બ્રાહ્મણ હતો. સવારમાં તે ગામમાં ભિક્ષાવૃત્તિ કરી આવતો અને બપોરે નિશાળ ભણાવતો. વરસમાં એકવાર સાહેબ આવતા અને સૌ છોકરાંને પાસ કરી ચાલ્યા જતા. ધીમે ધીમે હું આગળ ભણવા લાગી અને બીજી છોડીઓ કરતાં વધારે હોંશિયાર ગણાઇ. છીંટ, મોળીયાં, ઓઢણીઓ વગેરે ઇનામો મેળવવા લાગી.

નવ વર્ષે ભાવનગરના એક ગૃહસ્થના પુત્ર સાથે મારૂં વેવીશાળ કરવામાં આવ્યું એટલે પછી મને મારી બા નિશાળે મોકલવા કરતાં ઘરનું કામ શીખવવા તરફ વધારે ધ્યાન આપવા લાગી. વળી છોડીની જાતને બહુ ભણીને પણ શું કરવું હતું ? તેમાં પણ હું તો મારા માવતરને ખોટની હતી એટલે રમત રમતમાં ત્રણેક ચોપડી જેટલું ભણી એટલું જ બસ ! અગીઆરમે વર્ષે મારૂં લગ્ન થયું અને ત્યારથી જ મારા દુર્ભાગ્યનું પાનું ખુલવા લાગ્યું. અત્યાર સુધીમાં તો હું સુખમાં હતી; પણ હવે જ મારા કર્મની કઠિનતાનો આરંભ થયો. મારા સ્વામી ત્યાંની મોટી નિશાળમાં અંગ્રેજી ભણતા હતા. તેમના બાપને તેઓ એકના એક ચિરંજીવી હોવાથી ખુબ લાડકવાયા હતા. પાંચ દીકરીઓ પછી એક દીકરાનું મોઢું દેખવાને લીધે તેમનાં માનપાન ઘરમાં સૌથી

અધિક હતાં. હું પરણી તેને બીજે વર્ષે મારા પિતાના ગામમાં પ્લેગ ચાલ્યો અને મારાં માતપિતા એ જીવલેણ રોગનાં ભોગ થઇ પડયાં. થયું. મારે પિયર જવાનું હંમેશને માટે બંધ થઈ ગયું. સાસરામાં શરૂઆતમાં તો મને કાંઇ દુઃખ નહોતું. પણ પછીથી મારે માથે છપ્પનના પાટા પડવા લાગ્યા ! બાર વર્ષની કુમળી વયે આવડતું એટલું સઘળું ઘરનું કામ હું એકલી કરતી. જો કાંઇ બગડતું કે ન આવડતું તો સાસુ–નણંદના શબ્દો સાંભળવા પડતા અને વધારામાં સ્વામીનાથ સોટી ચલાવતા તે તો જુદી. બગડેલું કામ સુધારવાને બદલે કે ધીમેથી શીખાડવાને બદલે ગાળોના વરસાદ વરસાવે અને વખતે હાથઉથલો પણ કરી લેઃ એ સાસુ ઉપર પૂજ્યભાવ ક્યાં સુધી ટકે ? પતિ અંગ્રેજી ભણતા હતા; પણ એમનામાં ઉંડી અક્કલ નહોતી. લોકો તો દીવા તળે અંધારૂં થયું છે એમ પણ કહેતા હતા. એકેય દિવસ એવો નથી ગયો કે રાત્રે તેમના હાથનો મેં મહાપ્રસાદ ન ચાખ્યો હોય ! શ્રીમંતના પુત્ર એટલે હલકા નોકર ચાકરના હાથમાં ઉછરેલા, તેથી તેમનામાં ઘણા દુર્ગુણોએ પ્રવેશ કર્યો હતો. ગામમાં તેમને હલકા સ્વભાવના માણસો સાથે મિત્રાચારી હતી. સારૂં વાંચવા–લખવાનો શોખ નહિ, તેમ જ ઘરમાંથી પણ સારા સંસ્કાર પાડવામાં આવેલા નહિ એટલે આચરણમાં ઘણી ખરાબ આદતો દાખલ થઇ ગઇ હતી. મેં કદી પણ તેમના મોઢામાંથી પ્રેમનો મીઠો શબ્દ સાંભળ્યો નથી.

મારા સસરાજીમાં પણ ધાર્મિક સંસ્કારો બહુ ઓછા હતા. બ્રાહ્મણને ખોળીયે અવતાર આવેલો હોવા છતાં તેમણે કદી સંધ્યા ગાયત્રી કરી હોય એમ મને સાંભરતું નથી. નવા જમાનાના તેઓ ઉપાસક હતા અને આપણાં ધર્મશાસ્ત્રોને તેઓ હંબગ ગણતા હતા.

મારી સાસુ કાંઇક ઠરેલ પ્રકૃતિનાં હતાં; પણ મારી નણંદો આછકલી અને અર્ધદગ્ધ હતી. આર્યસ્ત્રીઓના કુલ રિવાજ કે ધર્મનું તેમને જરાયે ભાન હોતું. ઉંચા એડીના બુટ અને લાંબી બાંયનાં પોલકાં પહેરી મડમો બની જવા માગતી હોય તેમ તેના આચરણ ઉપરથી સમજાતું

હતું. તે સઘળી બ્હેનોને ભાવનગરમાં જ આપી હતી. એટલે પોતાને ઘેરથી તેઓ બાર વાગે જમીને બાપને ઘેર આવતી ને બપોરે ત્યાં બૈરક પાર્લામેન્ટ સ્થપાતી. આખા શહેરની કુથલી તેમાં નીકળતી અને જોડે જોડે મારૂં પણ મહાભારત વંચાતું. મારી સાસુ તેમને મોઢે મારા અવગુણ અને અણઆવડતની વધારી વધારીને લાંબી લાંબી વાતો કરતાં.

એક દિવસ રવિવાર હતો. મારા પતિ રજા હોવાને લીધે ઘેર હતા. મને એ અરસામાં આઠ દશ દિવસથી તાવ આવતો હતો. હું બપોરના મેડીપર સુઇ રહી હતી. મારા પતિ કાંઇક વસ્તુ લેવા ઉપર આવ્યા એટલે મને બાળી મૂકવાના ઇરાદાથી નીચે મારી નણંદ મોટા ઘાંટા પાડીને બોલવા લાગ્યાં:

'અહાહા ! શું હેત ઉભરાઇ જાય છે તે, રોયો બાયલો જ છે ને ! બાઇસાહેબ બિમાર પડી ગયાં છે: તે મૂર્ખનો સરદાર માથું દાબવા ને પગચંપી કરવા ગયો છે ! અહાહા શું કલિયુગ આવ્યો છે ને ! છે કોઇની જરાયે લાજશરમ ? રાંડ કામણગારીએ શું યે જાદુ કર્યું છે કે મારા ભાઇને તો આંધળો ભીંત બનાવી દીધો છે !'

ડાકટર સાહેબ ! નણંદીના એ મ્હેણામાં સત્યનો કેટલો અંશ હતો તે મારા સિવાય કોણ જાણી શકે ? મારા બળતા હૃદય ઉપર એ વાક્પ્રહારે મીઠાના ચાબુકનું કામ કર્યું. તેમના ભાઇ મારા ઉપર વહાલ રાખતા હોત અને તેમણે એવાં વચનો કહ્યાં હોત તો મને ખોટું ન લાગત; પણ સાવ જુઠેજુઠું કહેવાથી મને કેટલું દુઃખ થયું હશે, તેનો આપ જ વિચાર કરી લ્યો. એ તો જેવા ઉપર આવ્યા હતા તેવા જ નીચે ઉતરી ગયા; પણ મને પાછળથી ખુબ ઓછું આવ્યું અને હું બે કલાક ચોધાર આંસુએ રડતી રહી. જે સ્ત્રીઓને મારી પેઠે ધણીનાં માન નહિ હોય અને સાસુ–નણંદના જુલમ સહન કરવા પડતા હશે, તેઓ મારા એ વખતના દુઃખની કાંઇક કલ્પના કરી શકશે. મારે એ વખતે કોઇનો પણ દિલાસો ન હતો. જો કોઇ દિવસ બહુ અકળાઇ હોઉં અને હૃદયનો વેગ ન રોકી શકાતાં મારા પતિ

પાસે એ શબ્દ કહેવાઇ જાય તો મારા ભોગ મળ્યા સમજવા. ‘મારી મા–બ્હેનને માટે ફરિયાદ કરનાર તું કોણ’ ? એમ કહી મને ખુબ ગાળો ભાંડે, માર મારે અને બૈરાંની આખી જાતને વગોવી નાખે. મારા દુઃખનો જો એટલેથી જ અંત આવ્યો હોત તો સારૂં હતું; પણ મારૂં નસીબ મારા એટલા દુઃખથી રાજી નહોતું. તેને તો હજુ મારા માથે આફતનું ઝાડ ઉગાડવું હતું. એકાએક એ વખતે મારી સૌથી નાની નણંદ વિધવા થયાં અને મોટી નણંદના ઘરમાં આગ લાગી. સઘળું બળી ગયું. આ બન્ને દૈવકોપનું નિમિત્ત મારે માથે આવ્યું. હું હલકા પગલાંની મનાવા લાગી. અધુરામાં પૂરૂં એ નાપાસ થયા એટલે તો બળતામાં ઘી હોમાયું. મારી સાસુએ મારે માથે લાખ વાનાં કર્યા. આજની છોકરીઓ તો નસીબદાર છે. અગીઆર બાર વર્ષની કાચી ઉમ્મરમાંથી તેમને સાસરે જવું પડતું નથી કે છોકરીયા ગ્રેણી સાથે સંસાર વ્યવહાર માંડવો પડતો નથી. મારાથી એ પાંચ વર્ષે મોટા હતા; પણ વ્યવહારની તેમને કાંઇ ખબર નહોતી. બૈરી ઉપર જુલમ કરવો અને તેને હરઘડી સતાવી તેના ઉપર રૉફ બેસાડવો એટલું જ શિક્ષણ તેમને મળ્યું હતું. ઘરની સ્થિતિ સારી હતી અને પોતે એકના એક હતા એટલે ખીસ્સા ખર્ચ માટે તેમને પુષ્કળ પૈસા મળતા હતા. આ પૈસાનો ઉપયોગ તેમના નઠારા દોસ્તોની સલાહથી આડે રસ્તે થતો હતો. ચ્હા, પાન અને બીડીનું તેમને જબરૂં વ્યસન હતું. અને હમણાં હમણાં તો તેમને હંમેશ નાટકો જોવાનો હરામચસ્કો લાગ્યો હતો. રોજ રોજના મધરાતના ઉજાગરાથી અને ચ્હા, સોડા, કોલ્ડ્રીંગ વગેરે ખરાબ ખાનપાનથી તેમની તબિયતમાં બગાડો થવા લાગ્યો હતો; પણ તેમના પિતા તેમને કાંઇ કહી શકતા નહોતા. ગામની ખરાબ સ્ત્રીઓને ત્યાં જવા આવવાની કુટેવને લીધે તેમને એક શરમ ભરેલો રોગ પણ થયો હતો, એ અહીં મારે સ્પષ્ટ જણાવી દેવું જોઇએ. ઉગતી જવાનીમાંથી તેમણે એવી અવળી જીંદગી શરૂ કરી હતી કે જેનું વર્ણન કરતાં અત્યારે પણ મારૂં હૈયું ભરાઇ આવે છે. દંપતી

ધર્મના લ્હાવા ને લહેજતનું તેમને જરાએ ભાન નહોતું. ઘર ઘરના રોટલા ઉઘરાવનારી કૂતરીઆ જીંદગી તેમને પ્રિય થઇ પડી હતી. તેમના આ કુછંદનું અનિષ્ટ પરિણામ મારે સહન કરવાનું હતું; પણ હું કોઇને મોઢે તે કહી શકતી નહોતી કે કોઇની સલાહ લઇ શકતી નહોતી.

આ અરસામાં એક બીજી વાત બની. અમારા પાડોશમાં ચંપા વહુ છ મહિનાથી જ પરણી હતી, હમણાં તે દીવાળીનું આણું આવી હતી. તેની ઉમ્મર તો અગીઆર વર્ષની જ હતી; પણ ઇશ્વરે તેને સારો દહાડો દેખાડ્યો હતો ! બળ્યું, એટલી નાની ઉમ્મરમાંથી એ જંજાળ વળગે એ તો ઘણું ખરાબ કહેવાય; પણ આપણા સમાજમાં બીજા દુર્ગુણોની પેઠે છોકરાંને ઘેર છોકરાં જોવાનો મોહ પણ આપણાં વડિલોમાં વધી પડયો છે; તેને પરિણામે મારા જેવી ગરીબ વહુઓને ઘણું સહન કરવું પડે છે. ચંપાવહુને અભાવા માલુમ પડવા માંડયા કે તુરત જ મારી સાસુએ અમારા ઘરમાં મારા સાથે વધારે જુલમ આદર્યો. પરમાત્માએ મને સારો દહાડો ન આપ્યો, એટલે ઘરમાં હું વિશેષ હલકી પડવા લાગી. મારી મોંફટી નણંદોએ તો મને વાંઝણી કહીને બોલાવવાનું શરૂ કર્યું. ડાકટર સાહેબ ! મારી ઉમ્મર કાચી હતી અને મારા પતિનાં આચરણ તો મેં ઉપર કહ્યાં તેવાં હતાં; એટલે એવા સંજોગોમાં મને ગર્ભ ન રહે એમાં મારો શો દોષ ? સ્ત્રી-પુરુષના મનની એકતા વિના કે તે બન્નેનાં શરીરોની ખીલવણી વિના સંતાનની પ્રાપ્તિ થવી મને અશકય લાગે છે. કદાચ કોઇને એવા સ્થિતિમાં પણ કુદરતના કાયદાને લઇને ગર્ભ રહી જાય તો તે બાળક અલ્પાયુષી, રોગી અને અશકત નીવડે છે. સારી પ્રજા ઉત્પન્ન કરવા માટે માબાપના તન મનની સ્થિતિ સારી જોઇએ; એમ હું તો માનું છું. પછી આપના અનુભવમાં જે આવ્યું હોય તે ખરૂં. ચંપા વહુનાં સાસુ સસરાને પૌત્રનું મુખ જોવાનો લાભ મળશે અને મારાં સાસુ-સસરો એ લાભ વિના રહી જશે; એ બાબતની દયા અને

લાગણી દેખાડનારી દસ બાર ડોશીઓ હંમેશ અમારે ત્યાં વધારે આવવા લાગી અને મારી સાસુને ઉશ્કેરવા માંડી.

'આવી ખોટી તાડ જેવી વહુ નછોરવી હોય એ તે કાંઇ તમારા ઘરની શોભા કહેવાય ? આ વહુથી કાંઇ તમારા દીકરાનો પરિવાર વધે તેમ નથી અને તમારૂં ઘર બાળકોથી ભરાય તેમ નથી. જો અમારૂં કહેવું માનતાં હો તો વેળાસર બીજી વહુ લાવો. આજકાલની નવી પરણી આવેલીઓને બબ્બે છોકરાં થઇ ગયાં ને આ તમારી વહુ તો ગોધા જેવી હજી એવી ને એવી જ રહી. તમે ઘણી ઘણીઆણી હવે ઘરડાં થયાં છો. ભલા, તમે બે વરસ બેઠાં હો ને બે ત્રણ બાળકો તમારા દીકરાને ઘેર ઉછરી જાય તો એટલો તમનેય લ્હાવો મળે. ગામમાં તમારા જેવું ઘર બીજા કોનું છે ? લોકો પૈસાનું નથી પૂછતાં પણ પરિવારનું પૂછે છે. વળી છોકરા વિના સ્વર્ગ પણ મળતું નથી. તે દિવસ ભટ્ટજી મહારાજ કથામાં એવું નહોતા વાંચતા ? તમે તો સમજુ ને ડાહ્યાં છો. તમને શું વધારે કહીએ ? તમારા ઘર સાથે અમારે એવો સબંધ છે કે અમને જે ઠીક લાગે તે અમારે કહેવું જોઇએ. જો માનશો તો ઠીક છે, નહિ તો અમારૂં કાંઇ જોર ચાલે છે ? આ આપણાં પાડોશી ઝવેર બ્હેનના દીકરાની વહુને છોકરાં નહોતાં થતાં; પણ અમારા કહેવાથી બીજી વહુ આણી કે તરત એમનું ઘર બાળકોથી ઉભરાઇ ઉઠયું. તમે પણ એ પ્રમાણે કરશો તો પરમેશ્વર તમારા મનના કોડ પૂરા કરશે.'

મારી સાસુને તો એટલું જ જોઇતું હતું. દીકરાને ઘેર દીકરા જોવાની એમને જેટલી ઇચ્છા હતી તેથી અધિક ઇચ્છા વંશવેલાની વૃદ્ધિ કરી સ્વર્ગ મેળવવાની હતી. તેઓ સ્વભાવથી ધર્મઘેલાં અને વહેમી હતાં. પાડોશની પાંચ પંચાતડીઓએ ભરમાવ્યાં એટલે તરત તેમણે પોતાના પુત્ર માટે બીજી વહુ લાવવાનો નિશ્ચય કર્યો અને કેટલાક વાદવિવાદને અંતે મારા સસરાજીના મનમાં એ વાત ઠસાવી દીધી. મારી નણંદ તો પોતાનો હુકમ ઉઠાવનારી બીજી વ્યક્તિ બાપના ઘરમાં વધનાર જાણી ખુશી થઇ ગઇ અને મારા સ્વામીને પણ

ભાવતું હતું ને વૈદ્યે કહ્યું હોય એવું થયું. તત્કાળ શોધ શરૂ થઇ અને એક ધનલોભી લાલચુ પિતાએ એક હજાર રૂપિયા લઇ પોતાની કન્યાને શૉક્ય ઉપર પરણાવી.

મારા સ્વામીનો મારા ઉપર કેવો સ્નેહ હતો તે તો મેં આગળ જણાવેલું છે; એટલે એ સ્નેહમાં અન્ય ભાગીદાર આવવા છતાં મને વિશેષ કાંઇ દુઃખ થયું નહિ. જો કે ભવિષ્યમાં મને કેટલાક સુખની આશા હતી અને શૉક્ય આવવાથી મારી એ આશાનો નાશ થયો હતો; છતાં કમનસીબના ઉપર આધાર રાખી મેં એ વખતે સંતોષનો સ્વીકાર કરી લીધો. દુનિયામાં દુઃખીયાં માણસો હંમેશ એ પ્રમાણે સંકટમાં પણ સંતોષ માનતાં શીખે છે; તો પછી મારા જેવી કેવળ પ્રેમદાસત્વને માન આપનારી સંતોષ પકડે એમાં શું આશ્ચર્ય ? મને એ વખતે જો કાંઇ દુઃખ થયું હોય તો તે મારા સ્વામીની હવે કેવી દશા થશે; એ ચિંતાથી જ થયું હતું; કારણ કે નવી આવેલી મારી બ્હેન (સમાજમાં શૉકયને બ્હેન કહેવાનો રિવાજ છે.) તુંડમિજાજી, એશઆરામી અને સ્વચ્છંદી સ્વભાવની હતી. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું અને મોજશૉખ કરવો એને જ તે જીંદગીનું સાર્થક માનતી હતી. શરૂઆતમાં તો તેણે કપડાંલત્તાંની ટાપટીપથી અને ચાવી ચાવીને ઝીણું ઝીણું બોલવાની ટેવથી પતિદેવને વશ કરી લીધા; પણ પ્રાણીમાત્રના હૃદયની એક નિર્બળતા છે એ છે કે, જે ટેવ તેને પડી ગઈ હોય તે કદી પણ જતી નથી. કૂતરાંની પૂછડી ગમે તેટલી પત્થર તળે દબાવી રાખો પણ છૂટી મૂકતાં તે વાંકી જ થઇ જવાની. મારા પતિ નવી સ્ત્રીમાં નવું નવું હતું ત્યાં સુધી તો ઘરમાં રહ્યા; પણ પાછળથી પ્રથમની માફક ગામમાં ફરવા જવાનો વ્યવસાય આરંભી દીધો. ધીમે ધીમે એ વાત નવીના જાણવામાં આવી ગઇ અને તત્કાળ તેના હૃદયમાં તેનું ખરાબ પરિણામ ઉત્પન્ન થયું. હું તેને સગી બ્હેન સમાન ગણાતી હતી; પરંતુ તે તો કદી મારી સાથે બોલતી પણ નહોતી. તેનાં માબાપને ઘેરથી જ તેને એવું શિક્ષણ મળ્યું હતું. અધુરામાં પૂરૂં મારી નણંદોએ

અને સાસુએ પણ તેને એવું શીખવ્યું હતું; એટલે મારા માટે તેના હૃદયમાં જરાપણ સ્થાન રહ્યું નહોતું. મારો સ્વભાવ સહનશીલ હતો; એટલે હું તો ગમે તે મારે માથે થતું એ સઘળું સહન કરતી પણ એ બાઇશ્રી પાંચ કાંઇ સહન કરે એવાં નહોતાં. હું ગામડામાં ઉછરી હતી. મારામાં નીતિ અને ધર્મના સંસ્કારો જન્મથી પડયા હતા; પણ એ શહેરમાં જન્મી હતી અને એનામાં કેટલીક કુટેવો બહુ બાળપણથી દાખલ થઈ ગઇ હતી. એ મારી બ્હેન કહેવાય. એના સંબંધમાં કાંઈ બોલવું એ મારી ભુલ ગણાય; છતાં મારા હૃદય ઉપર એટલો બધો ભાર થઈ ગયો છે કે તેને ખાલી કરી નાંખ્યા સિવાય હું સુખેથી મરી શકીશ નહિ. મારા પતિ જ્યારે બબ્બે બૈરીઓ ઘરમાં હોવા છતાં બહાર ફરવા લાગ્યા; ત્યારે એ બાઇ કાંઈ એમનાથી ઉતરે એવાં નહોતાં. તેણે પણ એક દિવસ પોતાના બાપને ઘેર તો એક દિવસ પોતાની બ્હેનપણીને ઘેર એમ જુદાં જુદાં નિમિત્ત કાઢી રાતને વખતે ઘર બહાર રહેવા માંડયું. મને એ ઠીક ન લાગ્યું. એક દિવસ મેં એ મારી નાની બ્હેનને પાસે બેસાડી ઘણી શિખામણ દીધી; પણ એનું પરિણામ ઘણું ઉલટું આવ્યું. તેણે મારી નણંદોને, મારી સાસુને અને મારા સ્વામીને એ વાત જુદા પ્રકારે કરી. સઘળો દોષ મારા માથે ઢોળી પાડયો. મૂર્ખને શિખામણ દેવાનું એ ફળ મળ્યું કે તે દિવસથી મારા ઉપર વધારે જુલમ થવા માંડયો. સર્પને દૂધ પાવાથી ઝેરનો કેવળ વધારો થાય છે એ સત્ય હું તે વખતે સમજી શકી. મેં હાથે કરીને એક નવી પીડા વ્હોરી લીધી. તે રાત્રે મને સ્વામીએ ખુબ શિક્ષા કરી અને બીજા દિવસના પ્રાતઃકાળમાં તો સૌએ મળીને મને તેમના ઘર બહાર કાઢી મૂકી.

મારે હવે કયાં જવું? શું કરવું? મહિયરમાં માબાપ મરી ગયાં હતા; છતાં હું પ્રથમ તો ત્યાં આવી. મારા પિતાના પિતરાઇ ભાઇઓ ગામમાં હતા; પણ મને કોઇએ આશ્રય આપ્યો નહિ. 'છોકરી વંઠેલી હશે માટે જ એના શ્રીમંત સસરાએ કાઢી મૂકી હશે' એવી ઝીણી ઝીણી વાતો મારા સંબંધમાં સઘળે થવા લાગી. હું તો તે સાંભળીને સ્તબ્ધ બની

ગઇ. જ્યાં હું જન્મી, જ્યાં હું મોટી થઇ અને જ્યાં મેં બાલ્યાવસ્થામાં મારા સારા ચારિત્ર્યની છાપ પાડી ત્યાં આજ મારો આમ અનાદર થાય છે, એ જોતાં મને જમીન જો માર્ગ આપે તો તેમાં પેસી જાઉં એમ થયું. હું ભુખી તરસી ત્યાંથી ચાલી નીકળી અને મુંબઇ આવવાનો નિશ્ચય કરી લાઠીના સ્ટેશને આવી ગાડીએ બેઠી. સસરાના ઘરમાંથી નીકળતી વખતે મારા પિયરની પેટીમાં થોડા પૈસા હતા તે મેં લઇ લીધા હતા. મુંબઇ ભુખ્યાનો માળવો છે, એમ હું માનતી હતી અને તેથી અહીં આવતાં કોઇ પણ સ્થળે મને આશ્રય મળી રહેશે એવી મારી ધારણા હતી; પરંતુ હું એ સઘળી ધારણામાં ઠગાઇ છું. મુંબઇ ભાવનગર જેવું સાધારણ શહેર હશે અને તેથી કોઇપણ ધર્મશાળા કે સદાવ્રતની જગ્યામાં મને સ્થાન મળી રહેશે એવી મારી કલ્પના હતી; પણ જ્યાં હું ગ્રાંટરોડના સ્ટેશને ઉતરી કે તરત જ મારી એ કલ્પના હવામાં ઉડી ગઇ. મારે કયાં જવું એ મને સૂઝયું નહિ. બહાર નીકળી હું ઘણીવાર ઉભી રહી. આખરે એક દયાળુ જેવા જણાતા પુરુષે મને પોતાને ઘેર લઇ જઇ કોઇ સારી જગ્યા શોધી આપવાનું કહ્યું અને તેના ઉપર વિશ્વાસ લાવી હું તેને ઘેર ગઇ.

માણસને માથે દુઃખ આવવાનું હોય છે ત્યારે તેને આગળ પાછળનો કાંઇ વિચાર થતો નથી. હું નિરાધાર દશામાં સંકટની મારી મુંબઇ આવેલી એટલે મને તો લાંબો વિચાર કરવાનો અવકાશ જ નહોતો. જે પુરુષને ઘેર ગઇ હતી તે પુરુષ એક નાટક કંપનીમાં નોકર હતો. મને તેણે નાટક કંપનીમાં એકટ્રેસ તરીકે રહેવાની સલાહ આપી. હું એ ધંધો જાણતી નહોતી. મને ગાવાનું કામ આવડતું નહોતું; છતાં કંપનીના માલિકે મને સારા પગારથી રાખી લીધી. ધીમે ધીમે મને કામ શીખવવામાં આવ્યું અને પ્રથમ નાની નાની ભૂમિકાઓમાં અને પાછળથી મુખ્ય ભૂમિકાઓમાં મેં નામના મેળવવા માંડી. કંપનીમાં મારૂં માન સારૂં હતું અને હવે તો મેં આખા મુંબઇ શહેરમાં ગૌરવ પ્રાપ્ત કરવા માંડયું. મને સ્વાભાવિક રીતે હર્ષ થવા

લાગ્યો અને હું થોડા દિવસોને માટે તો મારાં સઘળાં દુઃખો ભુલી ગઇ. ડૉકટર સાહેબ! મિસ લુથલાના ઉપનામ તરીકે એક વખત સંપૂર્ણ ખ્યાતિ પામી ચુકેલી આ કમનસીબ કામિનીની કરુણાજનક સ્થિતિ જોઇ તમે આશ્ચર્ય પામશો; પણ હું ખરૂં કહું છું કે એ નાટકના ધંધાએ જ મારૂં જીવન આ દશામાં મૂકયું છે. થોડા દિવસ તો મને ત્યાં સ્વર્ગના સુખનું ભાન થવા થવા લાગ્યું, પરંતુ પાછળથી સ્પષ્ટ માલુમ પડયું કે એ કહેવાતા સુખમાં એક ભીષણ યંત્રણા છુપાએલી હતી. નાટક કંપનીનો માલિક વિષયલોલુપ શયતાન્ હતો. તેણે એક દિવસ મારી પાસે પાપવાસનાની માગણી કરી અને મેં તેનો તિરસ્કાર કર્યો એટલે તે વૈરની ધુનમાં મને ધમકી આપી ચાલ્યો ગયો. પાછળથી કેટલાક એકટરોદ્વારા તેની અધમતા વિશેષ મારા જાણવામાં આવી; જેથી મેં તે નોકરીનો ત્યાગ કરી દીધો.

મને એ વખતે રાતના ઉજાગરાઓ વગેરેને લીધે જીર્ણજ્વર લાગુ પડયો હતો. તેમાં વળી સઘળો પૈસોટકો તથા લુગડાં હું કંપનીના મકાને મૂકી નાસી છૂટેલી હોવાથી મને પાછો પેટનો ખાડો પૂરવાની ચિંતા સામે આવીને સતાવવા લાગી. બીજા એકટરોની પેઠે મેં હજુ મારૂં એગ્રીમેન્ટ કર્યું નહોતું એટલે તે દુષ્ટે મારી તપાસ કરાવવા વધારે શ્રમ લીધો નહિ; પણ મારા મનમાં તેનો ભય એટલો બધો હતો કે હરકોઇ પ્રકારે હું મુંબઇમાંથી નીકળી કોઇ ધાર્મિક પવિત્ર સ્થળે જવા ચાહતી હતી. એકાએક મને એ વખતે એવો યોગ મળી ગયો. એક ભાટીઆની શ્રીમંત વિધવા 'જમનાં પાન' કરવા જવાની તૈયારી કરતી હતી. તેને પોતા સાથે એક બાઇ માણસની જરૂર હતી. તપાસ કરી હું તેને મળવા ગઇ અને મારી ઇચ્છા પ્રમાણે તેણે કાંઇ પણ આનાકાની વગર મને રાખી લીધી. પુરુષ શેઠના તાબામાં નોકરી કરવા કરતાં સ્ત્રીના તાબામાં નોકરી કરવાથી મારૂં સ્ત્રીત્વ સારી રીતે જળવાશે અને મને શાંતિ મળશે એવી મારી ધારણા હતી. શરૂઆતમાં તો એ ધારણા સંપૂર્ણ પાર પડી; પરંતુ પાછળથી જે મને એક

કડવો અનુભવ થયો તેણે મારી શાંતિ અને સુખનો તદ્દન નાશ કરી નાંખ્યો. અમે સારૂં મુહૂર્ત જોઇ યાત્રા માટે ઉપડયાં. અમારે પ્રથમ નાસિક જવાનું હતું અને ત્યાંથી પછી ધીમે ધીમે આગળ જવાનું હતું. શેઠાણીએ મને તીર્થસ્થળોની મોટી મોટી વાતો કરી લોભાવી હતી. હું પવિત્ર સ્થાનોના મનોરાજ્યમાં ચોવીસે કલાક મહાલ્યા કરતી હતી. નાસિકમાં અમે એક જગ્યા ભાડે લઇ ઉતર્યાં હતાં અને તેનો બંદોબસ્ત શેઠાણીએ અગાઉથી કરાવ્યો જણાતો હતો. મકાન ઘણું સ્વચ્છ અને સગવડવાળું હતું. શેઠાણીનો રામો મુંબઇથી અમને નાસિક સુધી પહોંચાડવા આવ્યો હતો. તે એક દિવસ રહી પાછો ચાલ્યો ગયો. એટલે હું ને શેઠાણી બે જ ત્યાં રહ્યાં. અમે ગોદાવરી સ્નાન અને પંચવટી દર્શનથી અંતઃકરણમાં શાંતિલાભ કર્યો. અને સતી સીતાદેવીનું સહસા સ્મરણ થયું અને મેં તેના પાતિવ્રત્યને મનમાં ને મનમાં અનેક ધન્યવાદ આપ્યા. જે ભૂમિમાં રામે દેવીના પ્રેમવિરહે આક્રંદ કર્યું હતું એ ભૂમિ કોના હૃદયને શાંતિ ન આપે?

મારા દિવસો ત્યાં કાંઈક સુખમાં જવા લાગ્યા; પણ મારૂં નસીબ એને માટે તૈયાર નહોતું. એક દિવસ મારા ભાગ્યની એ કઠિનતા સમજાઇ ગઇ. શેઠાણીને ત્યાં મુંબઇથી એક તેમનો સ્નેહી મિત્ર મળવા આવ્યો હતો, તેને અને શેઠાણીને આડો વ્યવહાર હતો. મુંબઇમાં સગાં સંબંધીઓના સમુદાયમાં તેઓને મળવાનો અવકાશ નહોતો મળતો એટલે બાઇ સાહેબે તીર્થના નિમિત્તે અહીં વસવાટ કર્યો હતો અને તેમાં આ ભાઇ સાહેબે વખતો વખત આવવાનો પ્રકાર ચાલુ કરી દીધો હતો. મને એ પાપીઓથી પ્રથમ તો કાંઇ અડચણ નડી નહિ; પણ જ્યારે મેં નાટકમાં નોકરી કરી છે એ વૃત્તાંત તે પુરૂષના જાણવામાં આવ્યો ત્યારે તે એક વખતની મિસ લયલા ઉપર મોહાંધ થઇ ગયો.

એક દિવસ રાત્રે તેણે મારા પ્રેમની માગણી કરી અને એ માગણી કબુલ રાખવાની વકીલાત કરવાનું કામ પેલી નીચ વિધવાએ આરંભ્યું. મને વિવિધ પ્રકારે તેઓ સમજાવવા લાગ્યાં અને લાલચે

બતાવવા માંડયાં. હું મારા નિશ્ચયમાંથી એક તસુ પણ ડગી નહિ. ઉલટી હું દરેક રીતે તેમની અવગણના કરવા લાગી. મને મારો સ્ત્રી-ધર્મ જેટલો વહાલો છે, તેટલો બીજો કોઇ પદાર્થ વહાલો નથી, એ મેં તેમને સ્પષ્ટ જણાવી દીધું. હું ઘરઘરના ટુકડા ઉઘરાવનારી બજારૂ વેશ્યા નથી કે લોકોની આંખોમાં ધુળ નાખી છાને ખૂણે પાપકર્મ કરનારી પ્રમદા પણ નથી એ મેં તેમને કહી દીધું. વળી વિશેષમાં જણાવ્યું કે: 'હું પતિથી તજાએલી છું પણ મારા પતિ એ જ મારા પ્રભુ છે. એના સિવાય દુનિયાના સર્વ પુરુષો મારા ભાઇ–બાપ છે. મને આશા છે કે મારા પતિ કોઇક દિવસ ઠેકાણે આવશે અને જરૂર પાછો મારો સ્વીકાર કરશે. છતાં કદાચ હું એ આશામાં નિષ્ફળ નીવડીશ તોય મને અસંતોષ થવાનો નથી. જય સુધી એ મારા પ્રભુએ મારી સેવા સ્વીકારી ત્યાંસુધી મેં નિષ્કપટ હૃદયે તેમની સેવા કરી છે અને એક હિન્દુ લલનાને સ્વામીની સેવાના પ્રસંગ સિવાય બીજો કયો ધન્ય અવસર કિંમતી લાગે છે? મને તમે સતાવશો નહિ કે ચળાવશો નહિ. હું હવે અહીં એક ક્ષણ પણ રહેવાની નથી. અત્યારે ને અત્યારે જ તમારૂં મકાન ખાલી કરી જાઉં છું. તમે મારી ઉપર જે ઉપકાર કર્યો છે, તે ખાતે હું તમારો આભાર માનું છું.'

મારા એ શબ્દોની તે પાપીઓના દિલ ઉપર કાંઇ અસર તો થઇ નહિ; પણ તેમણે મને દાદર ઉપરથી નીચે ગબડાવી મૂકી ઘર બહાર કાઢી. મારા શરીરને થોડી ઇજા થઇ, છતાં મેં આનંદ માન્યો. હું રાત્રે ધીમે ધીમે પગે ચાલીને સ્ટેશન ઉપર આવી. મારા દુઃખી દિલ ઉપરનો એક બોજો એ દૂર થયો. મેં સ્ટેશનમાં ભીખ માગીને થોડા પૈસા મેળવી લીધા. મારી ઇચ્છા એક વખત મારા સ્વામીનાં દર્શન કરવા જવાની હતી, એટલે હું ટિકીટ કઢાવી ગાડીએ બેસી અહીં મુંબઇ પાછી આવી. ભકિતવાન્ ભક્તનું હૃદય પ્રભુનાં દર્શન માટે જેટલું અધીરૂં હોય છે; તેથી હજારગણું અધીરૂં હૃદય સતીનું પતિનાં દર્શન માટે હોય છે. તમે પુરુષ હોવાથી કદાચ એ સત્યમાં

શ્રદ્ધા નહિ ધરાવી શકો; પણ હું ખરૂં જ કહું છું કે મારા પતિદેવનાં દર્શનની એ વખતે મને અનિવાર્ય ઇચ્છા ઉત્પન્ન થઇ હતી. હું દેશમાં જવા માટે ઉપડી હતી; પણ 'આદર્યાં અધવચ્ચ રહે ને હરિ કરે તે હોય' એ કહેવત મુજબ મને અહીં આવતાં શરદી થઇ આવી અને એક ભલા ગૃહસ્થે આ દવાખાનામાં લાવી વ્યવસ્થા કરી આપી.

ડાક્ટર સાહેબ! મારા હૃદય ઉપરનો બોજો દૂર થયો છે. હવે હું સુખેથી મરી શકીશ. પણ મરતાં મરતાં એટલું તો અવશ્ય કહેતી જાઉં છું કેઃ પરમેશ્વર મને નરકમાં નાંખશે તે પસંદ કરી લઇશ; પણ આ સમાજમાં સ્ત્રીનો જન્મ આપશે તે નહિ પસંદ કરૂં. કારણ કે હિન્દુ સ્ત્રીઓની સંસારમાં આજ જરાય કિંમત નથી. પુરુષ બહાર સોસાયટીઓમાં અને સભાઓમાં સ્ત્રીમહત્તાનાં અને નારી સ્વાતંત્ર્યનાં લાંબાં લાંબાં ભાષણો કરે છે; પણ ઘેર પોતાની બૈરીને જરા જેટલી છૂટ કે સ્વતંત્રતા આપી શકતો નથી. સ્ત્રીકેળવણીનો હિમાયતી પુરૂષ પોતાની પત્નીને નિરક્ષર ભટ્ટાચાર્ય રાખવાનું પસંદ કરે છે. મેં એવાં ઘણાંએ કુટુંબો જોયાં છે કે જ્યાં સ્ત્રીઓને પશુ કરતાં પણ અધમ માનવામાં આવે છે! શું તમે એમ સમજો છો કે અમારે હૃદય જ નથી? શું તમે એમ માનો છો કે અમને સુખ દુઃખની લાગણી જ નથી થતી? કૃપા કરી મને જવાબ આપો. અમારી સ્ત્રીઓની દશા ક્યારે સુધરશે? અમને ક્યાં સુધી ગુલામીના પટામાં રાખી મૂકશો? અમે તમારા સંસારને સ્વર્ગ બનાવીએ છીએ, તમારા મનોરાજ્યને ઘડીભર ભુલાવી બાળકોના આનંદકલરવમાં તમને ઘેલા બનાવીએ છીએ. તમારૂં નામ સદાને માટે જળવાઇ રહે એવી પ્રજા ઉત્પન્ન કરી તમારા હાથમાં સોંપીએ છીએ અને એ પ્રજાને અર્થે તેમ જ તમારા સુખને અર્થે અમે વિવિધ પ્રકારનાં દુઃખો સહન કરી લઇએ છીએ; છતાં 'ઘોડે નાર પાધરી' ગણી વિના કારણે અમને પુષ્પાંજલિ આપવામાં અને અમને પીડા કરી અમારો તિરસ્કાર કરવામાં તમે બાકી રાખતા નથી. તમારો પુરુષ વર્ગ એટલો બધો કૃતઘ્ન અને અનુદાર છે

કે તેના સંબંધમાં હું જેટલું ન કહું તેટલું થોડું છે. સ્ત્રીઓ ધણીના મૃત્યુ પાછળ આગમાં બળી મરતી; એવું સ્વાર્પણ પુરુષોએ કોઇ ઠેકાણે દેખાડયું છે? તેઓ તો એક સ્ત્રી જીવતી હોય ત્યાં બીજી લાવે છે, તો પછી તેના મરણ પાછળ બીજી પરણે એમાં શું આશ્ચર્ય? મારા સ્વામીએ મને આ અન્યાય આપ્યો છે; તેથી હું નથી બોલતી પણ મારા જેવી અનેક બ્હેનો આ ભારતની અંદર શોકયોના સાલથી, સાસુ-નણંદના જુલમથી, ધણીના તિરસ્કારથી અને પુરુષોના છળ-પ્રપંચથી રીબાઇ-પીડાઇ-કચડાઇ રહી છે, તેમના દિલની જબરી જ્વાળાઓને લીધે જ આ દેશ આવી દશા ભોગવે છે. જે દેશોમાં સ્ત્રીઓને પરતંત્ર રાખવામાં આવતી હોય તે દેશ શી રીતે સ્વતંત્ર થઇ શકે? જ્યાં સામાન્ય ચીજોની પેઠે સ્ત્રીઓનાં વેચાણ થતાં હોય, જ્યાં નિત્યના કામકાજ સિવાયની બીજી બાબતોમાંથી સ્ત્રીઓનો બહિષ્કાર થતો હોય, જ્યાં ડગલે ને પગલે અબળાઓના ભોળા સ્વભાવનો લાભ લઇ તેમને છેતરવામાં આવતી હોય, જ્યાં સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં મહત્તા મનાતી હોય, જ્યાં તેમને ઘરમાં ગોંધી રાખવામાં જ પુરુષો પોતાનું પુરુષત્વ પૂરૂં થયું માનતા હોય અને જ્યાં તેમને વહેમી બનાવી હલકી ગણવામાં આવતી હોય; તે સમાજનો ઉદ્ધાર કોઇ દિવસે થઇ શકે નહિ. રૂઢિનાં બંધનોનો જેટલો દોષ હું નથી કાઢતી તેટલો દોષ હું પુરુષોના એકલપેટા સ્વાર્થીપણાનો કાઢું છું. પુરુષવર્ગ જ્યારે સ્ત્રી વર્ગની કિંમત આંકતાં શીખશે, તેમની ભુલો સુધરાવી તેમને આગળ વધવામાં મદદરૂપ બનશે, ત્યારે જ ભારતનો આ આર્ત્તનાદ બંધ થશે.

ડાકટર સાહેબ! તમારી હું પૂર્ણ ઋણી છું. મારા હૈયાનો ભાર હલકો કરવામાં તમે મને અત્યારે અંતકાળે ખરી મદદ કરી છે. ઇશ્વર તમારૂં ભલું કરો. હું હવે પ્રભુનું નામસ્મરણ આરંભું છું. મારા પતિદેવની છબી દિલમાં ખડી રહી છે. છેવટની ઘડી સુધી એ જ સ્થિતિમાં મારા પ્રાણ ચાલ્યા જાય એવું હું ઇચ્છું છું. ચાલો-ૐ, ૐ.'

તે સ્ત્રીએ એકાએક નેત્રો બંધ કરી ૐકારનો ધ્વનિ આરંભી દીધો. મને ત્યાં બેસવાનું હવે કાંઈ કારણ નહોતું; એટલે હું ઉઠીને બીજા દર્દીઓની ટ્રિટમેન્ટ કરવા ચાલ્યો ગયો. દવાખાનામાં મેં ઘણીએ મરતી સ્ત્રીઓ જોઇ હતી; પણ આવી વિલક્ષણ બાઇ આજે પહેલી જ વાર જોઇ; જેથી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એની કરુણ કથામાં રૂઢિની ભીષણતાનું અને સ્ત્રીવર્ગની પરાધિનતાનું જે ચિત્ર હતું, તેણે મારા હૃદય ઉપર વિલક્ષણ અસર કરી. આપણી સામાજિક ખરાબ રસમો ઉપર મને ઘણો તિરસ્કાર છૂટયો. એના કહેવા પ્રમાણે એવી અનેક અબળાઓ પ્રતિવર્ષ સમાજના કુધારાઓ નીચે કચડાઇને કે પુરુષવર્ગની આપખુદ સત્તાના ભોગરૂપે બલિ બનીને આ સંસારમાંથી ચાલી જતી હશે એનો ખ્યાલ આવ્યો. સહસા હૃદયમાં અનેક વિચારો ઉદ્દભવ્યા. આખરે મનમાં એક નિશ્ચય કરી હું પાછો મારા કામે વળગ્યો.

દુ:ખવતું તો તેમનો જીવ કપાઇ જતો. મને પાંચ વર્ષે નિશાળે બેસાડી ત્યારે શાળાની તમામ બાળાઓને ઓઢણીઓ તથા મીઠાઇ આપીને મારા પિતાએ ખુશ કરી હતી. હિન્દુ સંસારમાં છોડી પારકું ધન ગણાય છે, એને ઉછેરવા તરફ લોકો બેદરકાર રહે છે; પણ મારા સંબંધમાં તેવું કશું બન્યું નથી. મારા કોડ પૂરવા મારા પિતાએ કોઇ વાતની ઉણપ રાખી નથી; પણ ભાગ્યની ભયંકરતાથી એ મોંઘવટે જ મારા જીવનની આવી પાયમાલી કરી છે! એમ કહું તો ખોટું નથી.

જેઓ બાળપણમાં કન્યાઓને બહુ મોઢે ચડાવે છે તેનું પરિણામ કેવું ખરાબ આવે છે; તે મારી આ આપવીતિ ઉપરથી સહજ સમજાશે. દીકરીને પારકે ઘેર મોકલવાની છે, એ વાત ધ્યાનમાં રાખીને માબાપોએ તેનામાં સારા સંસ્કાર પાડવા જોઇએ. પિતાને ઘેર ગમે તેટલી સાહ્યબી હોય, પણ તે સાસરિયામાં સુદ્દલ કામ આવતી નથી. વિનય, વિવેક, નમ્રતા, સુઘડતા, સાદાઇ, કરકસર વગેરે સદ્દગુણોનું શિક્ષણ જો મહિયરમાં મળ્યું હોય તો સાસરી ગમે તેટલી કપરી હોવા છતાં એ સ્ત્રીને અડચણ આવતી નથી. મને તો એમાંનું કશું-જ શિક્ષણ મળ્યું નહોતું. મારા બાપને હું ખોટની હોવાથી બાળપણથી ઉદ્ધત, અવિવેકી અને સ્વચ્છંદી બની હતી. નિત્ય નવાં નવાં કપડાં પહેરવાં, જુદાં જુદાં ભોજન જમવાં, નાટક સિનેમાઓમાં હાજરી આપવી અને સાંજના ફરવા જવું એ મારો નિત્યક્રમ હતો. ઘરમાં નોકર ચાકરો પુષ્કળ હતા એટલે મારે ઘરકામ શીખવાની જરૂર નહોતી. રસોઇનું કામ એક રસોઇઓ કરતો હતો એટલે મારી માતાને કે મને રસોડામાં પેસવાની કદીપણ જરૂર પડતી નહોતી. ખરૂં કહું તો મને એ કામ હલકું ને કંટાળા ભરેલું લાગતું હતું. જે સ્ત્રીનાં પૂરાં દુર્ભાગ્ય હોય તેને જ માથે રાંધણીમાં ધુમાડો ખાવાનો આવે એમ હું એ વખતે માનતી હતી. મારો મિજાજ બહુ જલદ હતો. કોઈ કાંઈ કહે તો તરત હું તેને ધુતકારી કાઢતી. કોઇ મારી સામે એક શબ્દ પણ બોલી શકતું નહિ.

પીઠા, ફોરાસરોડ અને વ્હાઇટલેન તથા દિલ્હીનું ચાવડીબાઝાર ખુલ્લા અનાચારથી ઉભરાય છે. પવિત્ર ગણાતા કાશી ધામમાં સંયુક્ત પ્રાંતનાં સઘળાં શહેરો કરતાં વધારે વેશ્યાઓની સંખ્યા છે. અધમવૃત્તિના પુરુષોએ લાખો સ્ત્રીઓનાં જીવન માટીમાં મેળવી દીધાં છે; છતાં સમાજ તો કેવળ સ્ત્રીઓને જ શિક્ષા કરે છે. પુરુષોનો દુરાચાર સ્ત્રીઓના કરતાં અનેકગણો હોવા છતાં તેમને કોઇ કાંઇ કહેતું નથી અને છોકરમતમાં અજ્ઞાનતાથી એકાદ ભુલ થતાં અમે આવી કફોડી સ્થિતિમાં આવી પડીએ છીએ. સમાજમાં આવો અન્યાય ક્યાં સુધી ચાલશે? સ્ત્રીઓની હાય અને શાપથી દિવસે દિવસે આ દેશ પડતી દશામાં આવતો જાય છે; છતાં સમાજના નેતાઓ હોવાનો દાવો કરનારાની આંખો બિલકુલ ઉઘડતી નથી. શું અમે જાણી જોઇને આ પાપકર્મ કરીએ છીએ? શું અમે પશુઓના જેવું જીવન જીવવામાં જ રસ લઇએ છીએ? કૃપા કરી અમને છેક અધમ ગણી કાઢશો નહિ. ઇશ્વરે અમને હૃદય આપ્યું છે. અમે સારા માઠાનો ભેદ અવશ્ય સમજી શકીએ છીએ. અમારી આ દશા સમાજના ઘોર અન્યાયને લીધે છે કે જે મારી આ કર્મકથા ઉપરથી વાચકો સહેલાઇથી સમજી શકશે.

મારો જન્મ ભાવનગરના એક આબરૂદાર નાગર કુટુમ્બમાં થયો છે. મારા પિતાના વડવાઓએ રાજ્યની વફાદારી અને સ્વામીભક્તિથી સારી પ્રતિષ્ઠા જમાવી હતી. પ્રભુની કૃપાથી ઘરમાં કોઇ વાતની ખામી નહોતી. ઘેર ગાડીઘોડા અને નોકરચાકરોની છૂટ હતી. મારા પિતાને હું સંતાનમાં એક કન્યા હતી એટલે બાળપણમાં મારૂં લાલનપાલન બહુ ઉમંગથી કરવામાં આવ્યું હતું. ઘરના નોકરો મને ઘડીભર નીચે મૂકતા નહિ. સૌ અદ્ધર રાખતા અને 'બા—બ્હેન' કહી બોલાવતાં તેમની જીભ સૂકાતી. મારી બાએ પત્થર એટલા દેવ કરી, અનેક વ્રત ઉપવાસ અને દોરા–ધાગા કરેલા ત્યારે મારૂં મોઢું દેખેલું; એટલે હું તેમને બહુ મોંઘી હતી. મારા પિતા મારી નિત્યની નવી નવી માગણીઓ પૂરવા હંમેશ એક પગે તૈયાર રહેતા. કોઇ મારી લાગણી જરા

દુઃખવતું તો તેમનો જીવ કપાઇ જતો. મને પાંચ વર્ષે નિશાળે બેસાડી ત્યારે શાળાની તમામ બાળાઓને ઓઢણીઓ તથા મીઠાઇ આપીને મારા પિતાએ ખુશ કરી હતી. હિન્દુ સંસારમાં છોડી પારકું ધન ગણાય છે, એને ઉછેરવા તરફ લોકો બેદરકાર રહે છે; પણ મારા સંબંધમાં તેવું કશું બન્યું નથી. મારા કોડ પૂરવા મારા પિતાએ કોઇ વાતની ઉણપ રાખી નથી; પણ ભાગ્યની ભયંકરતાથી એ મોંઘવટે જ મારા જીવનની આવી પાયમાલી કરી છે! એમ કહું તો ખોટું નથી.

જેઓ બાળપણમાં કન્યાઓને બહુ મોઢે ચડાવે છે તેનું પરિણામ કેવું ખરાબ આવે છે; તે મારી આ આપવીતિ ઉપરથી સહજ સમજાશે. દીકરીને પારકે ઘેર મોકલવાની છે, એ વાત ધ્યાનમાં રાખીને માબાપોએ તેનામાં સારા સંસ્કાર પાડવા જોઇએ. પિતાને ઘેર ગમે તેટલી સાહ્યબી હોય, પણ તે સાસરિયામાં સુદ્દલ કામ આવતી નથી. વિનય, વિવેક, નમ્રતા, સુઘડતા, સાદાઇ, કરકસર વગેરે સદ્ગુણોનું શિક્ષણ જો મહિયરમાં મળ્યું હોય તો સાસરી ગમે તેટલી કપરી હોવા છતાં એ સ્ત્રીને અડચણ આવતી નથી. મને તો એમાંનું કશુંજ શિક્ષણ મળ્યું નહોતું. મારા બાપને હું ખોટની હોવાથી બાળપણથી ઉદ્ધત, અવિવેકી અને સ્વચ્છંદી બની હતી. નિત્ય નવાં નવાં કપડાં પહેરવાં, જુદાં જુદાં ભોજન જમવાં, નાટક સિનેમાઓમાં હાજરી આપવી અને સાંજના ફરવા જવું એ મારો નિત્યક્રમ હતો. ઘરમાં નોકર ચાકરો પુષ્કળ હતા એટલે મારે ઘરકામ શીખવાની જરૂર નહોતી. રસોઇનું કામ એક રસોઇઓ કરતો હતો એટલે મારી માતાને કે મને રસોડામાં પેસવાની કદીપણ જરૂર પડતી નહોતી. ખરૂં કહું તો મને એ કામ હલકું ને કંટાળા ભરેલું લાગતું હતું. જે સ્ત્રીનાં પૂરાં દુર્ભાગ્ય હોય તેને જ માથે રાંધણીમાં ધુમાડો ખાવાનો આવે એમ હું એ વખતે માનતી હતી. મારો મિજાજ બહુ જલદ હતો. કોઈ કાંઈ કહે તો તરત હું તેને ધુતકારી કાઢતી. કોઇ મારી સામે એક શબ્દ પણ બોલી શકતું નહિ.

કરી છે. હલકી નવલકથાઓના વાચનથી અને હલકા નોકરોના સહવાસમાં રહેવાથી મારામાં વિકારની જાગૃતિ બહુ નાની ઉમ્મરમાંથી જ થઇ હતી. મારા પિતાની ગાડી હાંકનાર કોચમેનને અમારા ઘરનું કામકાજ કરનારી રાધા સાથે આડો વ્યવહાર હતો. એક દિવસ નીચેના ઓરડામાં હું એમનું કાળું કર્મ દેખી ગઇ અને તે વખતથી મારા હૃદયમાં વિષયસુખની ઇચ્છા જન્મી. કોચમેન ભગુ પચ્ચીસ વર્ષનો તરૂણ હતો. જાતનો ખવાસ હતો. રજવાડામાં નોકરી કરેલી હોવાથી કપડાં વગેરેની ટાપટીપ વધારે રાખતો. મને તે વહાલથી બોલાવતો અને હું પણ બીજા સર્વ કરતાં તેને વધારે ચાહતી.

એક દિવસ હું મારા અભ્યાસની ઓરડીમાં કપડાં બદલાવતી હતી; તે વખતે ભગુ કાંઇક કામ નિમિત્તે ત્યાં આવ્યો અને મારૂં અર્ધ ઉઘાડું ભરાઉ શરીર જોઇ લોભાઇ ગયો. હમણાં મારા સૌન્દર્યને આયનામાં જોઇ હું જ લોભાતી હતી, તો પછી તેના ઉપર એક તરૂણ પુરૂષ કેમ વિષયાંધ ન થાય ? તેણે એકદમ મારૂં કાંડું પકડયું અને હું તેની મદઘેલી દૃષ્ટિને અટકાવી શકી નહિ, કોઇ જાદુઇ મંત્રથી વશ બની ગઇ હોઉં તેમ હું તેની ઇચ્છાને આધીન બની. એક ક્ષણમાં મારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું. મને એ વખતે બિલકુલ પશ્ચાતાપ થયો નહિ; કારણ કે મારામાં સારાસારનો વિચાર જ નહોતો. ઘણા દિવસની મારી ઇચ્છા સફળ થતાં મને સંતોષ થયો અને તે દિવસથી હું અવારનવાર ભગુને એકાંતમાં હંમેશ મળવા લાગી. અમારો પ્રેમ દૃઢ જામી ગયો અને તેની અસર મારા શરીર ઉપર સ્પષ્ટ જણાવા લાગી.

મારી માતાના સમજવામાં અમારૂં એ પાપકર્મ આવ્યું હોય કે બીજું કાંઇ કારણ હોય; પણ તેણે એકાએક મારા પિતાને કહી મારા લગ્નની તૈયારીઓ કરાવવા માંડી. જે કામ ધીમેથી થાય છે તે સારૂં થાય છે. ઉતાવળે કરતાં તે વણસી જવાની દહેશત રહે છે. મારા લગ્નના સંબંધમાં પણ એમજ થયું. ઉતાવળમાં મારા પિતા મારા માટે

મને નવરાશનો પુષ્કળ વખત મળતો. હું શ્રીમંતની પુત્રી એટલે નિશાળેથી ગમે તે ટાઇમે ઘેર આવવામાં મને મ્હેતીજી તરફથી અડચણ આવતી નહોતી. મારાં હેડમિસ્ટ્રેસને અને આસિ. મિસ્ટ્રેસને અમારા ઘરની સારી આવક હતી. મારી જન્મગાંઠને દિવસે મારા પિતા તેમને અમારે ઘેર સહકુટુંબ નોતરતા અને મિષ્ટાન્ન જમાડી ઉંચી સાડીઓ અને પોલકાંઓની બક્ષીસ આપતા. પરીક્ષામાં હું કદી નાપાસ ગણાતી નહિ. કોઇ વિષયમાં કદાચ લથડતી તો મારાં મ્હેતીજી તુરત પરીક્ષક સાહેબને મારા માટે સારા શબ્દોમાં ભલામણ કરી મને ખૂટતા માર્ક અપાવતાં. અમારી શાળાના તમામ મેલાવડાઓ મારા પિતાના પ્રમુખપદ નીચે થતા અને તેમાં જે ઇનામો તથા મીઠાઇ વહેંચાતી તેનો ખર્ચ મારા બાપા જ આપતા. આથી કન્યાકેળવણીના હિમાયતી તરીકે આખા ભાવનગર શહેરમાં તેમની સારી ખ્યાતિ બંધાઇ હતીઃ હું દસ વર્ષની ઉમ્મરમાં ગુજરાતી પાંચ ધોરણ પસાર કરી ગઇ હતી. પછી મારા પિતાએ મને તત્કાળ અંગ્રેજી સ્કૂલમાં દાખલ કરાવી હતી. ઘરમાં નીતિ, ધર્મ અને સ્ત્રીકર્તવ્યનું શિક્ષણ આપવાને બદલે મને અંગ્રેજીમાં દાખલ કરવામાં મારા પિતાએ ગંભીર ભુલ કરી હતી એમ મને અત્યારે સમજાય છે; પણ તે દિવસ તો મને એ ભાષા ભણવામાં બહુ ઉમંગ થતો હતો. મને ઘેર ભણાવવા માટે મારા પિતાએ એક માસ્તરની ગોઠવણ કરી હતી. દરરોજ તે સાંજે ટયુશન આપવા આવતા. હું નિશાળમાં પાંચ કલાક જઇ આવીને ઘેર અર્ધો કલાક લેસન કરી બાકીનો બધો વખત નવલકથાઓ વાંચવામાં તથા ઘરનાં નોકરો સાથે વાતોના તડાકા મારવામાં ગાળતી હતી. મને કોઇની બ્હીક નહોતી કે કોઈની શરમ નહોતી. સારા ખોરાકને લીધે મારૂં શરીર ઘણું સુદૃઢ બન્યું હતું. બાર વર્ષની ઉમ્મરે હું સોળ સત્તર વર્ષની યુવાન સ્ત્રી જેવી જણાતી હતી. મારી કાઠી બેવડી હતી અને બાંધો મજબુત હતો. મારામાં સૌંદર્ય પણ અમારા નાગરોને છાજે એવું હતું; પણ હાય ! એ સર્વ સાધનોએ મારા જીવનની ધુળધાણી

દુઃખનો ડુંગર ઢળી પડયા જેવું થયું. વળી મારાં માબાપને પણ સંતતિમાં હું એકલી હતી, જેથી મારા વૈધવ્યથી તેમના દુઃખનોય પાર રહ્યો નહિ. મને એ બન્નેની પીડાની કલ્પના આવતી નહિ. હું તો મારા હંમેશના સ્વભાવ પ્રમાણે ખાતી, પીતી અને ખેલતી. બન્ને કુટુંબોમાં હું ખોટની હોવાથી બીજી વિધવાઓ પ્રમાણે મારો શણગાર ઉતારવામાં આવ્યો નહોતો. અમે તરત સૌ બહાર ગામ ગયાં અને બે મહિના પછી હવા સુધરી ત્યારે પાછાં શહેરમાં આવ્યાં. હું પ્રથમના કરતાં હવે વધારે સ્વતંત્ર બની હતી. મને ઓછું આવશે એમ ધારી કોઇ કાંઇ કહેતું નહિ. આખો દિવસ હું મારા ઘરની રાધા સાથે અને ભગુ સાથે વાતોના તડાકા મારતી અને લાગ મળતાં મારા એ માનીતા કૅાચમેનથી વિષયસુખની તૃપ્તિ પણ કરી લેતી.

પરંતુ પાપ હંમેશાં છુપું રહી શકતું નથી. ઈશ્વરની ગેબી લાકડી પાપીના શીર ઉપર કોઇક દિવસ તો અવશ્ય પડે છે. હું એ વખતે મોહમાં આંધળી બની ગઇ હતી. મારામાં સારાસારનો વિચાર રહ્યો નહોતો. આખરે મારૂં કાળું કામ પ્રકટ થયું. મને ગર્ભ રહ્યાની વાત મારા સાસરામાં અને પિયરમાં ખુલ્લી થઈ ગઈ. સૂરજ વાદળાંથી છુપો રહી શકયો નહિ. મારા સસરા તો એ સાંભળીને ચિંતાના સાગરમાં ડૂબી ગયા. મારા પિતાને પણ પોતાના કૂળને કલંક લાગવાનો ભય પેદા થયો. આઠ દિવસ સુધી તે બન્નેએ પરસ્પર વિચાર કર્યા. ભગુ તો એ વાત બહાર આવી ત્યારથી નોકરી મૂકી ચાલ્યો ગયો હતો. રાધા પણ હમણાં મારી સાથે બોલતી નહોતી. હું મારા હૃદયની વાત કોની આગળ કહું ? એક દિવસ મારાં સાસુએ મને ખુબ ઠપકો દીધો. મને વ્યભિચારીણી–કૂલટા કહી મારો અત્યંત તિરસ્કાર કર્યો. મને એ વખતે મારી ભુલનું ભાન થયું. મારાં સાસુ–સસરો પોતાના કૂળની લાજ સાચવવા હંમેશ એ સંબંધમાં વિચાર ચલાવવા લાગ્યાં. મારાં સાસુએ ગર્ભપાત કરાવવાની સલાહ આપી; પણ મારા ધર્મભીરુ સસરાને એ સલાહ પસંદ પડી નહિ. તેમણે કહ્યું કે: ‘ આ જન્મમાં તો

સારૂં સ્થાન શોધી શકયા નહિ. અલબત્ત તેમણે પૈસાવાળું સ્થળ ખોળી કાઢયું. પોતાની શ્રીમંતાઇ પ્રમાણે વ્હેવાઇને ઘેર ગાડીઘોડા પસંદ કર્યાં; પણ પોતાની પુત્રીને અનુરૂપ જમાઇની પસંદગી તેઓ કરી શકયા નહિ. મારા પતિદેવની ઉમ્મર પંદર વર્ષની હતી, તેઓ અંગ્રેજી છઠ્ઠું ધોરણ શીખતા હતા. પણ તેમના શરીરનો બાંધો ઘણો નબળો હતો. મારી સરખામણીમાં તે કોઈપણ રીતે મારા ધણી થવાને માટે યોગ્ય નહોતા; હું સાસરે અસંતોષનો કરિયાવર લઇને ગઇ હતી એટલે મને સ્વામીસુખથી આનંદ ન થાય તો તેમાં વધારે આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. મને મારી સાસુ-નણંદ તરફનું જરા પણ દુઃખ નહોતું. મારા સ્વામી પણ મને કદી કાંઈ કહેતા નહોતા. માત્ર તેમની સાથે મારા મનની એકતા થઇ શકતી નહોતી. હું બાળપણુની છોકરમત ભુલવા ઘણોએ પ્રયત્ન કરતી; પણ મને મારા સંસારમાં કાંઇ રસ જ લાગતો નહિ. હું વિષયવિલાસની ભુખી હતી, ત્યારે મારા સ્વામી સરસ્વતીના ચુસ્ત ભક્ત હતા. આખો દિવસ નિશાળમાં રહેવું અને રાત્રે મોડી રાત સુધી લેસન કરવું, એમાં જ તે પોતાનો ધર્મ સમજતા હતા. મારી સાથે કદીપણુ તે હોંશથી વાતચિત કરતા નહોતા. હું સવારે જમીને મારા બાપને ઘેર જતી તે છેક સાંજે પાછી આવતી. કોઇ કોઇ વખત રાત્રે પણુ મારા પિતાને ઘેર જ સૂઇ રહેતી. મારા સ્વામીને એ વાતની કાંઇ પડી નહોતી.

એવામાં એકાએક ભાવનગરમાં પ્લેગ આવ્યો. ઘણા આશાવાન જુવાનોને તેણે ઝડપી લીધા. હંમેશના સો સો કેસો થવા લાગ્યા. મારા સસરા બહારગામ જવાની તૈયારી કરવા માંડયા; પણ એટલામાં તેમનું નસીબ ફરી વળ્યું. મને એ વખતે મારૂં નસીબ ફૂટી ગયાનું જ્ઞાન નહોતું એટલે મને તો મારા સ્વામીના સ્વર્ગવાસથી કાંઇ વધારે દુઃખ થયું નહિ; પણ અત્યારે એમ થાય છે કે જો તેઓ જીવ્યા હોત તો આજ મારી આટલી બધી ખરાબી થઇ હોત નહિ. મારાં સાસુ-સસરાને તેઓ એકના એક પુત્ર હતા; એટલે તેમના ઉપર તો

જીજ્ઞાસા પૂરી કરવાના હેતુથી મેં મારી સાસુના વિચારને અનુમોદન આપ્યું અને તેઓ તે જ રાત્રે કલકત્તા છોડી ગયાં. પંડયાજીએ શરૂઆતમાં તો મારી સરભરા ઠીક કરી; પણ પછી તેના મનના ભાવો પલટાઇ ગયા હોય એમ મને જણાયું. મારા સસરાને ગયાને આઠ દિવસ થઇ જવા છતાં તેઓ પાછા આવ્યા નહિ; તેમ જ તેમનો કાંઇ પત્ર પણ આવ્યો નહિ. મેં પંડયાને તે બાબત વિષે પૂછયું તો તેણે મને રોકડું સંભળાવી દીધું કેઃ–' હવે તે લોકો તમને તેડી જવાનાં નથી. તમારી આખી જીંદગી તમારે અહીં જ કાઢવાની છે.'

' હું એ સાંભળીને હતાશ બની ગઇ. મેં તરત બે પત્રો લખ્યા. એક મારા પિતાને અને બીજો મારા સસરાજીને; પણ તેમાંથી એકેયનો જવાબ આવ્યો નહિ. મારા સસરા તો નિર્દય થઇ શકે; પણ મારા પિતાજીયે નિર્દય થયા એ જોઇ મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ ! કલકત્તા જેવા અજાણ્યા શહેરમાં મારે હવે કયાં રહેવું અને શું કરવું ? એ બાબતની મને ચિંતા થવા લાગી. વળી મારા પેટમાં ચાર માસનો ગર્ભ હતો તેની પણ મને ઓછી ફીકર નહોતી, હું દિવસે દિવસે સૂકાવા માંડી, મારૂં શરીર નિર્બળ બનવા લાગ્યું.

એક દિવસ હું લોઅર ચિતપુરરોડ ઉપર થઇને ગોરને ઘેર આવતી હતી ત્યારે રસ્તામાં મને એક ગુજરાતણ બાઇ મળી. મારો દુઃખી ચહેરો જોઈ તેની આંખમાં આંસુ આવી ગયાં. તે પોતે કાઠી-આવાડ તરફની છે અને ઘણાંએક વરસોથી કુટુંબ સહિત અહીં રહે છે એમ તેણે મને કહ્યું. મેં એના વચનમાં વિશ્વાસ મૂકયો અને એના આગ્રહથી હું તેને ઘેર ગઇ. એનું ઘર સોનાગાછીમાં હતું. ઘરની શોભા સારી હતી અને એની વ્યવસ્થા જોતાં કોઇ શ્રીમંતનું ઘર હોય એમ સહજ કલ્પના થતી હતી. બે દિવસ સુધી એ બાઇએ મારી ખુબ મ્હેમાનગીરી કરી. મને અંદરનો એક અલાયદો રૂમ કાઢી આપ્યો હતો. હું હાથે ન્હાઇ ધોઈ મારા હાથે રસોઇ બનાવતી અને જમતી. એ ઘરમાં બીજી કેટલીક સ્ત્રીઓ હતી; પણ તે સૌ આગળના ખંડમાં

આવું દુઃખ ભોગવીએ છીએ; હવે વધારે પાપ કરીને આવતા જન્મના સુખનું સત્યાનાશ શા સારૂં વાળવું ? જેના કૂળમાં ગર્ભપાત થાય છે, તેની અનેક પેઢીઓ નરકમાં પડે છે.'

તત્કાલ અમારે યાત્રાએ જવાનું ઠર્યું. મારાં સાસુ, સસરા, હું અને એક વિશ્વાસુ નોકર એમ ચાર જણાં એક દિવસ શુભ મુહૂર્ત જોઇ ટ્રેનમાં બેઠા. સ્ટેશન ઉપર મારાં માતા-પિતા અમારી વિદાયગીરીની સફળતા ઇચ્છવા આવ્યાં હતાં. મારી માતાએ મને ગોદમાં ઘાલી ટ્રેન ઉપડતાં સુધી રૂદન કર્યા કર્યું. મારા પિતાનું હૈયું પણ ભરાઇ આવ્યું હતું. તેમનાથી વધારે કાંઇ બોલી શકાયું નહિ. મેં એમને કહ્યું: 'હું દરેક તીર્થમાં તમને સંભારી સ્નાન તથા દર્શન કરીશ અને મારાં પૂજ્ય સાસુ-સસરા જોડે થોડા વખતમાં પાછી આવી તમને મળીશ.'

તત્કાલ સિગ્નલ થતાં ગાડી ઉપડી અને મારાં માતપિતાને સ્ટેશનમાં રડતાં મૂકી હું દેહનું કલ્યાણ કરવા યાત્રા નિમિત્તે આગળ ચાલી.

મારી ધારણા એવી હતી કે હિન્દુસ્થાનનાં તમામ પવિત્ર સ્થળોમાં અમારે જવાનું થશે; પણ એવું કાંઇ બન્યું નહિ. અમે માત્ર જગન્નાથપૂરી ગયાં ને ત્યાં ત્રણ દિવસ રહી આ કલકત્તા શહેરમાં પાછાં આવ્યાં. પૂરીથી અમારી સાથે એક પંડયાજી-ગોર અહીં આવ્યા હતા અને તેમના કોઇના સગાને ત્યાં અમે ઉતર્યાં હતાં મારાં સાસુએ મને કહ્યું કે: 'વિમળાવહુ ! તમારા સસરાજીને અહીંથી ગયા શ્રાદ્ધ કરવા જવાનો વિચાર છે માટે તમે બે દિવસ આ ગોરને ત્યાં રહો. અમે તરત પાછાં આવી તમને તેડી જઇશું.'

મારે એટલું જ જોઇતું હતું. હિંદુસ્થાનના પાટનગર-કલકત્તા શહેરમાં સઘળે ફરીને મારે એક વખત બધું જોઇ લેવાનો વિચાર હતો. મારાં સાસુ-સસરા ગયાજી જઇ આવે તે દરમિયાન મારી એ ઇચ્છા પૂરી પડી શકે તેમ હતું. શાળામાં ભુગોળનો વિષય શિખતાં મેં કલકત્તા વિષે ઘણું વાંચ્યું હતું; એટલે સ્વતંત્રપણે એ

અડચણો ઉભી થાય છે. નઠારા રિવાજ ફેલાય છે અને વ્યભિચાર તથા અનાચારની વૃદ્ધિ થાય છે. આ કલકત્તા શહેરની મછુઆ બાઝારમાં મીલો સુધી સડકની બન્ને તરફનાં મકાનોની ઉપરના ખંડોમાં વેશ્યાઓ ખીચોખીચ ભરી છે. તે બહુધા મારવાડી અને બંગાળી છે. એ મકાનોનાં ભાડાંઓ અધિક હોવાને લીધે એક એક ઓરડામાં ચાર ચાર પાંચ પાંચ વેશ્યાઓ સડયા કરે છે. રસ્તા ઉપરની દુકાનોમાં ઠેકાણે ઠેકાણે આઠ આઠ દસ દસ બંગાળી છોકરીઓ ઉભેલી હોય છે. લોઅર ચિતપુરરોડની પાછળની ગલીની દુર્દશા જોઇને તો કલેજું જ ફાટી જાય ! કેટલીએ બંગાળી વેશ્યાઓ ત્યાં રહે છે. લોકો આનંદપૂર્વક નિડર બની, લજ્જા છોડી તેમની સાથે મઝા કરે છે. સર્વથી ઘૃણિત વાત તો એ છે કે એ વેશ્યાઓ બાર વર્ષ કરતાં ભાગ્યે જ કોઇ મોટી ઉમ્મરની હોય છે. ભયંકર દરિદ્રતા અને સ્ત્રીઓને ગહનગર્ત્તામાં નાંખનારી પુરુષોની અસભ્યતાઃ એ બે કારણોને લીધે તેઓનાં જીવન કાચી ઉમ્મરમાંથી જ અવળે પંથે ગતિ કરવા લાગે છે. સોનાગાછી તો હૃદયવિદારક નરકસ્થાન છે. રસ્તે ચાલવું પણ ઘણી વાર મુશ્કેલ થઇ પડે છે. ઉદ્યોગી લોકો એ રસ્તેથી જતા નથી. ત્યાં વેશ્યાઓ રસ્તે ચાલનારનો હાથ પકડી લે છે. ટોપી, ખેસ કે સોટી લઇને તેઓ નાસી જાય છે. સમાજમાંથી પતન પામેલી કન્યાઓની અત્યંત દીનદશા, નિર્દયતાની છેવટની હદ, નિર્લજ્જતાની પરિસીમા અને ભારતની વિલક્ષણ સભ્યતા અહીં નજરે પડે છે. થિયેટરોમાં ઓરચેસ્ટ્રાની સીટો ઉપર બાઇજીઓ–વેશ્યાઓ સાથે તેમના શેઠો હોવા જ જોઇએ, એવો આ શહેરનો નિયમ છે. કોઇપણ અમીરજાદાની બાજુ એ શરીફજાદીઓ વિનાની હોતી નથી.

ભારતમાં જે રીતે બાળવિવાહનો નઠારો રિવાજ છે, તે રીતે બાળવેશ્યાઓનો પણ બુરો રિવાજ શરૂ થઈ ગયો છે. નાની છોકરીઓને ફસાવીને યાંત્રિક રીતે પુરુષોના સમાગમને માટે તૈયાર કરવામાં આવે છે. ડાકટરો, વૈદ્યો, અને હકીમોનો પણ અહીં સારો વધારો નજરે પડે છે. દવાખાનાઓમાં

રહેતી. ત્રીજે દિવસ એ બાઇ મારી પાસે આવી અને મને હિંમત તથા ધીરજ આપી આશ્વાસન આપવા માંડી. મેં મારો બધો હેવાલ તેને કહી સંભળાવ્યો. તેણે મારા ગર્ભનો છૂટકારો કરાવી મને દેશમાં પાછી મોકલી આપવાની ઉદારતા દેખાડી. બીજા દિવસથી પ્રયોગ અજમાવવા માંડયો અને છત્રીસ કલાકમાં જ હું એ બલાથી દુર થઇ ગઇ.

મારી એક ચિંતા તો એ રીતે ચાલી ગઇ; પણ હવે દેશમાં શી રીતે જવું? એ એક પ્રશ્ન મારી સામે ખડો થયો. શરીર સ્વસ્થ થવા સારૂ મારે એકાદ અઠવાડીઉં હજુ રહેવાની જરૂર છે એમ તેણે મને સમજાવ્યું. અને ગોરને ઘેરથી પોતાના નોકર મારફત મારાં કપડાં તથા પેટી મંગાવી લીધાં. પંદર દિવસ મેં એ ઘરમાં જેમ તેમ કરીને કાઢયા. મારૂં શરીર હવે ઠીક થયું હતું. મને મારાં માતાપિતા યાદ આવવા માંડયાં. મેં જવાની ઇચ્છા કરી, પણ તેણે મને આગ્રહ કરીને રોકી રાખી.

એક દિવસ હું મારા એ ઓરડામાં સૂતી હતી. મધરાત વખતે મને ભયંકર સ્વપ્ન આવ્યું. હું ગભરાઇને એકાએક ઉઠી. મારા પલંગમાં જોઉંછું તો હું એકલી નહોતી. કોઇ મુસલમાન પુરુષ મારા અર્ધ ઉઘાડા અંગને લપેટીને સૂતો હતો. મને તત્કાળ સમજાયું કે મારૂં સ્ત્રીધન એને હાથે લૂંટાયું હતું. પેલી બાઇ તરત ત્યાં આવી પહોંચી અને તેણે મને ખરી સ્થિતિથી વાકેફ કરી દીધી. થયું, હું એક વેશ્યાના હાથમાં સપડાઇ ચુકી હતી. મારા માટે હવે એ નરકસ્થાન જ નિર્માણ થઇ ચુકયું હતું. સમાજ જેનો તિરસ્કાર કરે છે એ જીંદગી મારે સ્વીકારવી પડી.

પાઠકગણ! આપ સ્ત્રી હો કે પુરુષ હો, અવિવાહિત હો કે વિવાહિત હો, ધનાઢય હો કે ધનહીન હો—સમાજના શ્રેયનો જરૂર વિચાર કરજો. આજકાલ સર્વત્ર અજબ અંધેર છે, જયારે કોઇ દેશના મનુષ્યોને પેટભર અન્ન નથી મળતું ત્યારે તે દેશમાં માત્ર એક જ દુર્ભિક્ષ પડીને વાત અટકતી નથી; પણ એવા દેશમાં તરેહ તરેહની

મહાલી શકે છે ! ! આ એક ખુલ્લો પક્ષપાત છે અને એવા પક્ષ-પાતથી જ આ સમાજની અવદશા થઇ રહી છે.

હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે અમારામાંની ઘણી સ્ત્રીઓને આ જીવન કંટાળાભરેલું લાગે છે. અમે આ નરકવાસ બિલકુલ પસંદ કરતી નથી. અમારો કોઇ ઉદ્ધાર કરનાર હોય તો જરૂર અમે સારે રસ્તે ચડી જવા તૈયાર છીએ; પણ એવું સદ્‌ભાગ્ય ક્યાંથી હોય કે હિન્દી સમાજની હજુએ આંખો ઉઘડે ? અમને હલકી ગણી અમારો તિરસ્કાર કરવામાં જ્યાં સુધી સમાજ પોતાની મહત્તા માને છે, ત્યાં સુધી તેની માઠી હાલત સુધરવાની નથી. અમારો ઉદ્ધાર કરો, અમને નરકમાંથી બહાર કાઢો; પછી જુઓ કે ક્યાં સુધી સમાજમાં ભયંકર રોગો ટકે છે ? આપણા લોકો પોતાના સંતાનને સારૂં શિક્ષણ આપવા તરફ બેદરકાર રહે છે, તેથી તે નિર્બળ, અનાચારી, વિષયોનાં ગુલામ બને છે. માબાપના અત્યાચાર અને અનાદરથી જ તેમની પુત્રીઓ તથા પુત્રવધુઓ બઝારમાં જઇ બેસે છે. વ્યભિચારી શયતાનો તેમના કુસંગમાં પડી પોતાનો તથા પોતાના કુટુંબનો નાશ કરે છે. સંતાનને સારૂં શિક્ષણ આપવાની શક્તિ કે સમય જેમનામાં ન હોય તેમણે બહેતર છે કે એ ધર્મકાર્યથી દૂર રહેવું. સંતતિને રોગી થઇ મરવા માટે, વેશ્યા યા ખુની બનવા માટે, કંગાલ અને કાયર થવા માટે પેદા કરવી એ ભારી અસભ્યતા છે, ઘોર અત્યાચાર છે, ભયંકર પાપ છે.

જ્યાં વ્યભિચાર હોય ત્યાં વ્યસન, દરિદ્રતા અને આળસ અવશ્ય હોય છે. ગુન્હાઓની આધકતા પણ એ દુર્ગુણોમાંથી જ જન્મે છે. સમાજમાં નિર્બળ સ્ત્રીઓ અને પાપી પુરુષો હંમેશ રહે છે; પણ તેમને ઉંચું શિક્ષણ આપવામાં આવે તો વધારે અનર્થ થતો અટકે છે. જે ખરાબ રિવાજો સમાજમાં ચાલી રહ્યા છે તે પૂર્વજન્મના સંસ્કારથી હોય કે આ જન્મથી ભુલોથી હોય; પણ તેમાં સુધારો કરવો એ આપણા હાથમાં છે. લોકો પોતાની ભુલો ઉપર ધ્યાન ન આપતાં–પોતાની કરણીને દોષ ન દેતાં–ભાગ્યની, પૂર્વજન્મના

રજીસ્ટરો અને દવા વેચનારાઓની જાહેરખબરો ઉપરથી આ દેશના વ્યભિચારનો કાંઇક ખ્યાલ આવે છે. કોઢનો રોગ ભલે વંશપરંપરા ઉતરતો હોય, પણ એ રોગવાળાને સિફિલિસનો રોગ અવશ્ય થાય છે અને વેશ્યાઓના વ્યવસાયથી સિફિલિસના રોગનો સમાજમાં પ્રચાર વધે છે. આ તો ખુલ્લા વ્યભિચારની વાત થઇ, પણ સમાજમાં ગુપ્ત વ્યભિચાર એટલો બધો ચાલી રહ્યો છે કે જેનું વર્ણન કરતાં એક મોટો ગ્રંથ ભરાય ! આ દેશના સમાજની સ્થિતિ એવી વિલક્ષણ છે કે એવાં છાનાં પાપ કરનારાઓનો પત્તો પ્રત્યક્ષ લાગવો બહુ કઠીન છે. હું ઇશ્વરને માથે રાખીને કહું છું કેઃ સ્ત્રીઓ ઉપરના પુરુષોના અત્યાચારને પરિણામે જ અમારી આવી વિચિત્ર દશા બની રહી છે. દક્ષિણ ભારતમાં બાલિકાઓને મંદિરમાં દેવસેવા નિમિત્તે ચડાવી દેવાનો ચાલ છે. એ એક પ્રકારનો જુલ્મ છે. એવા જુલમોથીજ આ દેશમાં વેશ્યાઓની સંખ્યા વધતી જાય છે.

મારા આટલા અનુભવથી હું કહી શકું છું કેઃ સ્ત્રીઓનું ચારિત્ર્ય બગાડવું એ પુરુષ જાતનું કામ છે. સ્ત્રી ગમે તેટલી દુઃખી હાલતમાં હોય, પણ કોઈ બેઇમાન શયતાન પુરૂષના લલચાવ્યા સિવાય તે પોતાના ધર્મથી કદી ડગતી નથી ! નીચ હરામજાદા વિષયાંધ પુરૂષોએ સેંકડો સ્ત્રીઓનાં જીવન પાયમાલ કર્યાં છે. એ વાત ખરી છે કે બે હાથ વિના તાળી વાગતી નથી, પણ સમાજ કેવળ સ્ત્રીઓને જ શા માટે દંડે છે? ખરાબ પુરુષો કે જેમનો વ્યભિચાર સ્ત્રીઓના પ્રમાણમાં સેંકડોગણો વધારે હોય છે, તેમને સમાજ શી સજા કરે છે? એવા નીચ પાખંડીઓને શા માટે સમાજમાંથી દૂર કરવામાં નથી આવતા? જેને સખ્ત શિક્ષા થવી જોઇએ તેને નથી થતી અને બિચારી અસહાય, અનાથ અબળાઓને અન્યાય આપવામાં આવે છે! બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડાના વિવાહને પરિણામે કદાચ કોઇ સ્ત્રી છોકરમતમાં એકાદ ભુલ કરી બેસે તો સમાજ તેને મોટું સ્વરૂપ આપી કાગનો વાઘ કરે છે અને પુરુષ તેથી હજાર ગણો અનાચાર કરવા છતાં સમાજમાં સ્વતંત્રતાથી

૫

# આશા

હું મારો હેવાલ લખું ? હા જરૂર લખીશ. હજુએ મને તે દિવસો યાદ છે. મારા પિતા ઘોડે ચડી બબ્બે છોકરાં હોવા છતાં બીજીવાર વૃદ્ધાવસ્થામાં નવી **સ્ત્રી** પરણવા જતા હતા; ત્યારે ઘણા ડાહ્યા માણસોએ તેમને સમજાવ્યા હતા. પણ તેઓને સાઠી બુદ્ધિ નાઠી જેવું હોવાથી કોઇનું કહેવું ધ્યાનમાં ઉતર્યું નહોતું. મારી નવી માતા શરૂઆતમાં તો અમને બન્ને બ્હેનોને સારી રીતે રાખતી હતી; પણ પાછળથી તેણે પોતાના જાતિસ્વભાવ ઉપર જવા માંડયું હતું. ઘરનું તમામ કામ અમે બે બ્હેનો કરતી હતી. અમારે ઘેર ખેતીનો ધંધો હતો. ઢોરઢાંખરની છૂટ હતી. રોજ સવારમાં વહેલાં ઉઠી છાણવાસીંદું કરવું, પાણીનાં બેડાં લાવવાં, ગાયો–ભેંસોને પાણી પાઇ ખાણ ખવરાવી દોહવી અને પછી ભાત લઇ સીમમાં જવું એ અમારો નિત્યક્રમ થઇ પડયો હતો. ગામમાં એક કન્યાશાળા હતી, તેમાં હું બપોરના બબ્બે કલાક ભણવા જતી હતી. તેથી બાળપણમાં મને વિદ્યાના સંસ્કાર સારા પડયા હતા પણ મારી બ્હેનને એ લાભ મળ્યો નહોતો. તે મારા કરતાં બે વર્ષે મોટી હતી; પણ તેના વિવાહ બાળપણમાં કરી દીધેલા હોવાથી એ ઘણુંખરૂં પોતાને સાસરે રહેતી.

સંસ્કારની અને વિધાતાની વ્યર્થ નિંદા કરે છે. ભારતમાં વિવાહની રીત એવી બગડી ગઇ છે કે સ્ત્રીઓને વેશ્યાઓ બનવામાં-મુખ્યત્વે એ જ કારણભૂત બને છે. હું બીજાની વાત શા માટે કરૂં ? મારો વિવાહ યોગ્ય પતિ સાથે કરવામાં આવ્યો હોત, મેં એ પતિનું જરા પણ સુખ જોયું હોત તો મારી આજ આ દશા નહોત. પતિના પ્રેમ પાછળ હજારો સ્ત્રીઓ બળી મુવાના દાખલા આ દેશના ઇતિહાસમાં મોજુદ છે. સીતા, દ્રૌપદી અને અનસુયાની ભૂમિમાં મારા જેવી લાખ્ખો વેશ્યાઓ આજ વાસ કરે છે એનું ખરૂં કારણ સમાજના અધમ રિવાજો અને ખોટાં બંધનો છે. મને મારી ભુલ અત્યારે સમજાય છે, પસ્તાવો પણ અપાર થાય છે, છતાં એ પાપકર્મમાંથી છૂટવાનો એકેય રસ્તો મને મળતો નથી! શું સમાજ મારો સ્વીકાર કરે એમ છે? હું મારો અધમ ધંધો છોડી સમાજમાં ભળવા માગું તો શું મને દાખલ કરી શકે છે ? અમને સુધારવાની કે શિક્ષણ આપવાની વાત તો બાજુએ રહી; પણ કેટલાક ધર્મનાં પુંછડાંઓ અમારો તિરસ્કાર કરવામાં અને અમને વગોવવામાં પણ બાકી રાખતા નથી! નીતિ અને ધર્મનો ઇજારો તેમને જ ઘેર હોય તેમ તેઓ અમને અનીતિમાન્-અને અધર્મી ગણવામાં મણા રાખતા નથી ! જો નીચ પુરુષો પોતાની પાશવતા કાબુમાં રાખતા હોય તો શું અમારી સંખ્યા વધી શકે ? શા માટે અમને કેવળ સ્ત્રીજાતિને જ દંડ આપો છો ? કૃપા કરી અમને નરકમાંથી બહાર કાઢવા આશ્રમો સ્થાપો, સેવાસમિતિઓદ્વારા અમારે માટે આજીવિકાનાં સાધન ઉભાં કરો, અમારો તિરસ્કાર થતો અટકાવો, અમારી દયા ખાઓ અને અમે મનુષ્ય છીએ એટલું જાણો:

આ કલંકિત હેવાલ પ્રકટ કરવામાં સારો એ જ હેતુ રહેલો છે. જેઓ આ વાર્તાથી અભડાઇ જતા હોય તેઓ સમાજના ઘોર શત્રુ છે; એમ હું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું. જેમનું હૃદય આ હેવાલથી ન કંપી ઉઠે તેઓ સમાજનું લોહી ચુસનારા રાક્ષસો છે એમ પણ જણાવી દઉં છું. બસ ! એટલું જ.

હા પાણી ને નાસ્તા થવા માંડયા. ઘરમાંથી પૈસા પાણીના પ્રવાહ પેઠે ચાલવા લાગ્યા. પ્રથમ તો મેં સઘળુ જોયાં કર્યું; પણ પછી મારાથી વધારે દિવસ એ સહન થઇ શકયું નહિ. હું મારા પતિને કોઇ વખત કાંઇ કહેતી તો તત્કાળ તે મારા ઉપર છંછેડાઇ જતા અને 'તું મને કહેનાર કોણ?' એમ કહી પુષ્પાંજલિ આપતા! મારી પાડોશમાં એક વિદ્યારસિક બ્રાહ્મણનો પુત્ર રહેતો હતો. તેના જાણવામાં અમારા ઘરનો સઘળો વ્યવહાર આવી ગયો. તેણે મારા પતિને ઘણી શીખામણ દીધી. અને સારી રીતે ચાલવાનો બહુ બોધ આપ્યો; પણ તેનું કાંઇ સારૂં પરિણામ આવ્યું નહિ. તેઓ મને ઉલટા વધારે દુઃખી કરવા લાગ્યા. ઘરમાંથી પૈસા ખુટી રહ્યા એટલે મારાં ઘરેણાં વેચવાનો વ્યવસાય તેમણે આરંભી દીધો. મેં ઘણુંએ કલ્પાંત કર્યું, પણ કશુંયે વળ્યું નહિ. ગામમાં મારી પ્રતિષ્ઠા સારી હતી, તે મારા પતિએ કમી કરવા માંડી. તેમના ખરાબ મિત્રો હવે તો મારે ઘેર આવવા લાગ્યા અને મારાં રૂપ, ગુણ, વિદ્યા અને લાવણ્ય ઉપર કુદષ્ટિ કરી ચર્ચા કરવા લાગ્યા. મારા સંસારમાં જબરો અંધકાર હતો. મારા સ્વામી સાથે મારે મુદ્દલ મનમેળ નહોતો, છતાં મને મારો ધર્મ વહાલો હતો. તે લોકોમાંના કોઇ કોઇ મને ચળાવવાનો પ્રયાસ કરવાનુ બાકી રાખતા નહિ. મેં મારા કાલીનાગણ જેવા સ્વભાવનો સર્વને એક વખત પરિચય કરાવી દીધો હતો. વધારે શું કહું? મારા ઉપરી અધિકારી સાહેબને પણ એક વખત મારા અડગ ધર્મનું ભાન કરાવી દેવાનો મને એક પ્રસંગ મળ્યો હતો. એ નવી જગ્યાએ હાજર થયા પછી ત્રણ મહિને કેળવણી ખાતાના ઈન્સ્પેકટર સ્કૂલની પરીક્ષા કરવા આવ્યા હતા. લોકોમાં તેમના માટે કાંઇ સારૂં બોલાતું નહોતું. તેઓ વૃદ્ધ અને અનુભવી હતા, છતાં વિષયલંપટતાનો દુર્ગુણ તેમનામાં લાંબા વખતથી ઘર કરી રહ્યો હતો. કન્યાશાળાઓની ઘણી ખરી સ્ત્રીશિક્ષિકાઓ તેમના એ સ્વભાવનો આકડતરો લાભ લીધા સિવાય રહેતી નહોતી. 'લોભીયા હોય ત્યાં ધુતારા ભુખે ન મરે' એ ન્યાયે તે

એને સાસરામાં પણ ઘણું દુઃખ હતું. મારા પિતાએ વ્હેવાઇના ઉંચા કૂળ ઉપર મોહિત થઇ મારી બ્હેનને કૂવામાં ઉતારી હતી. અમારા પાટીદાર લોકોમાં હજુ કૂળનું મિથ્યાભિમાન એવું ઘર કરી રહેલ છે કે અનેક અબળાઓના જીવનમાં તેનાથી ઝેર રેડાય છે. મને પણ મારા પિતાએ તે ઉંચું કૂળ જોવાના પોતાના સ્વભાવ પ્રમાણે એક માવડીઆ પતિ સાથે પરણાવી. મારા પતિ મારાથી બે વર્ષે નાના હતા. અમે પરણ્યાં ત્યારે એ ત્રીજી ચોપડી ભણતા હતા અને હું પાંચમી ચોપડી ભણતી હતી. મારા સસરા સ્ત્રીકેળવણીના હિમાયતી છે. તેમણે તરત પોતાની પુત્રીને અને મને આગળ અભ્યાસ વધારવા સારૂ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં ભણવા મૂક્યાં. અમે ત્યાં ત્રણ વર્ષ ભણી થર્ડ યયર થઇ, સ્ત્રીશિક્ષિકાઓ તરીકે બહાર પડયાં ત્યાં સુધીમાં મારા પતિ ગુજરાતી છટ્ઠી ચોપડીના અભ્યાસ સુધી પરાણે પહોંચ્યા હતા. મેં તથા મારી નણંદે સરકારી સ્કોલરશિપ ખાધી હતી એટલે અમારે હવે જેમ બને તેમ વેળાસર નોકરી ઉપર ચડી જવાની જરૂર હતી. મારી નણંદને શહેરમાં જગ્યા મળી હતી; પણ મારે દૂર એક નાના ગામડામાં જવાનું હતું. મારા પતિને મારા લીધે પાંચ રૂપિયાના પગારની આસિસ્ટંટ માસ્તરની નોકરી નક્કી થઇ હતી. અમે સરસામાન લઇ રેલ્વે સ્ટેશન ઉપર આવ્યાં; ત્યાં મારાં સાસુએ પોતાના નાનકડા દીકરાને ગોદમાં ઘાલી ઘણી ઘણી શીખામણ દીધી. તેમાં મુખ્યત્વે એ બોધ સમાએલો હતો કે બૈરીને બરાબર કબજામાં રાખવી.

અમે નવી જગ્યા ઉપર આવી ચાર્જ તપાસી લીધો. ગામ તાલુકદારોનું હતું. વસ્તી ઉજળી હતી. અમે વાણીઆ બ્રાહ્મણના પાડોશમાં ઘર ભાડે લીધું હતું. મને શરૂઆતમાં કાઇ અડચણ નડી નહિ; પણ પાછળથી મારા ધણીએ પોતાની માતાના શીખવ્યા પ્રમાણે પોતાનું ધણીપણું મારી ઉપર દાખવવા માંડ્યું. તેમને ગામના કેટલાક ખરાબ માણસોની મિત્રાચારી વધવા લાગી. દરરોજ ગામ બહાર

મારા સ્વામીને માસિક પાંચ રૂપિયાનો પગાર હતો અને મને દર મહિને પચ્ચીસ મળતા હતા. આથી એમ સમજવાનું નથી કે હું સ્વામી ઉપર સરસાઇ ભોગવતી હતી. હું તો હંમેશ નમ્રભાવે તેમની આજ્ઞા ઉઠાવી તેમના તરફની પજવણીને સહન કરી લેતી હતી. જો કંઇ અયોગ્ય આચરણ થશે તો મારી વિદ્યા વગોવાશે, એ બાબતની મને નિરંતર ચિંતા રહ્યા કરતી હતી. મને સ્વામી તરફનું જરાયે સુખ નહોતું; છતાં મારામાં ધર્મનું ઝનુન દૃઢ હતું અને એ ઝનુનને લીધે જ હું લાલચોને લાત મારી શકતી હતી. મારા અડગ મનોબળથી અમારો ઇન્સ્પેક્ટર આશ્ચર્ય પામી ગયો અને તેણે મને ખુબ ધમકી આપી. સ્કૂલની વિઝીટબૂકમાં તથા ઇન્સ્પેક્શન રિપોર્ટમાં મારા માટે ખરાબ શેરા કર્યા. તત્કાળ મારી બદલી થઇ. મેં બીજી જગ્યાનો ચાર્જ લીધો એટલે તે રડયો ત્યાંપણ મારી ખરાબ વિઝીટ કરવા ઘોડે ચડીને આવ્યો.

ગામના ચોરામાં તેને ઉતારો આપવામાં આવ્યો હતો. સાંજે સ્કૂલ ટાઇમ પછી મારૂં દફતર તેણે જોવા મંગાવ્યું હતું. હું તે બતાવતી હતી. પટાવાળો રસોડામાં રાંધતો હતો. બહારના ખંડમાં અમારા બે સિવાય કોઇ નહોતું. તે દુષ્ટ મારી સાથે વાતે વળગ્યો. પોતાની ઇચ્છા તૃપ્ત થાય તો અનેક લાભ અપાવવાની મને લાલચ દેખાડવા લાગ્યો. તેની આંખ, ચહેરો ને ચાળા જોઇ મને ભય પેદા થયો. આખરે તેણે નજીક આવીને મારો હાથ પકડયો અને મારા મોઢા આગળ પોતાનું કાળું મોં આણ્યું. મેં જોરથી હાથ તરછોડયો અને જીવ લઇને ત્યાંથી નાઠી. તે દુષ્ટે મારો ખ્યાલ છોડયો નહિ. રાત્રે પોતાના પટાવાળાને તેણે મારી પાસે વકિલાત કરવા મોકલ્યો. એણે મને શીખામણ આપતા કહ્યું:–' જો સરકારની નોકરી કરવી હોય તો ઉપરીની મરજી સાચવવી જોઇએ. બધી મહેતીજીઓ આ સાહેબને ખુશી રાખે અને વતનમાં નોકરી કરવાના તથા પ્રમોશનો મેળવવાના મન માનતા લાભ મેળવે છે. તમે તરૂણ છો, રૂપાળાં છો. જો

સાહેબનું ટટ્ટુ ઠીક ચાલતું હતું. તેઓ નિત્ય નવી નવી કેળવાએલી શિક્ષિકાઓનો સત્કાર પામતા જતા હતા અને પોતાની પાશવવૃત્તિને સંતોષતા જતા હતા. મને ઘણી વખત વિચાર આવતો કે આવા વ્યભિચારી ઇન્સ્પેકટરોથી કન્યાકેળવણીનું શું ભલું થવાનું છે? પણ મારા હાથમાં કાંઇ સત્તા નહોતી કે હું તેને સસ્પેન્ડ કરી શકું. હું તો તે દિવસથી કહેતી હતી અને હજુએ પણ કહું છું કેઃ જ્યાં સુધી એવા નીચ વિષયાંધ અધિકારીઓ સ્ત્રીસંસ્થાઓમાં અધિકારપદે હશે ત્યાં સુધી તેમાંનો સડો દૂર થવાનો નથી. મારી પેઠે શિક્ષિકાઓનો ધંધો કરનારી મારી ઘણી બ્હેનોને નિરૂપાયે પોતાના ધર્મને લૂંટાવવાના પ્રસંગો મારા સ્મરણમાં છે. મણીપુર કન્યાશાળાની હેડમિસ્ટ્રેસ મારી સાથે કોલેજમાં હતી, તે બિચારીને તે સાહેબે બે ત્રણ વર્ષ ખરાબ રિમાર્ક લખી છ, છ મહિને નવાં નવાં દૂરનાં ગામોએ બદલી કરાવી એવી હેરાન કરી કે આખરે તે બાઇને એ અધમ અધિકારીની પાશવતાને સંતોષવાની નિરૂપાયે ફરજ પડી. મનુષ્ય બિચારૂં નિર્બળ પ્રાણી છે. માઠા સંજોગોમાં ધર્મનું અડગ હથિયાર તેના હાથમાં રહી શકતું નથી. તેમાંયે અમે તો અબળાઓ! લાલચો ને લોભની સામે ટકી રહેવાનું અમારામાં કયાંથી મનોબળ હોય? અમારા પતિદેવો અમારી કમાઇ ખાવા ઇચ્છા કરે, અમને પારકી નોકરી અને તાબેદારી કરાવી આજીવિકાનું સાધન વધારવા તૈયાર થાય, પરપુરુષોની લાલચોને વશ થવા જેવી સ્થિતિમાં અમને મૂકે અને અમારી પાસે ખોટી સભ્યતાનો ડોળ કરાવે; પછી તેઓ ઉંચા પતિવ્રત ધર્મની અમારી પાસે આશા રાખે એ શી રીતે બને? પતિ હયાત હોવા છતાં સ્ત્રીને રળવાની ચિંતા રાખવી પડે એ શું હિન્દુસંસારની કમનસીબી નથી? અમારો ધર્મ પૈસા પેદા કરવાનો નથી. સંતાનને ઉછેરવાની અને સ્વામીના સંસારને સ્વર્ગ સમાન બનાવવાની અમારી મુખ્ય ફરજ છે. જેટલે અંશે એ ફરજમાં અમને ચ્યુત કરાવવામાં આવે છે, તેટલે અંશે સમાજની અધોગતિ થાય છે.

છે, એ મને તો ઠીક નથી લાગતું. તેમાંએ બૈરાંઓને નોકરીઓ કરાવવામાં તો તેમણે ગંભીર ભુલ કરી છે. હું મોટા ઘરની દીકરી અને કુળવાન ઘરની પુત્રવધુ હોવા છતાં પરદેશમાં મારા પતિના અવસાન વખતે જે દુઃખી થઇ છું, તે ઉપરથી મારો તો નિશ્ચય થયો છે કે સ્ત્રીઓએ નોકરી નિમિત્તે ગામેગામ ભટકવું એ સમાજની મોટી અવદશા છે. હું રજાનો રિપોર્ટ કરી મારો સરસામાન લઇ ઘેર આવી. મારી સાસુએ મારે માથે પસ્તાળ પડી. એમના પુત્રના અવસાનનું આળ મારે માથે ચડયું; 'ભણેલી રાંડો વંઠી જાય છે' એમ કહી મારા ધણીને મારનારી હું જ છું એમ તેમણે જાહેર કર્યું.

જેણે પૂર્વે અનેક પાતક કર્યાં હોય તેને હિન્દુસંસારમાં વિધવા જીવન ગુજારવું પડે છે. મારા માટે એક વર્ષ સુધીનો કારાગારવાસ નિર્માણ થયો. ટાઢુંશીળું ખાવાનો, પથારીએ સૂઈ રહેવાનો, જાડાં, કાળાં લુગડાં પહેરવાનો અને વ્રત, ઉપવાસ કરવાનો મારા માથે ફરજિયાત કાયદો લાગુ પડયો. હું વસ્ત્રાભુષણ વિનાની બાવળીઆ જેવી બની ઘરમાં ઘંટી—ખાંડણીઓ કરતી હતી; ત્યારે મારી પ્રૌઢા સાસુ દરરોજ નવાં નવાં વસ્ત્રોમાં સજ્જ થઇને દેવદર્શને કે અન્યત્ર સગાંવહાલાંઓને ત્યાં જતી હતી. મારા ધણીના સ્વર્ગવાસથી મારો સંસાર ધુળમાં મળ્યો હતો; એટલે જેટલું મને દુઃખ હતું તેટલું મારાં સાસુને નહોતું, તેમને બીજા ચાર દીકરાઓ હતા. ભવિષ્યમાં તેમનાથી તેમના કોડ પૂરા થવાની આશા હતી. મારી આશાનો અંત આવી ગયો હતો, એટલે મારૂં જીવન મને અકારૂં થઇ પડયું હતું. ઘરમાં ને બહાર હું હલકી મનાવા લાગી હતી. સવારમાં ઉઠીને કોઇ મારૂં મોઢું જોતું નહોતું કે કોઇ મારા શુકન લેતું નહોતું.

ધીમે ધીમે એવા દુઃખના દિવસો વીતવા લાગ્યા. મારા દુઃખ ઉપરથી મને સમગ્ર સ્ત્રીજાતિના દુઃખની કલ્પના આવી. હિન્દુસમાજમાં વિધવાનું સ્થળ કયાં છે એનો મેં શાંત ચિત્તે વિચાર કર્યો. અને પછી તેમના ઉદ્ધારને માટે એક આદર્શ વિધવાશ્રમ ખોલવાનો

સમયને ઓળખી કામ લેશો તો સુખી થશો. બાકી આવી ખોટી હઠ રાખશો તો ખાતામાં એક પણ દિવસ ટકી શકશો નહિ.'

તેના એ શબ્દોથી મારો મિજાજ ગયો. મેં તેનો ઉપડતા સાદે તિરસ્કાર કર્યો:–' જા, જા, હરામી! તું આવા સંદેશા લઈ મારા ઘરમાં પગ મૂકીશ નહિ. મારે મારો ધર્મ સાચવવો છે. મારી નોકરી કાલે જતી હોય તો ભલે આજે જાય, એની મને પરવા નથી.'

એ પટાવાળો મુંગે મોઢે તત્કાળ ચાલ્યો ગયો અને બીજે દિવસે સવારમાં સાહેબે ત્યાંથી મુકામ ઉપાડયો. તેના ગયા પછી આઠ દિવસે મને બદલીનો હુકમ મળ્યો. મારા ઉપર કેટલાક ખરાબ આક્ષેપો મૂકવામાં આવ્યા હતા. મારી વર્તણુક બાબત ખાતામાં નનામી અરજીઓ આવી છે એમ તેમાં જણાવવામાં આવ્યું હતું. આ વખતની મારી બદલી ઘણા ખરાબ પાણીવાળા ગામે કરવામાં આવી હતી. અમે ત્યાં ગયા કે તરત મને તાવ આવવા લાગ્યો અને મારા સ્વામીને એકાએક ત્રિદોષ થઈ આવ્યો. રેલ્વે સ્ટેશન દૂર હતું. ગામમાં તાર કે પોસ્ટનું સાધન નહોતું. મારે મારા સ્વામીની બિમારીના સમાચાર પણ શી રીતે મોકલવા? ગામમાં ન મળે કોઇ વૈદ્ય કે ડૉકટર! દવાદારૂની સગવડ તો હોય જ કયાંથી? લોકો પણ એવા વિચિત્ર હતા કે તેમના તરફની સહાનુભૂતિની અમને મુદ્દલ આશા નહોતી. મારા સ્વામીની બિમારી દિવસે દિવસે વધવા લાગી અને એક અઠવાડીઆમાં તો બધું સમાપ્ત થઇ ગયું. મારા સૌભાગ્યને સદાને માટે હણીને તેઓ સ્વર્ગે સિધાવી ગયા. મારા ઉપર દુઃખનું વાદળ તૂટી પડ્યું. અજાણ્યા ગામમાં ન મળે કોઇ સહાયક કે ન મળે કોઇ ધૈર્ય દેનાર! પાડોશીઓએ મારા સ્વામીનો અંત્યવિધિ કર્યો અને મેં કાળજું કઠણ બનાવી સુડીકર્મ કર્યું. થયું: મારા મથુર પટેલ સદાને માટે મારાથી વિદાય લઇ ચાલ્યા ગયા. એમનું નામ મથુરભાઇ અને મારૂં નામ આશા છે એ મારે અહીં જણાવી દેવું જોઇએ. અમારા ચરોતરના પાટીદારો અમારો મૂળ ખેતીનો ધંધો મૂકી દઈ આમ નોકરીઓને નાદે ચડયા

પ્રશ્ન તેમની નિર્બળતા સુચવે છે. એ નિર્બળતાના ખડક ઉપર આપણી કેટલીએ જીવન-નૌકાઓના ચુરેચુરા થતા જાય છે. આપણે ઘણું કરી શકીએ. પશ્ચિમના બજારોમાં જતી લક્ષ્મીને આપણી ગૃહલક્ષ્મીઓદ્વારા પાછા લાવી શકીએ. આપના દેશની પુતળીઓ જેવી અજ્ઞાન અબળાઓને આપણે સરસ્વતીઓ બનાવી શકીએ; આપણા દેશની જડ મૂર્તિઓ જેવી હજારો વિધવાઓને આપણે સજીવ સ્મૃતિરૂપ પ્રભુમૂર્તિઓ બનાવી શકીએ. એ દેવીઓને શું આપણે રૂઢિનાં બંધનો નીચે છુંદી મારતાં નથી? એમના જીવનમાં શું આપણે વિષમ યંત્રણાઓ ઉભી કરતાં નથી? મંદિરોમાં ને દેવસ્થાનોમાં ધર્મ-વૈરાગ્યની વાતો કરાય છે; પણ આપણો સમાજ વિધવાઓને ક્યાં એવી અનુકુળતાની યોજના કરી આપે છે? ગુજરાતમાં ઘેર ઘેર વધતી જતી વિધવાઓની આર્ત્તવાણી સાંભળી અડગ ધૈર્યવાળા દેવો પણ રડી જાય છે! છતાં પાષાણ હૃદયના કેટલાક પુરુષોને તેની બિલકુલ અસર થતી નથી. તેઓને સ્ત્રીઓની કિંમત જ જ્યાં જણાતી નથી ત્યાં વિધવાઓની દશાનો ખ્યાલ તેમને ક્યાંથી આવે? મારા જાતિ અનુભવ ઉપરથી હું કહુંછું કે સ્ત્રીસમાજની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે.

ગુજરાતમાં સ્ત્રી જીવનનો પ્રશ્ન કેટલો વિચારણીય છે? એ દેખાડવા માટે મેં આ વિધવાશ્રમની યોજના યોજી છે. ઘણી શ્રીમંત વિધવાઓ પોતાના પતિએ મૂકેલા દ્રવ્યનો દુરૂપયોગ કરી ગોસાંઇ બાવાઓની પંધરામણીઓ કરવામાં અને શ્રીનાથજીમાં જઇ 'ભયો, ભયો' કહેવરાવવામાં પોતાના કર્તવ્યની ઇતિશ્રી માને છે; તેમને મારી નમ્ર વિનતિ છે કે પોતાની દુ:ખી બ્હેનોના આત્મકલ્યાણ માટે તેમણે પોતાના દ્રવ્યને ખર્ચવાની પદ્ધતિ હાથ ધરવી જોઇએ. આજકાલ યાત્રાઓ નિમિત્તે, મહારાજોને ધરાતી ભેટો નિમિત્તે, કૃષ્ણલીલા અને ઢાઢીલીલાના ઉત્સવો નિમિત્તે અને હવેલીઓ નિમિતે જે નાણું ખરચાય છે તેમાંનો થોડો ભાગ પણ આવા વિધવાશ્રમો પાછળ ખર્ચાતો હોય તો જરૂર ગુજરાતની ગૃહદેવીઓમાં જ્ઞાનનો સૂર્ય ઉગે.

નિશ્ચય કર્યો. સ્ત્રીઓના જીવનના પ્રશ્નો, એ દેશના મહાન પ્રશ્નો છે એમ મેં માની લીધું. સ્ત્રીજીવનની પ્રભુનિર્મિત ભવ્યતા આપણો સમાજ વ્યર્થ ગુમાવી દે છે, એનો મને ઘડીભર ખ્યાલ આવ્યો. અનેક બાળવિધવાઓ અજ્ઞાનમાં સડે છે, તેમને અનેક નરપિશાચો મલીન યુક્તિજાળમાં સપડાવી, તેમની નિર્દોષતાનો અવળો લાભ લઈ તેમના જીવનમાં ઝેર રેડે છે. એ તરફ મારૂં લક્ષ્ય ગયું. તત્કાળ મેં એક યોજના ઘડી કાઢી અને ગુજરાતના દાનવીર શ્રીમંતો આગળ એક અપીલ રજુ કરી. મને તેનો ઘટતો જવાબ મળી ગયો. મેં તરત એક આશ્રમની શરૂઆત કરી. આ આશ્રમની બ્હેનોનું પુણ્યજીવન વૃદ્ધિ પામે એ મારો અભિલાષ છે. મેં તેના નિર્વાહ માટે ફંડમાંથી થોડી જમીન ખરીદી છે. આશ્રમમાં દાખલ થએલી વિધવાઓની સંખ્યા બે વર્ષના પરિણામરૂપે ૨૦૦ ની થઇ છે. ગુજરાતના વૃથા વહી જતા વિધવાજીવનોને આ આશ્રમ આશ્રય આપી રહેલ છે. મને એને માટે આશા બંધાય છે કે ઇશ્વર ઉપરની અડગ શ્રદ્ધાના બળે ઉભું થએલું આ લોકહિત માટેનું મહાકાર્ય સદા ચઢતીના શિખરે જ જશે.

હું અને મારી આ આત્મકથા વાંચનાર સહુ મહાકાળનાં રમકડાં છીએ. સંસારમાં ચાર દહાડા રમી કૂદી આપણે કયા અભિલાષ પૂરા કરી શકીએ ? આપણા આરંભ તો દમ વગરના નિર્જીવ ! વિધવાઓ આપણા સમાજનું એક અંગ છે. પોતાનું મનુષ્યત્વ એ ખીલવી શકે એટલું એમને જ્ઞાન-પોષણ આપો અને પછી એમના મહા પ્રશ્નોનું નિરાકરણ કરવાનું એમને જ સોંપો. હાલ તો કોઇ વિધવા થઇ એટલે ઘરનું એક મુંગું પશુ વધ્યું. વિધવા થઇ એટલે ઘરમાં એક લાગણી વિનાની ગુલામડી વધી, વિધવા થઇ એટલે સમાજનો બહિષ્કાર મળ્યો, વિધવા થઇ એટલે સર્વના તિરસ્કારનું પાત્ર બની. જ્યાંસુધી આ સ્થિતિમાં સુધારો નહિ થાય ત્યાં સુધી સમાજની દશા સુધરવાની નથી. પ્રભુની ઇચ્છા વિધવાઓને વિસરવાની નથી. મને ઘણા તરૂણ સમાજસેવકો પૂછે છે કેઃ 'અમે શું કરી શકીએ ?' આ

૬

# શ્યામા

મારું નામ શ્યામા છે. મારા શરીરનો વર્ણ કાળો હોવાથી માતા-પિતાએ એ નામ પાડયું હશે એવી હું કલ્પના કરું છું. મારે કપાળ છે, કપોલ છે, નાક છે, કાન છે, કંઠ છે, ચક્ષુ છે, ઓષ્ઠ છે, કક્ષ છે, વક્ષ છે, જંઘા છે–સર્વ છે; પણ રૂપ નથી. યૌવનના આંગણામાં પગ મૂકતી સ્ત્રીઓને જે જે હોવું આવશ્યક છે, તે સર્વ મારામાં છે; પણ કેવળ રૂપ નથી. દર્પણમાં પ્રતિબિંબ જોતાં જ આ વાતની મને ખાત્રી થાય છે. આ અવસ્થામાં પશુયોનીની માદાઓને પણ રૂપ હોય છે અને માણસોના સંબંધમાં તો સર્વનું કહેવું એવું છે કે આ અવસ્થામાં પુરૂષ કે સ્ત્રી દરેક જણ સુન્દર દેખાય છે; છતાં મારા કિસ્મતની કઠિનતા છે કે યુવાવસ્થામાં આવ્યા છતાં મારામાં રૂપ નથી! મારો રંગ કાળો છે; પણ તે કોલસાની ખાણોમાં કામ કરનારા મજુરોના જેવો કાળો નથી. દીવાળીના તહેવારો પાસે આવતાં તમારી સ્ત્રી રોષથી તમને અલંકાર ઘડાવવાનું કહે અને તે ઘડાવવા તમે અસમર્થ હો ત્યારે તમારું હૃદય જેવું અંધકારમય કાળું બની જાય; તેવો જ મારા શરીરનો કાળો રંગ છે.

મેં બાળપણમાં ઘણું દુઃખ વેઠયું છે. સાવકી માતાના હાથ તળે ઉછરવાથી મને ઘણો કડવો અનુભવ થયો છે. છોકરીઓને પતિ સાથે સંસાર માંડીને શું શું સહન કરવું પડે છે તે તો મારૂં હૃદય જ જાણે છે, અજ્ઞાન નણંદો, વહેમી સાસુઓ, અને મૂર્ખ પાડોશણો નાની વહુઓના જીવનની કેટલે દરજ્જે પાયમાલી કરે છે, તે મેં નજરે જોયું છે. સંસારનાં નાનાં મોટાં દુઃખો વેઠતાં જ્યારે સુખનો વખત આવવાનો થાય છે; ત્યારે વૈધવ્યનું ચક્ર ભાગ્યરેખા ઉપર ફરી વળે છે. એકાદ સ્ત્રી વિધવા થઇ એટલે તેણે સમાજનો મહાન્ અપરાધ કર્યો હોય તેમ સર્વ કોઇ તેના તરફ તિરસ્કારની નજરે જુએ છે. આ બધા સ્ત્રીજીવનના નાજુક પ્રશ્નોને હાથ ધરી તેમાં યોગ્ય સુધારાઓ કરવાની શું સમાજને હજુ જરૂર નથી જણાતી?

મારા કન્યાજીવનમાં, સ્ત્રીજીવનમાં, શિક્ષિકા તરીકેના જીવનમાં અને આ વૈધવ્ય જીવનમાં મને જુદા જુદા અનુભવો થયા છે. હું એ બધા અનુભવો ઉપરથી સમાજને માત્ર એક જ વિનતિ કરવાની રજા લઉં છું કે: સ્ત્રીઓની ઉપેક્ષા જે હાલ સર્વત્ર ઘર કરી રહી છે, તેનો જેમ બને તેમ વેળાસર ત્યાગ થવો જોઇએ. રૂઢિના માઠાં બંધનોએ અને સમાજના વધતા જતા સડાઓએ હિન્દુઓના સંસારની આટલી અધોગતિ કરી છે, છતાં એ બંધનો કાપી નાંખવાની અને એ સડાઓ દૂર કરવાની કોઇની હિમ્મત ચાલતી નથી. વિધવાઓનું વજન તેમનાં કુટુંબોમાં સચવાતું હોય, તેમને જ્ઞાન અને કેળવણી આપી તેમના જીવન પ્રવાહને શુભ માર્ગે વહેવડાવવામાં આવતો હોય, તેમના આદર્શોને ભવ્યતા અર્પી જીવનમાં સાધુતા જન્માવવામાં આવતી હોય તો એમનાં ઘર એ જ એમનાં સેવાનાં સ્થાનો છે; પણ જ્યાં સુધી એવું ન બને ત્યાં સુધી આવા આશ્રમોની ખાસ આવશ્યકતા છે. કોઇ વખત અવકાશ મળે તો આ રંક આશાના વિધવાશ્રમની મુલાકાત લઇ તમારા દ્રવ્યનો સદુપયોગ કરજો અને આશ્રમમાં ચોટાડેલી આ આત્મકથા વાંચી તમારો અભિપ્રાય પ્રકટ કરજો. ઇતિ:'

હું પરણેલી છું એ કહેવાની કાંઇ આવશ્યકતા નથી. મારા પતિ મારા ઉપર પ્રેમ રાખે છે કે નહિ એ જાણવાનો અવસર મને મળ્યો નથી; પણ પ્રત્યેક દીવાળીએ તેઓ મને એક ગુલાબી રંગની સાડી લઇ આપે છે, એ તો નક્કી છે. માત્ર આ ગઇ દીવાળીએ હું સાડી મેળવી શકી નથી. મારા પતિ એક સાડી ખરીદી લાવ્યા હતા; પણ તે મને આપવાને બદલે અમારા પાડોશમાં રહેતી 'રૂપાળી' ને આપી આવ્યા છે. 'રૂપાળી' ખરેખર રૂપાળી છે. તેને હજુ કાંઇ સંતાન થયું નથી. તેનો પતિ મુંબઇની એક કોલેજમાં ભણે છે. મારા પતિ તેના મિત્ર હોવાથી કદાચ આ દીવાળીએ મિત્રપત્નીને એ નવા વર્ષનું 'નજરાણું' આપ્યું હશે.

પણ લોકો એ રૂપાળીના સંબંધે કાંઇ સારૂં બોલતાં નથી. જ્યાં જોઇએ ત્યાં તેનાં દુરાચરણ માટેની ચર્ચા થાય છે. કદાચ દુનિયાને એના રૂપની ઇર્ષ્યા આવતી હશે! મારા સ્વામી આજકાલ એનામાં એટલા બધા લોભાઇ ગયા છે કે તેઓ મને કદી બોલાવતા પણ નથી. હું રાત્રે મોડી રાત સુધી તેમની રાહ જોતી જાગતી બેસું ત્યારે તેઓ બહારથી આવે અને તરત કાગળ લઇ ટેબલ પાસે લખવા બેસી જાય. ન સ્વીકારે મારી સેવા કે ન સાંભળે મારી કાંઈ વાત!

ધીમે ધીમે કામ વધતું ચાલ્યું. રાતના ત્રણ વાગે ત્યાંસુધી હું ઘરમાં એકલી રહું—કકળું અને અંતે થાકીને સૂઇ જાઉં: મારી જાતને અને મારા કુરૂપને હું ઘણીએ ગાળો દઉં, પણ તેથી શું વળે ? હવે તો એમણે દિવસે પણ રૂપાળીને ઘેર જવા માંડયું અને લોકો તેમની વાતો કરે તેની દરકાર તદ્દન છોડી દીધી. કોઇ વખત હું પાણી ભરીને આવતી હોઉં કે દેવદર્શન કરવા જતી હોઉં અને રૂપાળી સામી મળે તો ગર્વમાં એવું મોં મચકોડે કે હું ઉભી ને ઉભી બળી જાઉં! હું સ્ત્રી છું, મારામાં ઇર્ષ્યાના એટલા અંકૂર ન ફૂટે ? રૂપ ન હોવા છતાં મારા સ્વામી ઉપર પહેલો અધિકાર મારો છે!!

પણ હું બહુ કુરૂપા નથી એમ માનવાને મને કેટલાંક કારણો

મળે છે. જે વખતે હું નવી સાડી પહેરી ઘુમટો કાઢી બહાર નીકળું છું. તે વખતે પુરુષો મારૂં રૂપ જોવાની ઇચ્છાથી આંખો ફાડીને મારી સામે જોઇ રહે છે. મને એ વેળા મારા રૂપનો કાંઇક ગર્વ થાય છે. જે આપણું પોતાનું નથી તે સારૂં અને સુન્દર લાગે એવો એક મનુષ્યના હૃદયનો સ્વભાવ છે. સહુને બે આંખો છે; પણ સર્વ આંખોને દરેક ચીજ એક સરખી સુન્દર દેખાતી નથી. મારી મા મને જે દ્રષ્ટિએ જુએ છે, તે દ્રષ્ટિએ મારી સાસુ મને જોતી નથી. મારી બ્હેન મને જે દૃષ્ટિએ જુએ છે તે દૃષ્ટિએ મારી નણંદ મને જોતી નથી અને મારા સ્વામીનો મિત્ર કૃષ્ણદાસ મને જે દૃષ્ટિએ જુએ છે, તે દૃષ્ટિએ મારા સ્વામી મને જોતા નથી. આ એક મોટી વિષમતા છે અને એ વિષમતામાં જ સમાજની વ્યવસ્થા છે.

જ્યાંસુધી કૃષ્ણદાસનાં પગલાં અમારા ઘરમાં નહોતાં થયાં ત્યાં સુધી મારૂં મન મારા સ્વામીના પ્રેમમાં અભિન્ન હતું. લગ્નની પ્રતિજ્ઞાનો એના આવ્યા પછી નાશ થયો. જીવનમાં એવો ફેરફાર કેમ થયો એ હું કહી શકતી નથી. શું હું એનાપર પ્રેમ કરતી હતી ? જ્યારે એ મારી પાસે આવતો ત્યારે મારૂં શરીર મોહના તાપથી ઉત્તેજિત થતું. પ્રેમ કહો, મોહ કહો કે ભ્રમણા કહો—પણ તેને જોતાં જ મારા હૃદયમાં એક પ્રકારનો તનમનાટ ઉત્પન્ન થતો.

કહેતાં હૈયું ઘણું વલોવાઇ જાય છે, હૃદયના ટુકડેટુકડા બને છે. એક દીવસ અમે એકાંતમાં બેઠાં હતાં. કૃષ્ણદાસ એકદમ મારા ઉપર મોહાંધ થયો. તેના શરીરનો વર્ણ પણ કાળો હતો. મારા સ્વામીને ઇંદ્રના રૂપની સાથે સરખાવું તો કૃષ્ણદાસને મારે જીવતો-જાગતો જમ કહેવો જોઇએ; છતાં તેને જોતાં મારૂં હૃદય ખેંચાતું. તેણે એકાએક મારો હાથ પકડયો. તેના સ્પર્શથી મારા હૃદયમાં અને આખા શરીરમાં કંઈ કંઇ થવા લાગ્યું. વાયુના આઘાતથી વેલી કંપે તેમ હું કંપવા લાગી. એક પણ શબ્દ મારાંથી બોલી શકાયો નહિ. તે વખતે હું ભાનમાં હતી કે બેભાન હતી એ કાંઇ કહી



**શ્યામા :** વાર્તા ૬ ઠ્ઠી

'કહેતાં હૈયું ઘણું વલોવાઈ જાય છે, હૃદયના ટુકડે ટુકડા બને છે. એક દિવસ અમે એકાંતમાં બેઠાં હતાં. કૃષ્ણદાસ એકદમ મારા ઉપર મોહાન્ધ થયો....તેણે એકદમ મારો હાથ પકડયો.'

માહું કરી બેસે તો તેને ઘર બહાર કાઢી મૂકવામાં આવે છે! શું આ ન્યાય છે? સંસારમાં ભુલ કોણ નથી કરતું? ભુલોથી જ માણસ ઘડાય છે. તો પછી મારી ભુલનો આવો આકરો દંડ શા માટે? નીતિ અને ધર્મના સૂત્રો પાળવા માટે એક સ્ત્રીજાતિ જ બંધાએલી છે? પુરુષો ગમે ત્યાં ફરેહરે, ગમે તે કરે; છતાં તેને કોઇ પૂછતું નથી અને બિચારી સ્ત્રીની માટી હલકી: એટલે તેને માથે સૌ ટોપલો ધુળ નાંખે છે! દુનિયાનો અન્યાય તો જુઓ! સમાજની પડતી અને હિન્દુગૃહસંસારની અવ્યવસ્થા થવાનું ખરૂં કારણ એક સરખા ધાર્મિક સંસ્કારોની ખોટ છે. જે નીતિ સ્ત્રીઓએ પાળવાની છે, તે જ નીતિ પુરુષોએ પણ પાળવાની છે. મારા સ્વામી રૂપાંળીમાં મોહવશ ન થયા હોત તો હું કદી પણ આવી ભુલનો નિમિત્તરૂપે ન થાત. સમાજમાં ઘણી ગરીબ સ્ત્રીઓને બગાડવાનો રસ્તો પુરુષો જ સરલ કરી આપે છે. વ્યભિચારી પુરુષની સ્ત્રી વેશ્યાથી પણ અધમ બને તો તેમાં વાંક કોનો? હું દોષિત છું, હું કલંકિની છું, પણ શું તેનું પ્રાયશ્ચિત ન થઇ શકે? મારા અપરાધનો ન્યાય શું સમાજ ન અપાવી શકે? પુરુષો અમને મીઠીમીઠી વાગ્જાળમાં ફસાવે છે, અમારૂં જીવન-ધન હરી લે છે અને પછી અમારો તિરસ્કાર કરે છે. શિક્ષણના દોષથી તેઓ પ્રથમ પતિત થાય છે અને પછી અમને પતિત બનવા જેવી સ્થિતિમાં મૂકે છે. મારા સ્વામીએ મને સ્નેહથી બોલાવી હોત, મારી ઉપેક્ષા ન કરી હોત તો શું મારૂં આવું અધઃપતન થઇ શકત? જે સુખ આરંભમાં અને પરિણામમાં પોતાની બુદ્ધિને મોહ ઉપજાવ-નારૂં છે, તથા જે નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થએલું છે, તે સુખ તામસ કહેવાય છે. પાપીઓનાં સુખ એવાં તમોગુણી હોય છે અને તેથી જ તેઓ તેમાંથી છૂટી શકતાં નથી. રૂપાળીએ પોતાના રૂપ તથા યૌવનનો જેવો દુરૂપયોગ કર્યો છે, તેવો મેં નથી કર્યો; છતાં મારા સ્વામી મારો તિરસ્કાર કરી રહ્યા છે. મેં ઘરબાર છોડી સંન્યાસ લીધો છે.

શકતી નથી; પણ મને બહાર જવાની કે તેના હાથમાંથી છૂટવાની બુદ્ધિ સૂઝી નહિં. મારૂં સ્ત્રીધન-સર્વસ્વ મેં ગુમાવ્યું. રૂપાળી સ્વામીની દૃષ્ટિમાં અપુર્વ હતી અને હું કૃષ્ણદાસની દૃષ્ટિમાં અપુર્વ બની. ધુળની માફક મેં મારૂં સઘળું વાયુના પ્રવાહમાં ઉડાવી દઇ નષ્ટ કર્યું. જે ભાગ્યમાં હોય છે તે બન્યા કરે છે એમ કહી ઘણુંયે મન વાળું છું; પણ હૃદયનો તાપ અત્યારે શમતો નથી.

ભાનમાં આવતાં તે વખત હું તરત બેઠી થઇ અને મેં કૃષ્ણદાસને એક શબ્દ પણ બોલ્યા વિના એ ઓરડામાંથી ચાલ્યા જવાનું કહ્યું. એ ત્યાંથી ચાલ્યો ગયો. જ્યાંસુધી તે અપરિચિત હતો, ત્યાં સુધી હૃદયમાં આવા પાપી સંસ્કારો ઉદ્દ્ભવ્યા નહોતા; પણ આજે એક પળમાં મારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું. મોહના છુપા ઝેરે મારા જીવનમાં ઝેર રેડી દીધું. જેમાં હું અમૃત માનતી હતી, તેમાં હળાહળ વિષ દેખાયું. ઇશ્વરની પૂજામાં ઉપયોગી થનારૂં ફૂલ એક પાપીના પગતળે છુંદાયું. માણસના મનનો કોઇ કોઇ વખત કેવો વિપરીત ફેરફાર થાય છે?

મારૂં હૃદય મારી પાપવૃત્તિને બરાબર જોઇ શકતું હતું. મારા અંતઃકરણમાં મને ઘણો પરિતાપ થયા કરતો હતો. હું એ દારૂણ દુરાચરણના અગ્નિમાં બળતી હતી. પ્રત્યેક પળે મને એ ઘોર પાપ ડંખ્યા કરતું હતું. કૃષ્ણદાસ અમારા ઘરમાં આવતો હવે તો બંધ થઇ ગયો હતો; પણ આ પાપ મારા સ્વામીથી છુપું રહી શક્યું નહિ. એક ભયાનક પળે એ કૃત્ય તેમના જાણવામાં આવી ગયું. એકાએક તેમનો ચહેરો ફરી ગયો. તેઓ ક્રોધ કરી બોલ્યા:–'દુષ્ટા! તેં મારા વિશ્વાસનો ભંગ કર્યો છે. તારે અત્યારે ને અત્યારે આ ઘર ખાલી કરી ચાલ્યા જવું.'

સમાજમાં પુરુષની જેટલી સત્તા છે, તેટલી અમ સ્ત્રીજાતિની નથી. પુરુષ ગમે તેવો સ્વચ્છંદી હોય છતાં તે ઘરમાં રહેવાને હકદાર છે અને એક સ્ત્રી જાણ્યે અજાણ્યે એકાદ ભુલના પરિણામે કાંઇક

તીર્થોમાં ભમતાં ભમતાં મને અનેક અનુભવો થયા છે. મારી ઘણીએ બ્હેનો મારા જેવું કલુષિત જીવન ગાળે છે. સમાજની ખરાબ રૂઢિઓથી કે પુરુષોના અન્યાયી વર્તનથી અમારાં જીવન ધુળમાં મળી જાય છે! હું ખુલ્લે ખુલ્લું કહી દઉં છું કે: જ્યાંસુધી સ્ત્રીઓને અજ્ઞાન રાખવામાં આવશે, જ્યાં સુધી તેમને સડેલ ખાસડા પ્રમાણે ગણવામાં આવશે, જ્યાં સુધી તેમને ભોળવી, ફસાવી અનીતિના પંથમાં ઘસડવામાં આવશે; જ્યાંસુધી તેમનો તિરસ્કાર અને અવગણના કરવામાં આવશે અને જ્યાં સુધી તેમને હલકી ઠરાવવામાં આવશે; ત્યાંસુધી સમાજની ઉન્નતિ થવાની નથી. આપણા સમાજ ઉપર હજુ પ્રતિદિન અનેક દુઃખી અબળાઓના અભિશાપ વરસ્યા કરે છે. સમાજસેવકો મારી આ વિતક વાર્તામાંથી એટલુંય વિચારશે તો મને સંતોષ થશે. અત્યારે તો હું દુઃખભારથી દબાએલું હૃદય લઇ સમાજને શાપ આપતી ફર્યા કરૂં છું!!!

હું નીચ થઇ છું તે મારે કબુલ છે; પણ મેં તે દિવસથી આજસુધી ઘણી માનસિક વેદના વેઠી છે. હૃદયની દારૂણ વેદના હજી હું મરણપર્યંત્ ભોગવતી રહીશ. અને ત્યાંસુધીમાં તો મારૂં સઘળું પાપ ધોવાઇ જશે; એવી મારી ખાત્રી છે. મેં તન મન હવે પ્રભુને સોંપ્યાં છે; પણ હું સમાજને પ્રતિજ્ઞાપૂર્વક પૂછવાની રજા લઉં છું કેઃ નીતિ અને ધર્મના વિષયમાં શાસ્ત્રકારોએ પુરુષ તથા સ્ત્રીને પાળવાના નિયમો શું એક સરખા નથી કર્યા? પુરુષ ગમે તેટલાં દુરાચરણ કરે; છતાં 'નર ભ્રમર' કહી તે ચલાવી લેવાય છે અને સ્ત્રીના હાથથી અણસમજણમાં કે છોકરમતમાં એકાદ નાની ભુલ થાય તો તેને 'કાગનો વાઘ' બનાવી મોટું સ્વરૂપ અપાય છે. આવા એકતરફી ચુકાદાથી જ હિન્દુસમાજમાં સડો વધતો જાય છે. મારા પ્રવાસ દરમિયાન મેં અનેક સ્ત્રીઓના આર્તનાદ સાંભળ્યા છે; ઘેર ઘેર અબળાઓને અન્યાય મળતા જોયા છે. બિચારી હિન્દુકુલનાઓના કર્મમાં આંસુ સિવાય કાંઇ નથી!

અમારી જ્ઞાતિમાં વરવિક્રયનો ભૂરો રિવાજ ન હોત તો મારા જેવી કાળી કામિની મારા સ્વામી જેવા સૌંદર્યભોગીને પનારે ન પડત! તેમના ઘરની સ્થિતિ ગરીબ હતી અને મારા પિતા સાધારણું રીતે શ્રીમંત હતા, એટલે હજાર રૂપિયા રોકડા અને પાંચસોનો કરિયાવર કરી મને આ ઘરમાં આપી. મારા સસરાનું કૂળ ઉચું નથી; પણ મારા સ્વામીની હોંશિયારી મારા પિતાને ગમી ગએલી! ગમે તેમ પણ અમારૂં જોડાણ કોઇ એવી ખરાબ પળે થએલું કે જેને પરિણામે બન્નેના જીવનની અધોગતિ થઇ. અમે સ્ત્રીઓ લાંબો વિચાર કરવામાં અસમર્થ ગણાઇએ છીએ. સારા માઠાનો વિચાર અમે કરી શકતાં નથી. અમને ઉચ્ચ જીવન ગાળતી જોવાનો જો અભિલાષ હોય તો અમારી આગળ સારા સારા આદર્શ રજુ કરવા જોઇએ. કૃષ્ણદાસ જેવા કુટિલ, લંપટ મિત્રને ઘરમાં આવવા દેવામાં પણ શું મારા સ્વામીની જેવી તેવી ભુલ હતી? મારા જીવનની ખરાબીમાં મારે કોનો દોષ કાઢવો?

૭

# ઇન્દિરા

તે દિવસે અમે ઉતાવળ ન કરી હોત તો જરૂર ટ્રેન ચુકી જાત. અમે ગ્રાંટરોડ સ્ટેશને પહોંચ્યાં કે તરત ટ્રેન સ્ટેશનમાં આવી પહોંચી. પેસેંજરોની આજે બહુ ભીડ હતી. ગુજરાત–કાઠીઆવાડમાં વૌઠા, વડતાલ, ડાકોર, અને પાલીતાણાના કાર્તિકી પુનેમના મેળાઓ હોવાથી મુંબઇનાં ભાવિક શ્રદ્ધાળુ નરનારીઓ આજે ત્યાં ઉપડયાં હતાં. પ્લેટફોર્મ ઉપર હૈયેહૈયાં દળાતાં હતાં. પોર્ટરો લોકોનો સામાન ગાડીમાં ગોઠવી દેવા દોડાદોડ કરી રહ્યા હતા. પુરુષો પોતાની બૈરીઓને માથે મોટી વજનદાર ટ્રંકો મૂકી ડબ્બાઓમાં સારી જગા લેવા પ્રયત્ન કરી રહ્યા હતા. ‘ બામણીયા ચાહ ’ અને તાજી મીઠાઇ વેચનારાઓ સ્ટેશનને ગજાવી મૂકતા હતા. નાના ફેરીવાળાઓ ‘ ગાંધીજીનું નવજીવન ’ ‘ સાંજ વર્તમાન ’ વગેરે ન્યુસપેપરોની નામાવલિ બોલી ત્યાંના જનકોલાહલમાં વધારો કરતા હતા. થર્ડ કલાસ, સેકન્ડ કલાસ કે ફર્સ્ટકલાસ જ્યાં જાઓ ત્યાં માણસોની એક સરખી ભીડ હતી. આજે ટ્રેનમાં તલભાર જગા મળવાનો વિશ્વાસ નહોતો. અમારી ટિકીટો સેકન્ડની હતી એટલે અમે તે ડબ્બાઓ

મ જ નહોતું. કરકસર, આવડત્રેવડ અને સુઘડતાથી તેણે પોતાના સંસારને સ્વર્ગ સમાન બનાવ્યો હતો. અમારા કુટુંબમાં અને સગાં-વહાલાંમાં તેની સલાહ અને શીખામણ લેવાતી. અને મારા પિતાને એનાથી પૂરતો સંતોષ રહેતો. મને એ ઋષિજીવન ગાળનાર દેવસમાન માતાપિતા મળ્યાં હતાં; પણ તેમનું દીર્ઘસુખ મારા લલાટમાં લખાયું નહોતું.

મારાં દુર્ભાગ્યે અમારા ગામમાં પ્લેગ આવ્યો અને તેમાં મારી માતાનો સ્વર્ગવાસ થઇ ગયો. મારા પિતા તો સંસારથી ઉદાસી હતા એટલે તેમને વધારે શોક ન થયો; પણ મને એથી બહુ લાગી આવ્યું. ઇશ્વરે મને એક ભાઇ આપ્યો હોત તો મારા પિતાનું નામ રહેત એવું અમારાં સગાંવહાલાં ઘેર આવી આવીને અમને કહેતાં અને તેમાં મને ઘણું સત્ય જણાતું. મારા પિતાની ઉમ્મર ૪૦ વર્ષની હતી; છતાં પુત્રપ્રાપ્તિ માટે તેમને બીજીવાર પરણવાનો આગ્રહ ચારે તરફથી થવા લાગ્યો. ગામના ડાહ્યા પુરુષોએ તેમની ઉપર દબાણ કર્યું અને પુત્રવિના સદ્દગતિ નથી એવું તેમના હૃદયમાં ઠસાવવામાં આવ્યું. વૈશાખ સુદિ ત્રીજનું મુહૂર્ત નક્કી કર્યું અને મારા પિતા ફરી વિવાહિત થયા.

મારા કર્મની કઠીનતાનો એ જ દિવસથી આરંભ થયો. મારી નવી માતા પંદર વર્ષની ઉમ્મરની હતી. કોઇ બીજવરને આપવાના ઉદ્દેશથી તેના પિતાએ તેને આવી મોટી ગોધા જેવી કરી હતી. અમદાવાદમાં તેનું પિયર હતું અને સિદ્ધપુરમાં તેનું મોસાળ હતું. દરરોજ દસ વાગે જમીને તે ઘરમાંથી પોતાના મોશાળ જતી તે છેક સાંજે ઘેર આવતી. ઘરનું બધું કામ મારે એકલીને કરવું પડતું. દળવું, ખાંડવું, કચરો કાઢવો, વાસણ માંજવાં, પાણીનાં બેડાં લાવવાં વગેરે તમામ કામ હું એકલી કરતી. એ બાઇનો સ્વભાવ બહુ વિચિત્ર હતો. તેણે થોડું ગુજરાતી અને અંગ્રેજી શિક્ષણ લીધું હતું: પણ તેનામાં સ્વચ્છંદપણે વર્તવાની એક બૂરી ટેવ પડેલી હતી. દરરોજ

કાઢી નાંખો; પછી જુઓ કે અમે સમાજને કેવો ઉજ્જવળ બનાવીએ છીએ. જ્યાંસુધી અમને આવા પાપના ખાડામાં સડવા દેશો ત્યાં સુધી સમાજનો સડો દૂર થવાનો નથી. દિવસે દિવસે અમારી સંખ્યા વધતી જશે અને સમાજનું અધઃપતન પણ સાથે જ થતું જશે. જો અમને ઉપદેશ આપી સારા માર્ગે ચડાવી આજીવિકાનાં સાધન બાંધી –આપવામાં આવે તો પહેલો ફાયદો એ થાય કે આ દેશમાંથી દર્દો અને ડૉકટરો ઓછા થઇ જાય; વળી બીજી જે બદીઓ અટકે તેનું તો હું કાંઇ કહેતી જ નથી.'

તેના એ શબ્દો સાંભળી મારી સ્ત્રીથી બોલ્યા વિના રહેવાયું નહિ. તેણે પૂછ્યું:–' ત્યારે તમારા જેવાં શાણાં અને સમજુ બાઇ આ ધંધામાં કયાંથી આવી પડયાં ?'

તે સ્ત્રીની આંખોમાં આંસુ જણાયાં. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી કહ્યું:–' નસીબના ચમત્કાર બહુ વિચિત્ર છે. મારી આવી દશા થશે એવું મારાં માતાપિતાએ શું જાણ્યું હશે ? અને મને પણ બાલ્યાવસ્થામાં શું એવો ખ્યાલ આવ્યો હશે ? કોણ જાણે કયા કર્મના દોષથી મારી આ કફોડી દશા થએલી છે, તે હું સમજી શકતી નથી. બાલ્યાવસ્થામાં મારૂં મન બહુ પવિત્ર હતું. મારા પિતા સિદ્ધપુરના રહીશ અને જ્ઞાતે ઔદિચ્યશહસ્ત્ર બ્રાહ્મણ હતા. વંશપરંપરાથી તેમનો પુરોહિત–ગોરનો ધંધો હતો. મુંબઇ, અમદાવાદ અને કરાંચીમાં તેમના અનેક શ્રીમંત યજમાનો હતા. આખા સિદ્ધપુરમાં તેમના જેવો વિદ્વાન બ્રાહ્મણ બીજો કોઇ નહોતો. તેઓ વેદ, વેદાંગમાં પારંગત હતા. પોતાનું ખટકર્મ કર્યા સિવાય તે કદીપણ રહેતા નહિ. તેમનો સ્વભાવ શાંત અને સંતોષી હતો, યજમાનોની સાથે દક્ષિણાની બાબતમાં તેમને કદી પણ તકરાર થતી નહિ; તેથી તેઓ હોંશે હોંશે અમારે ઘેર આવતા અને અમને એથી એવડો લાભ મળતો. મારી માતા પણ બહુ ભલી અને માયાળુ હતી. પાંચ પાડોશીમાં પૂછાય એવા તેના સદ્દગુણ હતા. ક્રોધ, ઇર્ષ્યા કે દંભનું તો તેની પાસે ના-

ગઇ. તેણે પોતાનો વેશ ઉતાર્યો નહિ. ચુડો–ચોટલો કાયમ રાખ્યાં વળી શોક પણ એક મહિનો જ પાળ્યો. મારા પિતાનું માસિક શ્રાદ્ધ કર્યા પછી તે પ્રથમની માફક પાછી બહાર ફરવા માંડી. પડોશની કોઇ વૃદ્ધ સ્ત્રીએ તે પ્રમાણે નહિ કરવા શીખામણ આપી તો તેનો તિરસ્કાર કરી તેણે કહ્યું: 'મારી વાતમાં તમારે મુદ્દલ ડહાપણ કરવું નહિ. મારા મનની હું પૂર્ણ માલિક છું. સ્ત્રીઓ કાંઈ પરતંત્ર પુતળીઓ નથી, પુરુષોની પેઠે તે પણ સ્વતંત્ર છે. મારા પતિને એક સ્ત્રીના મરણ પછી બીજી કરવાનો હક હતો, તો શું મને બીજો પુરુષ કરવાનો હક નથી? એમની સાથેના સંસારમાં મેં તો કાંઈજ સુખ જોયું નથી છતાં મારો પુનર્લગ્ન કરવાનો વિચાર નથી. મારા મનને પ્રસન્ન રાખવા હું ગમે ત્યાં ફરૂં હરૂં તેમાં તમારે શા માટે ઇર્ષ્યા કરવી જોઇએ. મારા સંબંધમાં આજે તો તમે ડહાપણ કરવા આવ્યાં છો; પણ હવેથી આવશો તો માન રહેશે નહિ.'

થયું. તે ભલી પાડોશણ ફરી કોઈ દિવસ અમારે ઘેર આવી નથી. મૂર્ખને ઉપદેશ આપવાનું સારૂં પરિણામ કોઇએ કદી જોયું છે? સર્પને દૂધનું પાન કરાવવાથી કેવળ વિષનો જ વધારો થાય છે. મારી નવી માતા તો તે દિવસથી વધારે ઉછૃંખલ બની ગઈ. અમારે ઘેર હવે બહારથી નિશાબાજ લંપટ પુરુષો અને હલકી સ્ત્રીઓ આવવા લાગ્યાં. વળી યજમાનોની ભરતી પણ પહેલાંના કરતાં વધારે થવા લાગી. જે ગૃહસ્થોને સિદ્ધપુરમાં એકજ દિવસ રહેવાનો વિચાર હોય તેઓ હવે અમારે ઘેર ત્રણ ત્રણ ચાર દિવસના પડાવ નાંખવા લાગ્યા. મારી માતાને તેથી એક આવકનું દ્વાર ઉઘડયું; પણ લોકોમાં તેને માટે નિંદા થવા લાગી. મારા પિતાની ધર્મશીલતા, પવિત્રતા અને કીર્ત્તિ ઉપર તે કામાંધ કામિનીએ પાણી ફેરવી વાળ્યું. મને હવે એ ઘરમાં રહેતાં ત્રાસ થવા લાગ્યો; પણ બીજે કોઇ સ્થળે મારે જવાનું નહોતું. મારા ઉપર તેણે અપાર જુલમ કરવા માંડયો. રોજ વીસ વીસ માણસની રસોઇ બનાવવી, એટલાનાં વાસણ માજવાં, કૂવેથી

નવાં નવાં ફેશનબંધ પોલકાં અને સાડીઓ પહેરી ગમે ત્યાં ફરવું અને મરજીમાં આવે તેમ ચાલવું; એ તેનું ખાસ લક્ષણ હતું. મારા પિતા કોઈ વખત તેને કાંઈ કહેતા તો એ બાઈ છેડાઈ પડતી અને કૃત્રિમ ગુસ્સો કરી એકાએક બોલી ઉઠતી:–' હું કાંઈ તમારા ઘરનું વૈતરૂં કરવા તમને પરણી નથી. ખાવા, પીવા અને ખેલવા માટે જ હું અહીં આવી છું. મારા પિતાએ તમારા જેવા બીજવરને જોયા છે, તે શું તમારૂં ગુલામીપણું કરવા માટે? મારા રૂપ રંગ ઉપર તમને ઇર્ષ્યા આવતી હોય તો આંખો ફોડી નાંખો. તમે ખાઈ પી ઉતર્યા છો અને ખર્યું પાન થયા છો. મારે તો હજુ બધાય લ્હાવા બાકી છે. જો સંસાર ઉપર આટલો બધો વૈરાગ્ય આવી ગયો હતો તો શા સારૂ ઘોડે ચડીને પારકી છોડીનો ભવ બાળવા આવ્યા હતા? આજે બોલ્યા તે બોલ્યા, હવે બોલશો તો હું અહીંથી મારા બાપને ઘેર ચાલી જઈશ.'

બસ, તેની આ પ્રથમ વખતની વાગ્ધારાથી જ મારા પિતા તો ટાઢા થઈ ગયા. ફરી કોઈ વખત તેમણે તેને કશું કહ્યું નથી. એ બાઈની ઉચ્છૃંખલતા દિવસે દિવસે વધવા લાગી. તેના મામાના ઘરનું નામ લઈ ગમે ત્યાં તે જવા લાગી. કોઈ કોઈ વખત તો રાત્રે પણ નિમિત્ત કાઢી બહાર જતી તે છેક મોડી રાતે ઘેર આવતી. ઘેર યજમાનો આવ્યા હોય તેમને માટે રસોઈ બનાવવાનું અને તેમની સરભરા કરવાનું બધું કામ મારે કરવું પડતું. મારા પિતાને મારી ઘણી દયા આવતી; પણ તેઓ શું કરે? તેમના હૃદયમાં ચિંતાનો એક નવો વ્યાધિ જન્મ્યો અને દિવસે દિવસે તેમનું શરીર ઘસાવા લાગ્યું. તેઓ બહુ ડાહ્યા હતા એટલે પોતાની પીડા કોઈને જણાવતા નહિ; પણ તેમનું દુઃખ ઘણું અસાધ્ય હતું. મનમાં ને મનમાં તેઓ હિઝરાયા કરતા. આખરે તેમને ક્ષય રોગ લાગુ પડ્યો અને ત્રણ મહિના બિમાર રહી સ્વર્ગે સિધાવી ગયા.

મારા પિતાના મૃત્યુથી મારી નવી માતા વધારે નિરંકુશ બની

મારી માતાએ તેનું સ્વાગત્ કરવામાં મણા રાખી નહિ. જ્યારે તે જવાનો થયો, ત્યારે આગલી રાત્રે તેણે પોતાના ખર્ચે દૂધપાક પૂરીનું જમણ કરાવ્યું. અમે સૌ જમીને રાત્રે વાતો કરતાં બેઠા હતાં. થોડી રાત ગયા પછી મને નિદ્રા આવવા લાગી. આજ મારી આંખોમાં આટલું બધું ઘેન કેમ ભરાયું છે, તે હું સમજી શકી નહિ. ત્યાં પાથરેલી એક પથારીમાં હું સૂઇ ગઇ અને તરત મને ગાઢ નિદ્રાએ ઘેરી લીધી. મધરાતને સુમારે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું; જાગીને જોતાં જણાયું કે મારૂં કૌમારવ્રત એ અધમને હાથે નાશ પામ્યું છે. મારી નવી માતાએ જ રાત્રે દૂધપાકમાં મને કાંઇક દવા આપીને બેભાન બનાવી આ કર્મ કરાવ્યું છે એમ મેં માની લીધું. હું તરત છલાંગ મારી દૂર ઉભી રહી અને તે નરરાક્ષસનો તિરસ્કાર કરવા લાગી. મારી નવી માતા તરત નીચેથી ઉપર આવી અને ઉલટી સઘળો દોષ મારે માથે ઢોળી પાડી, મને ધાંટા કાઢી લડવા લાગી.

'નિત્ય નવા નવા ધણી કરવા માટે રાંડ પરણવાનું નામ લેતી નથી. આવા માલદાર માણસોનું સુખ મૂકી ગરીબ બ્રાહ્મણના છોકરાનું ઘર કોણ માંડે ? મોટી આખલા જેવી થઇને ફાટી જ ગઇ છે. હું ઘણા દિવસથી તારાં કામ જોયા કરૂં છું. મારે શું ? તારા બાપની જેવી લાજ આબરૂ હશે તેવાં કામ તું કરતી હશે; પણ ઉપરથી શાણી સીતા થઇને તું બીજાનો દોષ કાઢે છે, માટે જ મારે આટલું કહેવું પડે છે.'

હું તો તેનાં આવા વચનોથી સ્તબ્ધ જ થઇ ગઇ. એ પિશાચિની ઉપર વિશ્વાસ મૂકયાનું મને હૃદયમાં તીવ્ર દુઃખ તો થતું જ હતું; તેમાં વળી તેના આ શબ્દોથી બળતામાં ઘી હોમાયું. મારૂં હૈયું અપાર રડતું હતું. પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જાઉં એમ મને થતું હતું. હવે હું બહાર શું મોઢું બતાવીશ ? આ કલંક હું કેવી રીતે ધોઇ નાંખીશ ? લોકો મને શું કહેશે ? વગેરે પ્રશ્નો મારા મનમાં એક પછી એક ઉત્પન્ન થવા લાગ્યા. હું એ પાપિણી ઉપર,

ખેંચીને પાણીનાં બેડાં ઉચકી લાવવાં અને લોટ તૈયાર રાખવા ઘંટીનો પથરો ખેંચવો એ મારૂં હંમેશનું ફરજિયાત કામ થઇ પડયું. મારાથી તેમાં કોઇ દિવસ જરા પણ કસુર થતી નહિ. અને થાય તો તરત તે હાથઉથલો કરી લેવા તૈયાર થતી. જો આટલો જુલમ કરીને જ તે અટકી હોત તો સારૂં હતું; પણ હવે તેણે મારી ઉપર એક નવો ત્રાસ વર્તાવવાનું શરૂ કર્યું.

યજમાનોની સેવા કરવા માટે મને મોકલવાની તેણે ફરજ પાડવા માંડી. અમારા પુરોહિતોના ઘરોમાં ઘણે ઠેકાણે યજમાનોને પ્રસન્ન કરી પૈસા કઢાવવા સ્ત્રીવર્ગ આડા માર્ગ પકડે છે. મને એ વાતનો અનુભવ હતો. જો કે મારા પિતાના શુભ વિચારોને લીધે અમારા ઘરમાં એવી ક્રિયા થતી નહોતી; પણ આડોશીપાડોશીમાં અને બીજે એવા બનાવ બનતા મેં નજરે જોયા હતા. અત્યાર સુધી મારી માતા એકલી જ એ વ્યવસાય ચલાવતી હતી; પણ હવે મને તેમાં જોડાવાનું તેણે દબાણ કર્યું. પ્રભો ! રક્ષા કરો. તીર્થને બહાને અનેક કામાંધો એ પાપકર્મ કરવા જ ત્યાં આવતા. મુંબઇ, અમદાવાદ, કચ્છ, કરાંચી, અને કલકત્તા સુધીના સહેલાણીઓ સિદ્ધપુરમાં ઉતરી પડતા અને ચાર દહાડા આનંદ કરી પાછા ચાલ્યા જતા.

મને તેરમું વર્ષ જતું હતું. મારી પવિત્રતા જાળવવાની મને એ સ્થાનમાં બહુ ચિંતા થઇ પડી હતી. મારી માતા મારાં લગ્ન જલ્દી કરી નાંખે તો સારૂં એમ મને વિચાર આવતો; પણ એ વાત મારા હાથમાં નહોતી. હિન્દુ કન્યાઓની પરવશતા કોણ જાણતું નથી ? હું હંમેશ મનમાં ને મનમાં ડર્યાં કરતી અને આવી દશા માટે મારા કિસ્મતને દોષ આપતી.

એક દિવસ મારા એ ભાગ્યની કઠીનતાનો રાક્ષસી પ્રસંગ આવ્યો. ભરૂચનો એક ભાટીઓ મુંબઇથી કાઠીઆવાડ જતાં વચ્ચે સિદ્ધપુર આવ્યો. અમારા ઘરનું એકજ દિવસનું આતિથ્ય ચાખતાં તે દર્પ પામી ગયો. તેણે આઠ દિવસ સુધી અમારે ઘેર મુકામ રાખ્યો.

હતી, તેમ તેમ મારા મનમાં અનેક વિચાર લહરીઓ જન્મતી હતી. વસઇની ખાડી આવી ત્યારે તો દરિયાનાં મોજાં પ્રમાણે મારા હૃદયનાં મોજાં વેગથી ઉછળવા લાગ્યાં. આખરે ગ્રાંટરોડ સ્ટેશન આવતાં હું ટ્રેનમાંથી નીચે ઉતરી અને ટિકીટ આપી બહાર જઇ એક તરફ ઉભી રહી. ઉતરેલાં સઘળાં પેસેન્જરો પોતાનો સરસામાન લઇને વેગથી ચાલતાં જતાં હતાં; પણ મારે ક્યાં જવાનું હતું ? હું ઘણીવાર સુધી ઉભી રહી. મુંબઇનું આવું મોટું ભવ્ય સ્ટેશન હશે અને આવું જબરૂં શહેર હશે એની મને સ્વપ્નમાંયે કલ્પના આવી નહોતી.

આખરે ઘણીવારે એક સ્ત્રી અને એક પુરુષ મારી પાસે આવી મને કહેવા લાગ્યાં: 'અરેરે, ? બ્હેન ! તું આજ અહીં આમ એકલી ક્યાંથી ? ગાડી તો ક્યારનીએ આવી ગઇ છે; છતાં તું હજુ કેમ ઉભી રહી છે ? અમારા ઘરનું શિરનામું શું તને યાદ રહ્યું નથી ? મને લાગે છે કે તું અમને ઓળખતી નથી. ક્યાંથી ઓળખે ? મુંબઇમાં તું આજ પ્રથમ જ આવી છે ! અમે તને બાળપણમાં જોઇ હતી. ખરેખર તારો માતાના જેવો જ તારો ચહેરો છે, અરેરે ! આવા નાજુક ફૂલ ઉપર આટલું દુઃખ હોય ? કેવી સૂકાઇ ગઇ છે ? મોઢા ઉપર નૂર જ નથી. અરેરે ! અમને શી ખબર કે તું આમ ઓચિંતી આવશે; નહિ તો અમે ટાઇમસર તને સ્ટેશન ઉપર લેવા આવત અને આ બે કલાક તારે નકામું બેસી રહેવું ન પડત ! ચાલ બ્હેન, અમારે ઘેર ચાલ; પ્રભુના પ્રતાપથી આ તારા મામા સુખી છે અને મારા ઘરમાં પણ તારા આસા ઉપર ઇશ્વરની દયા છે.'

આ મારા મામાને અને મારી માસીને મેં જીંદગીમાં પ્રથમ જ જોયાં. હું તો માનતી હતી કે દુનિયામાં મારે ઉંચે આભ અને નીચે ધરતી સિવાય કોઇ નથી; પણ પ્રભુએ મને આ બે જણાં ભેટાડયાં એમ હું ધારવા લાગી. દુઃખ અને ચિંતાથી હું એટલી બધી કાયર થઇ ગઇ હતી કે મને એ વખતે લાંબો વિચાર કરવાની બુદ્ધિ સૂઝી

એ નરરાક્ષસ ઉપર અને એ કાળરાત્રિ ઉપર અનેક અભિશાપ વર્ષાવવા લાગી. તે રાત્રે બાકીના સમયમાં મને મુદ્દલ ઉંઘ આવી નહિ. બીજે દિવસ સવારમાં ઉઠીને જોઉંછું તો ચારે તરફ મારા એ પાપકર્મની વાત ચાલી રહી છે. ચોરે ને ચૌટે, વાટે ને ઘાટે સર્વત્ર મારૂં જ મહાભારત વંચાઇ રહ્યું છે. કોઇ મારો દોષ કાઢે છે તો કોઈ મારી નવી માતાનો દોષ કાઢે છે. લોકો પોતાને ફાવે તેમ બોલે છે. દુનિયાને શું? તે ક્યાંથી સત્ય તપાસી શકે? પારકી નિંદા કરવી એ જ તેની પ્રકૃતિ છે. મને એ લોકનિંદાથી એટલું બધું લાગી આવ્યું કે બહાર મોઢું દેખાડવું મારા માટે ભારી થઇ પડયું. મેં એ ગામ અને સ્થાન તજી દેવાનો સંકલ્પ કર્યો.

હું કદી ઘરબહાર નીકળી નહોતી. મારે દુનિયામાં બીજો કોઇ આધાર નહોતો; છતાં પરમેશ્વરને ખોળે માથું મૂકી હું બહાર નીકળી. મુંબઇ વિષે મેં ઘણું સાંભળ્યું હતું. મારા પિતાના અનેક શ્રીમંત યજમાનો ત્યાં નિવાસ કરતા હતા. કોઇ પણ સ્થળે ત્યાં મને સ્થાન મળી રહેશે એમ ધારી મેં સ્ટેશને આવી મુંબઇની ટિકીટ લીધી. મારી માતાને તો એટલું જ જોઇતું હતું, કોઇપણ રીતે મારો કાંટો તે દૂર કરવા ઇચ્છતી હતી. એટલે મારા ગયા પછી તેણે મારી મુદ્દલ તપાસ કરાવી નહિ. ઉલટી એવી વાત ચલાવી કે હું પેલા ભાટીઆને લઇને નાસી ગઇ છું! મને મુંબઇ જતાં રસ્તામાં આશા, નિરાશા, ક્રોધ, આનંદ વગેરે અનેક લાગણીઓ ઉદ્ભવતી હતી. મારી માતાના નરકસ્થાનમાંથી છૂટયા બદલ મને આનંદ થતો હતો; પણ અજાણી મુંબઇ નગરીમાં હું કયાં જઇશ? અને મારૂં શું થશે? એ વિચારો મને મુંઝાવતા હતા. મોટી બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનાં સ્ટેશનો એક પછી એક પસાર થતાં હતાં. વલસાડ અને પારડીનું સ્ટેશન મૂકયા પછી ટ્રેનમાં બેઠાં બેઠાં કુદરતની શોભા જોવાની એક રમણીય મઝા પડતી હતી. પાલઘરના સ્ટેશન પછી તો પ્રકૃતિનું સૌન્દર્ય બહુ જ મનોહર જણાતું હતું. જેમ જેમ મુંબઇ નગરી નજીક આવતી

કેવળ જડ બની ગયું હશે ? શું તમારી એવી માન્યતા છે કે અમે જનાવરના કરતાં પણ ઉતરતાં છીએ ? સમાજના પરોપકારી પુરૂષો ઢોરોને માટે વ્યવસ્થા કરે છે; તેટલી પણ અમારો ઉદ્ધાર કરવા ગોઠવણ કરતા હોય તો શું અમે ન સુધરી શકીએ ? અમને હૃદય છે, અમને લાગણી છે; પણ સમાજમાં અમારે માટે સ્થાન નથી. જ્યાં જોઇએ ત્યાં અમારો તિરસ્કાર જ છે. સમાજનો આ એક અમારી ઉપરનો અન્યાય છે. શું તમે એમ કબુલ કરી શકો છો કે સમાજમાં અમારા કરતાંયે અધમ સ્ત્રીઓ નથી રહેતી ? છાને ખુણે પાપકર્મ કરી ઉપરથી પવિત્રતાનો આડંબર બતાવનારી બાઇઓને સમાજ પૂછતીયે નથી. હું મારા અનુભવ ઉપરથી સ્પષ્ટ કહું છું કેઃ તમારા કહેવાતા પવિત્ર સંસારમાં ભયંકર સડો છે. મોટાં ઘરોની કુળવાન અને ઉચ્ચ ગણાતી કન્યાઓ તથા સ્ત્રીઓ પોતાના નીચ હવસની તૃપ્તિને માટે અમારાં ઘરોનો આશ્રય લે છે. અમને દલાલીના દામનો એથી એક જાતનો બેવડો તડાકો પડે છે. દેવદર્શનને બ્હાને કે ફરવા જવાને બ્હાને તે સ્ત્રીઓ પોતાના યારોને લઇ અમારે ઘેર આવે છે. અને બે ત્રણ કલાક રહી ચાલ્યાં જાય છે. કેટલીકવાર એવું બને છે કે એક બાઈ બીજા પુરુષ સાથે એક ઓરડામાં વિલાસ કરતી હોય છે, ત્યારે તેની જ બાજુના રૂમમાં તે બાઇનો પતિ બીજી સ્ત્રી સાથે વ્યભિચાર સેવતો હોય છે. આ શું ઓછો જુલમ છે ?

પુરુષ બદચાલનો હોય છે; એટલે તેની સ્ત્રી પણ બદચાલની થાય છે અને તેથી પ્રજામાં વર્ણસંકરતા આવે છે. પોતાને ઘેર સ્વરૂપવાન્ શુદ્ધ, ભરજુવાન પત્ની હોવા છતાં ઘણા વિષયના ગુલામો અમારે ઘેર આવે છે અને પૈસાનું તથા પ્રતિષ્ઠાનું પાણી કરે છે. બીજી કુટેવોની પેઠે સમાજમાં વેશ્યાસેવન પણ એક કુટેવ છે. શું પુરુષો સંયમ રાખી પોતાની એ કુચાલ છોડી દે તો સંભવ છે કે અમારી સંખ્યા વધી શકે ? અત્યારે દિવસે દિવસે મુંબઈમાં ને બીજાં શહેરોમાં વેશ્યાઓની સંખ્યા વધતી જાય છે અને સમાજ હજુ પણ જો

નહિ. મારા મામાએ તરત એક ગાડી ભાડે કરી લીધી અને મુંબઇના મોટા મોટા રસ્તાઓ જોતી હું મેં માની લીધેલા સુખસ્થાન તરફ જવા લાગી, ઘડીવાર હું મારૂં દુઃખ ભુલી ગઇ. ભવિષ્યને માટે મનમાં ને મનમાં મોટી આશાઓ બાંધી લીધી. આખરે અમારે ઉતરવાનું સ્થાન આવ્યું. ગાડીવાળાને પૈસા આપી અમે ઘરમાં ગયાં. ઘર બહુ સુન્દર અને સુઘડ હતું. મારી માસીએ તત્કાળ મારા માટે દૂધ મંગાવ્યું અને એક રકાબીમાં મગજનો લાડુ તથા પૂરી ખાવા આપ્યાં. હું બે દિવસની ભુખી હતી. નાસ્તાને ન્યાય આપ્યા પછી મારામાં કાંઇક ચૈતન્ય આવ્યું. મેં મારી એ માસીને તથા મામાને સઘળી વિતક વાર્તા કહી સંભળાવી. તેઓ મારા દુઃખથી દિલગીર થઇ મને આશ્વાસન આપવા લાગ્યાં અને અહીં મને સઘળું સુખ મળશે એમ આશા દેખાડવા મંડયાં.

બે ત્રણ દિવસ તો મને ત્યાં કાંઇ નવો અનુભવ થયો નહિ. પણ ચોથે દહાડે મારા સમજવામાં આવ્યું કે એ મામા–માસી બનાવટી હતાં, અને હું એક નરકસ્થાનમાં ફસાઇ પડી હતી, મને ત્યાંથી નાસી છૂટવાની ઇચ્છા થઇ; પણ એ કામ સહેલું નહોતું. મારો વિચાર એ મારી માસીના જાણવામાં આવતાં તેણે પોતાનું ખરૂં પોત પ્રકટ કર્યું, મને સખત શબ્દોમાં ધમકી આપી. થયું. મારૂં અધઃપતન એ દિવસથી આરંભાયું! અને દિવસે દિવસે હું હું પાપના ખાડામાં ધકેલાતી ગઈ. મેં તેમાંથી બહાર નીકળવા ઘણાંએ ફાંફાં માર્યાં; પણ હજુ સુધી મારો ઉદ્ધાર થઇ શકયો નથી.

શું હવે તમે એમ કહી શકશો કે એ નીચ કર્મમાં હું જાણી જોઇને પ્રવૃત્ત થઇ હતી? અજ્ઞાન અવસ્થામાં એકાદ ભુલ થતાં જીંદગીની જે અધમદશા થાય છે તેને સુધારવાની સમાજ તરફથી તક મળી શકતી નથી એ જ એક મોટી અફસોસની બીના છે. શું તમે એમ જાણો છો કે અમને પતિપત્નીના ઉંચા પ્રેમની મુદ્દલ કિંમત જ નહિ હોય? શું તમે એમ સમજો છો કે અમારૂં હૃદય

જીવલેણ ચેપી રોગો વધી પડશે, ડાકટરો અને દવાખાનાં ઉભરાશે, તેજ, વીર્ય અને પુરુષાર્થ કમી થશે. ગુલામી, ડર, ખુશામત અને અધર્મ વધી પડશે અને પછી ધીમે ધીમે આખા સમાજની પડતી દશા આવી જશે; છતાં અમારો ઉદ્ધાર કરવામાં સમાજ અભડાઇ જાય છે. કેવી વિલક્ષણ ભાવના છે? અમે અપવિત્ર છીએ, અમે પાંતકી છીએ; પણ આખરે અમે માણસ છીએ. પાપીનો તિરસ્કાર કરવાને બદલે તેની નિર્બળતા ઉપર દયા ખાવી જોઇએ. અમને ઉપદેશ આપનારાં મીશનો તૈયાર કરો, અમારી જીંદગી નિભાવવાનાં સાધનો અમને મેળવી આપો, અમારાં ઝેરમય જીવનમાં અમૃત રેડો અને અમને હડધુત કરવાનું છોડી દો તો અમે સીધે રસ્તે જવા તૈયાર છીએ. અમારામાંની ઘણી બાઇઓને આવાં જીવનનો કંટાળો આવેલો છે; પણ બીજો કોઇ ઇલાજ નહિ હોવાથી જ તેઓ એમાં સબડે છે.

દયા અને ધર્મને નામે પંકાએલા આ દેશમાં શું આવી નિર્દયતા યોગ્ય છે? કયાં સુધી અમને આવા પાપમાં સડવા દેશો? બાળપણની અમારી સાધારણ ભુલોનો શું આવો ઘોર દંડ હોઇ શકે? અમને અધમ અને ઉતરેલું ધાન્ય ગણનારાઓ શા સારૂ કૂતરાની પેઠે પુંછડી પટપટાવતા અમારે બારણે આવે છે? શું અમે છેક નિરૂપયોગી છીએ? વાંઢાઓ અને વિધુરોને અમે વધારે અત્યાચાર કરતા અટકાવીએ છીએ; પણ અમારો એ એક લુલો બચાવ ધ્યાનમાં લઇ સમાજમાં અમારી આટલી બધી જરૂર છે એમ કોઇએ માની લેવું નહિ. મારે તો માત્ર એક જ કહેવાનું છે કે: અમારી ઉપરનો તિરસ્કાર દૂર કરો અને સમાજમાં અમને સ્થાન આપો.

સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવો એ દેશની અસભ્યતાનું મુખ્ય ચિહ્ન છે. સમાજની નિર્દયતા અને નિષ્ઠુરતાને લીધે જ અમારી આવી દશા થઈ રહી છે, એ વાત હવે તો તમારા ધ્યાનમાં ઉતરી હશે. હું અનુભવ લેવા આ દેશમાં દરેક ઠેકાણે ફરી છું. મેં ઘણાં

પોતાની આંખ નહિ ઉઘાડે તો એ ભયંકર બદી વધી પડશે અને ધીમે ધીમે આખા દેશને બળહીન, બુદ્ધિહીન અને કાંતિહીન બનાવી મૂકશે.

મહાત્મા ગાંધીજી બ્રહ્મચર્યનો ઉપદેશ આપવાને બદલે પુરુષોને પોતાની પત્નીમાં જ પ્રસન્ન રહેવાનો ઉપદેશ આપતા હોય તો વધારે સારૂં છે. સમાજોમાં–સભાઓમાં અને મિટિંગોમાં નીતિ અને ધર્મનાં લાંબા લાંબા વ્યાખ્યાનો આપનારાઓ મધરાતને વખતે અમારાં ઘરોમાં હાજરી આપી જાય છે. સંન્યાસીઓ, ધર્માચાર્યો અને પંડિતો મહિનામાં પાંચ સાત વખત અમારા ઘરની મુલાકાત લીધા સિવાય રહેતા નથી. અને ભક્તિ તથા પ્રભુપ્રેમનાં કાવ્યો અને વાર્તાઓ લખનાર અમારૂં આતિથ્ય ફુરસદને વખતે સ્વીકારી જાય છે. દુનિયામાં બોલવું સહેલું છે; પણ આચરવું મુશ્કેલ છે. હું તો પોકારીને કહું છું કેઃ અમારા કરતાં વધારે પામર સ્ત્રી–પુરુષો સમાજમાં હયાતી ધરાવે છે અને તેનો કોઈ ઇન્સાફ તોળતું નથી. ખોટી નીતિએ, ખોટી પવિત્રતાએ દુનિયાનું જેટલું બૂરૂં કર્યું છે; તેટલું અમે નથી કર્યું. ધર્મને નામે જે ભયંકર પાશવતા આજે ચારે તરફ ચાલી રહી છે તે કમકમાટી ઉપજાવે તેવી છે.

મુંબઇ શહેરમાં કેટલાંક એવાં ખાનગી નરકસ્થાનો છે કે જ્યાં પશુતાની હદ આવી રહે છે. હું મારા અનુભવ ઉપરથી સાચું જ કહું છું કેઃ એવાં સ્થાનોમાં સંધ્યાકાળના અંધકાર વખતે સગાં બે ભાઇ બ્હેનને પશુક્રીડા કરવાનો સમય આવી જાય છે; છતાં તેઓ પવિત્રતાના નામ નીચે સમાજમાં ડાહ્યાં ડમરાં થઈ ફરી શકે છે અને અમને કોઇપણ જગ્યાએ ઉભાં રહેવાનું સ્થાન પણ મળતું નથી. શું આ થોડો અન્યાય છે? સમાજસેવકો હોવાનો દાવો કરનારાઓ કે સંસારસુધારકો ભલે ગમે તેટલાં બણગાં ફુંકે; પણ જ્યાંસુધી અમારાં પામર જીવનોને સુધારી સારે રસ્તે લેવાનું કામ હાથ ધરવામાં નહિ આવે ત્યાં સુધી દેશનો કદી ઉદ્ધાર થવાનો નથી. ભયંકર

માંથી મુક્ત કરવી જોઇએ. તેમની કરુણાજનક અને હૃદયવેધક સ્થિતિ જાણી લઇ તે લોકોમાં જાહેર કરવી જોઇએ અને તેમના પોષણને માટે પ્રમાણિક માર્ગ શોધી આપવો જોઇએ. મને આશ્ચર્ય થાય છે કે આપણા દેશની હિન્દુ–મુસલમાન બાઇઓ તો આ ધંધામાં ફસાય છે; પણ કેટલીક યુરોપિયન અને યુરેઝિયન બાઇઓ પણ આવો નીચ ધંધો ચલાવી રહી છે. સુધરેલા દેશની સ્ત્રીઓને શું આવું કર્મ શોભતું હશે?

પરિસ્થિતિના પ્રવાહમાં સપડાઈ એકાદ સ્ત્રીને જો એક વખત વેશ્યાવૃત્તિનો આશ્રય લેવો પડયો તો જીંદગીપર્યંત તેને તે જ ભયાનક અપ્રતિષ્ઠામાં પોતાનો જન્મ ગુમાવવો પડે છે, એટલું જ નહિ પણ તે સ્ત્રીના ઉદરમાંથી પેદા થએલાં સંતાનોને પણ એ જ ધંધો આગળ ચલાવવો પડે છે. આ તરફ સમાજે તથા આગેવાન લોક–નાયકોએ લક્ષ્ય આપી પામર સ્ત્રીવર્ગને આ અધોગતિમાંથી મુક્ત કરવો જોઇએ. વેશ્યાવૃત્તિ અગર દેહનું વેચાણ એ સડાનો પ્રચાર પાશ્ચાત્ય દેશમાં પણ છે; પરંતુ ત્યાં તેની વિરૂદ્ધ જોરથી હિલચાલ શરૂ થઈ છે. કેટલાંક કેળવાએલાં સ્ત્રી પુરુષોએ ગલ્લીએ ગલ્લીએ ફરીને આ ધંધામાં પડેલી અભાગિની અબળાઓની કરુણાજનક સ્થિતિ જાણી લીધી છે.

સ્ત્રીઓની અનીતિના માર્ગ તરફ પ્રવૃત્તિ કેમ થાય છે, તેમની પરવશતા–નિર્બળતાનો લાભ લઈ પુરુષો તેમને પાપના ખાડામાં કેવી રીતે નાંખે છે વગેરે બાબતોની તે દુઃખમાં પડેલી અનેક સ્ત્રીઓની સાક્ષીઓ પ્રકટ કરી, તેઓના સંબંધમાં વિલાયતની લોકલાગણી ઉશ્કેરી મૂકી છે અને રોમાંચ ઉભાં કરે એવાં પુસ્તકો છાપી તેમણે જગતની સામે સત્ય રજુ કર્યું છે; પણ અમારાં કમનસીબે આ દેશના લોકોનું લક્ષ આ તરફ ખેંચાયું નથી. સ્ત્રીવર્ગનો એક મોટો ભાગ કેવળ નિરૂપાયથી આ ધંધામાં પડી સાચા સુખને ગુમાવી બેઠો છે! સ્ત્રીઓને, આ મુડી વગરનો વેપાર કેવળ દરિદ્રતાને

સુધરેલાં કુટુંબો જોયાં છે. સુધારાને નામે જે ભયંકર સડો ચાલી રહ્યો છે, તેનું વર્ણન હું કરી શકતી નથી. સમાજમાં નિર્બળ સ્ત્રીઓ અને પાપી પુરુષો હંમેશ રહે છે. તેમને સુધારી સચ્ચરિત્ર બનાવવાનો એક ઉપાય શિક્ષણ છે; પણ તે ઉપરાંત સમાજની કેટલીક ખરાબ રૂઢિઓનો નાશ થવાની ખાસ જરૂર છે.

બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડાના લગ્નથી ઘણી સ્ત્રીઓ નાની ઉમ્મરમાંથી વિધવા થાય છે. વિધવાનું જીવન સમાજમાં ઘણું તુચ્છ મનાય છે. ઇંદ્રિયોની લાગણીઓ સામે થવાનું બળ જો તેમનામાં ન હોય તો તે અનીતિના રસ્તે ચડી જાય છે. જ્યાંસુધી એ વાત ગુપ્ત રહે છે ત્યાં સુધી તો ઠીક છે; પણ પાપ જાહેરમાં આવતાં કાં તો તેને ઝેર પીવડાવાય છે અને નહિ તો તેનો ત્યાગ કરાય છે. જેમને ઘરમાંથી કાઢી મૂકવામાં આવે છે, તેઓ શહેરોમાં જઇ ધંધા તરીકે વેશ્યાવૃત્તિ સ્વીકારે છે. નિર્દય સગાંઓનો આ શું ઓછો જુલમ છે? જે ક્રૂર પુરુષો વિધવાઓનાં અને કુંવારી કન્યાઓનાં જીવન ધુળમાં મેળવે છે, તેમને સમાજ તરફથી કાંઇ શિક્ષા મળતી નથી અને બિચારી અનાથ અબળાઓને એકાદ ભુલને પરિણામે મરણ-પર્યંત તિરસ્કાર, અપમાન અને કાળું કલંક સહન કરવાં પડે છે. અમને શું અમારો દેહ વેચીને પેટનો ખાડો ભરવાનું પસંદ પડતું હશે? મનુષ્ય જીવનની કિંમત શું અમે બિલકુલ નહિ સમજતાં હોઇએ? સમાજે અમારા વર્ગને એટલો નીચ ઠરાવ્યો છે કે તેનો જલદી ઉદ્ધાર થવો અશક્ય છે; પણ શું અમે હંમેશને માટે એ નીચ-તામાં રહેવા જ સરજાયાં છીએ? અમારી ભ્રષ્ટતા શું આ દેશની સભ્યતાને શોભે છે? સમાજ ક્યાં સુધી છતી આંખે અંધ રહેશે? દેશના ભાગ્યમાંથી ક્યારે આ દુરાચાર દૂર થશે?

અમારી મુક્તિ માટે પ્રથમ એક ફંડ એકઠું કરી સંસ્થા સ્થાપો. વિલાયતનાં સ્ત્રી પુરુષોની પેઠે હિન્દનાં સ્ત્રી પુરુષોએ વેશ્યાઓનાં રહે-વાનાં ઘરોમાં ફરી, તેમને ઉપદેશ તથા મદદ આપી એ નીચ ધંધા-

તેમની પ્રત્યે દયા રાખતાં શીખવું જોઇએ. પતિવ્રતધર્મ અમને પસંદ નથી એમ માનશો નહિ; પણ તેવો સારો આયુષ્યક્રમ મેળવવા માટે અમે નિરાશ થએલાં હોવાથી જ અમારે આવા ખરાબ રસ્તે આયુષ્ય પૂરૂં કરવું પડે છે. અમને જો સારો માર્ગ બતાવવામાં આવે તો અમે જરૂર આ ધંધો મૂકી દઇએ. અમને સારાં સારાં કામ શીખવી શકાશે અને પ્રમાણિકપણે ઉદરનિર્વાહ ચલાવવાની તજવીજ કરાવી શકાશે.

આ દેશમાં કોઇપણ કાર્ય નવેસરથી શરૂ થયું કે તે સંબંધી પોકારો તો થાય છે જ; પણ તેનાથી ડર્યા વિના અમારા ઉદ્ધારનો પ્રશ્ન હાથ ધરવો જોઇએ. વિલાયતમાં 'નેશનલ વિજીલન્સ એસોસિએશન' નામની સંસ્થા વેશ્યાઓના ઉદ્ધારના ઉદ્દેશ્યથી સ્થાપાએલી છે, અને તેનું કામ ઘણું સમાધાનીથી ચાલે છે; એવું મેં વાચ્યું છે. હિન્દમાં અત્યારે એવી સંસ્થાની ખાસ જરૂર છે. ભણેલા ગણેલા તરૂણોએ વેશ્યાવૃત્તિ સ્વીકારી ઉદરનિર્વાહ કરનારી સ્ત્રીઓ તરફ તુચ્છ નજરથી ન જોતાં, તેઓના આ ધંધાના મૂળનો લક્ષ્યપૂર્વક વિચાર કરવો જોઇએ.

કોઇપણ સ્ત્રીને દેહ વેચીને પેટ ભરવું ગમે જ નહિ. પોતાના મનનાં દુઃખો મનમાં જ દાબી દઇ આવું કુદરત વિરૂદ્ધનું નીચ કામ શું તેઓ હોંશથી કરતી હશે? આ દારૂણ યાતના આપનારી ગુલામગીરી તેમને શું પસંદ પડતી હશે? આવી અધમ પ્રકારની જન્મકેદમાં તેમને શું સુખ ભાસતું હશે? આ સર્વ પ્રશ્નોના જવાબ 'ના' માં આપવા પડશે. પણ તે કર્યા સિવાય તેમનો છૂટકો નથી. સમાજે અમને એટલા હલકા દરજ્જાની ગણેલી છે કે એ નરકમાંથી અમારો ઉદ્ધાર થવો અશક્ય થઇ પડયો છે. બિચારા પરોપકારી મીશનરીઓ અમને પાવન કરી પોતાના સમાજમાં ભેળવવા ઇચ્છે છે. અને મને ઘણીવાર આવા વિચિત્ર હિન્દુપણાને છોડી ખ્રિસ્તિ થઈ જવાનું મન થાય છે; પણ હું હજુ રાહ જોઉં છું. આટલો

લીધે કરવો પડે છે. પ્રમાણિકપણે પેટ ભરવાનો એક પણ માર્ગ તેમને સાધ્ય ન હોવાથી તેઓ આ ધંધો સ્વીકારે છે. કેટલીક વખત હિન્દુસ્થાનનાં માબાપો પોતાના પેટને અર્થે પાંચ પચ્ચીસ રૂપિયા લઇ, આવાં દેહવિક્રયનાં કારખાનાંઓ ચલાવનારને પોતાની નાની ઉમ્મરની બાળકીઓ વેચે છે.

વેશ્યાવૃત્તિને ફરજિયાત બનાવનાર દારિદ્ર છે; એટલું જ નહિ પણ બીજાંએ ઘણાં કારણો છે. પતિથી તજાએલી, પરપુરુષોથી ઉપાડી જવાએલી, ખરાબ સોબતવાળી, કજોડાંનાં લગ્નવાળી અને બાળવિધવા ઘણે ભાગે આ ધંધો આદરે છે. બાળલગ્ન, વૃદ્ધવિવાહ, મદ્યપાન, બળાત્કાર કે મનની દુર્બળતાથી એક વખત સ્ત્રીઓનો પગ આડો પડે છે અને તેમાંથી સુધરવાનો એક પણ માર્ગ ન હોવાથી એક સરખો અધઃપાત થતો જાય છે. આ દેશમાં વિધવાઓ પ્રત્યેની નિષ્ઠુરતા ઉપર જણાવેલા ધંધાને પોષક થઇ પડે છે. કહેવાની મતલબ એ છે કે પોતાની ઇચ્છાથી આવો અધમ ધંધો લઈ બેઠેલી સ્ત્રીઓનું પ્રમાણ સેંકડે દસનું પણ હોતું નથી. બળાત્કારથી ફસાએલી સ્ત્રીઓનું પ્રમાણ નેવુ ટકા હોય છે. આવી સ્ત્રીઓની શરૂઆતની જીંદગી એવાં જ કારખાનાંમાં ગએલી હોવાથી તેમને દુનિયામાં બીજો કોઇ સારો ધંધો છે, એ વાતની ખબર પણ હોતી નથી. દેહવેચાણના કારખાનામાં પોતાના માલિકની તિજોરી તર થાય તે માટે જે અસહ્ય વેદનાઓ સ્ત્રીઓને સહન કરવી પડે છે તેનાં વર્ણનો સાંભળી પત્થર જેવું હૃદય પણ પીગળી જશે.

આવાં નરકસ્થાનોમાં સપડાએલી સ્ત્રીઓ અભણ હોવાથી પોતાનાં દુઃખ યોગ્ય સ્થાને પહોંચાડી શકતી નથી. આવા પ્રસંગે સમાજસુધારકોનું કર્તવ્ય છે કે તેમણે અમારા ઉદ્ધારના કામને પવિત્રમાં પવિત્ર ધર્મ સમજવો જોઇએ. પ્રથમ પતિતોદ્ધાર ગૃહ સ્થાપી તેમાં રખડી પડેલી બાઇઓને રહેવાની તજવીજ કરવી જોઇએ. વેશ્યાઓ જન્મથી જ કુમાર્ગગામી નથી હોતી એ ધ્યાનમાં રાખી

# વિનોદિની

## પ્રાકૃતિક મનોધર્મ:

(૧)

હું ક્ષુદ્ર સ્ત્રી અર્થાત્ મારા આયુષ્યનાં સ્મરણો પણ ક્ષુદ્ર! તે જનતાની આગળ જાહેરમાં મૂકતાં આજ મને ક્ષોભ થાય છે. જે અદૃષ્ટને લીધે મનુષ્ય કોઇ વખત સુખના સાગર ઉપર તરે છે; તો કોઇ વખત દુઃખના ખાડામાં ધકેલાય છે એની મિમાંસા કરવા અદૃષ્ટ લેખક બ્રહ્મદેવ સિવાય કોઈ સમર્થ નથી. ભવિતવ્યતા ઉપર ઇશ્વર સિવાય કોઈની કાંઇપણ સત્તા નથી એમ જે ડાહ્યા માણસો કહે છે, એની સત્યતા મારા અનુભવમાં પૂરેપૂરી આવેલી છે. નિરંતર સુખ-શય્યા ઉપર આળોટનારા સુદૈવી પ્રાણીને ભવિતવ્યતાની અગાધ શક્તિ-સામર્થ્યની કલ્પના કદી ઉત્પન્ન થવાની નથી; પણ દુર્દૈવી પ્રાણી પ્રત્યેક પ્રસંગે ભવિતવ્યતા તરફ આંગળી દેખાડયા સિવાય રહેનાર નથી. હું ભવિતવ્યતાના સંબંધમાં બોલું છું તેનું કારણ એ છે કે હું એક અત્યંત દુર્દૈવી છું. મારૂં દુર્દૈવ આજ ઘણા દિવસથી મારી સાથે એક સરખો ખેલ ખેલે છે. આ ઉપરથી મને કાંઈ સુખના દિવસો મળ્યા નથી એમ સમજવાનું નથી. મારા બાળપણાના દિવસો

અધઃપાત થવા છતાં શું આ સમાજ નહિ જ જાગે ? સમાજસેવકો ! હવે તો હદ થઇ છે ! કૃપા કરી અમારા માટે પવિત્ર સંસ્થાઓ સ્થાપી ફરજિયાત-નાઇલાજે સ્વીકારવી પડેલી વેશ્યાવૃત્તિ નામશેષ કરવા કોઇક તો તૈયાર થાઓ ! !

હું બહુ દિલગીર છું કે આવી વાત આજ મારે આમ ખુલ્લે ખુલ્લી જાહેર કરવી પડે છે. સમાજ જ્યાંસુધી સંસારનાં દૂષણો તરફ આંખ મિચામણાં કરશે, ત્યાંસુધી આ મહા દોષો કોઇપણ રીતે અટકવાના નથી. દેશને અત્યારની અધોગતિ કરતાં પણ વધારે અધોગતિમાં તે ઘસડી જશે અને પરિણામે સર્વનો નાશ થશે. હિન્દુ સ્ત્રીપુરુષનો લગ્નસંબંધ સાંસારિક નથી, પણ ધાર્મિક છે. વિષયવાસનાની તૃપ્તિ માટે હિન્દુઓ વિવાહ કરતા નથી. પશુઓની પેઠે હરઘડી મનમાન્યો સંભોગ કરવાનો તેમનો ધર્મ નથી. વિવાહ સંસ્કાર એક ગંભીર પ્રતિજ્ઞારૂપે તેઓ સ્વીકારે છે. ઇશ્વરને સાક્ષી રાખી અતિ પવિત્ર ભાવથી જીવન પર્યંતને માટે તેઓ એકતામાં બંધાય છે; છતાં આશ્ચર્ય એ છે કે પુરુષ પોતાની નીચ વાસનાઓને તાબે થઇ, પોતાની પરણેલી પત્નીને દગો દઇ લગ્નનો કરાર તોડે છે અને વ્યભિચાર કરે છે. પરિણામે અમારા ધંધાને ઉત્તેજન મળતાં અમારી સંખ્યા વધે છે; પણ હવે એ પ્રશ્નમાં બેદરકારી રાંખવામાં હાની છે. સમાજસેવકોને મારો એટલો જ સંદેશ છે કેઃ તેમણે અમારા માટે સંસ્થાઓ ખોલી, અમને ભરત, ગુંથણ સીવણ વગેરેની તાલીમ આપી અમારો ઉદ્ધાર કરવો જોઇએ. પ્રભુ તેમના ઉપર તેથી રાજી થશે અને સારા સમાજનું કલ્યાણ થશે. '

તે બાઇની આ આત્માકથા સાંભળી હું અને મારી સ્ત્રી સ્તબ્ધ જ થઇ ગયાં. સમાજની પાસે વેશ્યાઓનો પ્રશ્ન રજુ કરવા આ કથા જેમની તેમ અહીં આપી છે.

કલેકટર થયા હતા. મારો ભાઇ મારા કરતાં બે વર્ષે મોટો હોવાથી અમે બન્ને સાધારણ સરખાં દેખાતાં હતાં. અમારી વચ્ચે અકથનીય પ્રેમ હતો, તેથી અમારા બાલ્યાવસ્થાના દિવસો બહુ સુખમાં ગયા છે. મારી આંખોમાં જરા આંસુ આવતાં ભાઇની આંખો પાણીથી છલકાતી. મતલબ કે અમારા બન્નેના મનોવિકાર એક જ હતા. અમે શાળામાં પણ સાથે જતાં હતાં. શ્રીકાંત મારા કરતાં બુદ્ધિમાન્ હતો. વર્ગમાં હંમેશાં તેનો નંબર પહેલો રહેતો. શાળામાં કેટલાક વિદ્યાર્થીઓ સાથે અમારે મિત્રાચારી હતી, તેમાં દિનકર નામના વિદ્યાર્થી સાથે સારો સ્નેહ જામ્યો હતો. તેને એક સ્કોલરશિપ મળતી હતી. અમારે ઘેર તે વારંવાર આવતો હતો. તે વિનયી, સુશીલ અને મિતભાષી હોઇ સ્વરૂપે પણ સુંદર હતો. પોતાના મીઠા સ્વભાવથી તે અમારા ઘરમાંના સર્વ માણસોનું પ્રીતિનું પાત્ર થઇ પડયો હતો. તેના પિતાની સ્થિતિ સાધારણ હતી. અમદાવાદમાં તે ભાડાની ઓરડીમાં રહી વિદ્યાભ્યાસ કરતો હતો. મારાં માતા પિતાને તેની ઉપર અસાધારણ પ્રેમ હતો. વારંવાર તેને અમારે ઘેર જમવાનું આમંત્રણ થતું. વરસ બે વરસમાં તો તે અમારા ઘરના એક માણસ જેવો થઇ રહ્યો હતો.

ગુજરાતી અભ્યાસ પૂરો થયા પછી હું અને શ્રીકાંત અંગ્રેજી નિશાળમાં જતાં હતાં; પણ પછી મને ચૌદમું વર્ષ બેઠું એટલે મેં શાળાને છોડી દીધી. શ્રીકાંત અને દિનકર મેટ્રિકમાં પાસ થઇ વધારે અભ્યાસ કરવા ગુજરાત કૉલેજમાં ગયા. મેં ઘર આગળ ગીતા, રામાયણ વગેરેનો અભ્યાસ શરૂ કર્યો. મને સોળમું વર્ષ બેસતાં હું પરણવા લાયક દેખાવા લાગી. મારા અવયવોમાં એ વખતે પૂર્ણતા પણ પાસ થઇ હતી એટલે ઘરમાં મારા લગ્નની ચર્ચા થવા લાગી. મારી આગળ પણ મારા લગ્નનો પ્રશ્ન દિવસમાં કેટલીએવાર આવીને ઉભો રહેતો. કેળવાએલાં માતાપિતા મારે માથે હોવાથી મારે તે સબંધી ચિંતા કરવાનું કાંઇ કારણ નહોતું; પરંતુ ઉમ્મરે હું મોટી થએલી હોવાથી

ઘણા સુખમાં ગએલા છે; પરંતુ તે બાળપણના સુખના રમ્ય દિવસો કલ્પનામાં પણ આવે નહિ એટલા જલદી પૂરા થઇ જાય છે કદાચિત્ હાલ પ્રાપ્ત થએલી વિલક્ષણ વિપદાવસ્થાને લીધે ગએલો સુખનો કાળ અતિ અલ્પ હતો એમ લાગતું હશે. ગમે તેમ હો; પણ એટલું ખરૂં કે તે રમ્ય બાળપણનું મને જ્યારે જ્યારે સ્મરણ થાય છે, ત્યારે ત્યારે હું હાલની મારી કષ્ટકારક સ્થિતિ ક્ષણવાર વીસરી જાઉંછું. તે સુખદાયક અવસ્થામાં જો મારી છેલ્લી ઘટિકા આવી હોત તો હું મને ભાગ્યશાળી સમજત; પણ એ વખતે આવો વિચાર આવ્યો હશે કે નહિ તે કાંઇ કહી શકતી નથી. સ્થૂળ દૃષ્ટિએ જોઇએ તો મૃત્યુના સંબંધમાં લૌકિક કલ્પના અત્યંત નિરાળી દેખાય છે. જુદી જુદી યાતનાઓ સહન કરનાર એકાદ દુર્દૈવી પ્રાણીનું મૃત્યુ થતાં લોકો 'છૂટયો બિચારો.' એમ કહી આશ્વાસન દેખાડે છે અને સુખસમૃદ્ધિમાં રહેલો એકાદ ભાગ્યશાળી માણસ મરણ પામતાં 'અરેરે બહુ ખોટું થયું' એમ કહી શોક બતાવે છે; પણ આ લૌકિક કલ્પનામાં મોટી ભુલ છે: સંકટોથી ડરી જઈ મૃત્યુનો આશ્રય શોધવો એમાં મનુષ્યનું મનુષ્યત્વ શું? મૃત્યુ સર્વના માથે છે. તે કયારે કોના ઉપર ઘેરો ઘાલશે તેનો કાંઇ નિયમ નથી; પણ સંકટ સમયે આશ્રય માટે તેને પાસે બોલાવવું એ ખરા ધૈર્યશીલનું લક્ષણ નથી. આ વિવેચન કરવા કરતાં પ્રત્યક્ષ અદૃષ્ટચક્રે મને કેવી કેવી ફેરવી છે એ લખવાનો આરંભ કરવો એ જ ઠીક છે.

મારૂં નામ વિનોદિની છે; પણ 'વિનુ' નામથી જ હું સર્વને પરિચિત થએલી છું. ઘરમાં સર્વ કરતાં મારી માતાનો મારી ઉપર વધારે પ્રેમ હતો. હું બાળપણમાં બહુ લાડકી હતી. અમારા ઘરમાં અમારૂં ચાર માણસનું કુટુંબ હતું. હું માતા, પિતા અને ભાઇ. માતાનું નામ અન્નપૂર્ણા, પિતાનું નામ શ્રીધર અને ભાઈનું નામ શ્રીકાંત છે. અમારૂં રહેવાનું ગામ કાઠીઆવાડમાં છે; પણ અમે ઘણા વખતથી અમદાવાદમાં રહીએ છીએ. મારા પિતા પ્રથમ મામલતદાર હતા અને પછી

હું મારા મન સાથે કહેવા લાગી: ' પ્રભો ! દિનકર સાથે જો મારા વિવાહ થશે તો મારા સરખી ભાગ્યવતી બીજી કોઇ નહિ ગણાય ! ' પિતાજીએ જે વખતે દિનકરનું નામ ઉચ્ચાર્યું, તે વખતે મારા હૃદયમાં કાંઇક ચમત્કારિક વિચારલહરી ઉત્પન્ન થઇ. મને લાગ્યું કે હર્ષની જ લહરી હશે. દિનકર સરખો સુસ્વરૂપ, સુશીલ અને બુદ્ધિમાન્ પતિ મળવો એ ઘટના મને ખરેખર મોટા ભાગ્યની લાગી. ગરીબ–નિર્ધન દિનકરનો સહવાસ જોડવામાં હું જે આટલું ભાગ્ય માનું છું તે બદલ કેવળ પૈસાને સુખનું સાધન ગણનાર મારી ભગિનીઓ મારૂં ઉપહાસ કર્યા સિવાય રહેશે નહિ; પણ ખરૂં સંસારસુખ કેવળ પૈસામાં નથી એ સુજ્ઞ મહિલાઓએ સહજ સમજવા જેવું છે. ખરૂં વૈવાહિક સુખ શેમાં છે એ કહેવું કઠીન છે તો પછી મારા સરખી અબળાને બાલ્યાવસ્થામાં ક્યાંથી સમજાય ? તથાપિ મારાં માતાપિતાએ મને જે શિક્ષણ આપ્યું હતું તેથી કેવો પતિ ઉત્તમ ગણાય તે હું સમજતી હતી. વળી તે સંબંધમાં વ્યવહાર, સમાજ અને ઉત્કૃષ્ટ ગ્રંથોના વાંચનથી મેં પુષ્કળ વિચાર પણ કર્યો હતો. મારાં માતા પિતાના એ સંભાષણના સમયથી લગ્ન થતાં સુધી મારા હૃદયમાં સારા ખોટા અનેક વિચાર નિત્ય ઘોળાતા હતા. મારી બાળબુદ્ધિ પ્રમાણે મને તે જ પતિ મળે એટલા માટે મેં ઇશ્વરની અનન્યભાવે પ્રાર્થના કરી.

જે દિવસે એ હકીકત બની તે દિવસે કાંઇ કારણ નિમિત્તે અમારા ઘરમાં લાડુનું જમણ થયું હતું. રોજના નિયમ પ્રમાણે સાયંકાળે દિનકર મારા ભાઇની સાથે બારોબાર શાળામાંથી અમારે ઘેર આવ્યો હતો. તે આવે કે તરત હું તેની સાથે ખુલ્લા મને વાતો કરતી અને કવચિત્ મશ્કરી પણ કરી લેતી; પરંતુ તે દિવસે કોણ જાણે કેમ હું તેને આવતો જોઇ એકદમ ઘરમાં પેસી ગઇ. મારી માતાએ મને રસોડામાં બોલાવી કહ્યું: ' વિનુ ! આ ચાર લાડુ લે અને બે શ્રીકાંતને અને બે દિનકરને દઇ આવ. '

ઘરમાં જે કાંઇ નવું બનાવ્યું હોય તે સર્વની સાથે દિનકરને

અને મેં થોડું ઘણું શિક્ષણ લીધેલું હોવાથી મારા લગ્નની સ્વાભાવિક ચિંતા થતી હતી. માતાપિતાની સ્થિતિ પણ મારા જેવી જ હતી. પુત્રીનાં લગ્નની માતાપિતા ઉપર કેટલી જવાબદારી છે અને તે વખતે એ કેટલી ચિંતામાં આવી પડે છે તેનો ખ્યાલ બીજાને આવે તેમ નથી. 'છોકરી મોટી થઇ છે, હવે કયાંસુધી આમ શાંત બેસી રહેશો' એવા એવા શબ્દો માતા હંમેશ પિતાને કહેતી અને તેઓ તેના જવાબમાં બોલતા કેઃ 'તું કહે છે તે હું સઘળું સમજું છું. મારો પ્રયત્ન એ દિશામાં ચાલુ છે. છોકરી મોટી થઇ છે તેથી તેને ગમે ત્યાં ફેંકી દેવાની નથી.' આ પ્રમાણે તેમનું સંભાષણ ઘણી વખત મારા કાન ઉપર આવતું. એક દિવસ દાદર ચડી મેડી ઉપર જતાં મેં તેમનું બોલવું સાંભળ્યું. ચોરીને સાંભળવું અનુચિત હતું; પણ મારા લગ્નના સંબંધમાં એ વાતચિત હોવાથી મારી જીજ્ઞાસા વૃત્તિએ મને તે ચોરી કરવા સ્વાભાવિક પ્રવૃત્ત કરી. હું ધીમેથી છુપાઇ રહી તેમના વચ્ચેની વાતચીત સ્પષ્ટપણે સાંભળવા લાગી. પિતાજીએ કહ્યું:–'શા ઉપરથી તું આ પ્રમાણે કહે છે?'

માતાએ કહ્યુંઃ 'શા ઉપરથી એટલે? હું કાંઇ ખોટું બોલતી નથી. મેં તે છોકરીને પૂછયું નથી, પણ પૂછીશ તો તે શું કહેશે? તેના લગ્નની ઉમ્મર થઇ નથી એમ કહી હવે કેટલા દિવસ બેસી રહેવું?'

'ત્યારે મારૂં કહેવું કબુલ કર્યા સિવાય તારો બીજો ઇલાજ નથી.'

'મારે તે કબુલ છે. આપ કહેતા હતા કે છોકરો ગરીબનો છે; પણ ગરીબ હોવા છતાં તે સ્વરૂપે સુન્દર છે. શરીરે સુદૃઢ અને બુદ્ધિનો સારો છે, તેને આપણે થોડો ટેકો આપીશું તો તે પોતાનું ભાગ્ય ખીલવ્યા વિના રહેશે નહિ.'

'તો આજ હું દિનકરના પિતાને પત્ર લખું છું.' એમ કહી પિતાજી દિવાનખાનામાં ચાલ્યા ગયા અને માતા રસોડામાં ગઇ.

## કુટુંબજાળ

(૨)

પિતાજીએ દિનકરના પિતાને પોતાનો વિચાર જણાવ્યો. તેમણે ઘણા આનંદથી તેમાં પોતાની સંમતિ દેખાડી અને ખુલ્લા મને કૃતજ્ઞતા વ્યક્ત કરી. મારી માતાદ્વારા મારો વિચાર પિતાએ જાણી લીધો અને તે જ પ્રમાણે દિનકરને પણ તેમણે પૂછાવી જોયું. માર્ગશીર્ષ મહિનામાં અમારા વિવાહ થયા. મારી મનોવાંચ્છના પૂર્ણ થએલી હોવાથી મને એ વખતે જે આનંદ થયો હતો તે અવર્ણનીય હતો. મેં મનમાં ને મનમાં ઈશ્વરનો અને મારાં માતાપિતાનો અનંત ઉપકાર માન્યો. મને તેમણે 'અખંડ સૌભાગ્ય' કહી આશીર્વાદ આપ્યો. સાસરે જવાની તૈયારી થતાં મને કાંઈક ચિંતા થઈ; પણ ત્યાં ગયા પછી સર્વ માણસોનો પરિચય થતાં હું આનંદથી રહેવા લાગી. મારા સાસરાંની સાંપત્તિક સ્થિતિ સાધારણ હોવાથી મારાં માતાપિતાને મારા સંબંધમાં ફીકર પેઠી હતી. તે ધીમે ધીમે દૂર થવા માંડી. હું અમદાવાદ જેવા શહેરમાં રહેલી હોવાથી ગામડામાં મને કેમ ગમશે એવો મને વિચાર આવ્યો હતો; પરંતુ સાસરાનું ગામ જોયા પછી એ વિચાર દૂર થયો હતો. તે ગામ નાનું હતું, પણ બહુ સુન્દર હતું. મારા સસરા ત્યાં પ્રસિદ્ધ વૈદ્ય હતા. તેમનો સ્વભાવ પ્રેમાળ અને દયાળુ હોવાથી તેઓ ગરીબોને મફત ઔષધ આપતા હતા. આસપાસનાં ગામડાંઓમાં તેમનો વ્યવસાય ઠીક ચાલતો હતો, તેમનો કુટુંબ પરિવાર સાધારણ રીતે મોટો હતો. તેમને ચાર પુત્રો અને બે પુત્રીઓ મળી છ સંતાન હતાં.

સસરાને મારા ઉપર અત્યંત સ્નેહ હતો. પોતાના મિત્રોમાં મારાં વખાણ કરતાં હું તેમને ઘણી વખત સાંભળતી હતી. મારી એક નાની નણંદ કૃષ્ણા અને નાના દિયર રસિકલાલ પણ મને ઘણુંજ ચહાતાં હતાં. પણ મારાં સાસુના પ્રેમનું પાત્ર હું બરાબર થઈ શકી

પણ મળે એવો નિયમ હતો. હંમેશ સાયંકાળે ભાઈની સાથે તે આવે કે તરત હું તે બન્નેને માટે કાંઈપણ ખાવાનું લઈ જતી; પરંતુ તે દિવસે માતાએ કહ્યું કે તરત જ મારી સ્થિતિ મોટી ચમત્કારિક થઈ. મને તે વખતે શું થયું તે કહેવું કઠીન છે. હું ગભરામણમાં પડી ગઈ. મેં એકાએક કહ્યું: ‘ માતા ! હું ત્યાં જવાની નથી. ’

તેણે પૂછ્યું: ‘ કેમ ? ’

તેના એ પ્રશ્નથી તો મારી અવસ્થા પહેલાંના કરતાં પણ અધિક ચમત્કારિક થઈ. તેને શું ઉત્તર આપવો તે મને સૂઝયું નહિ. મારી એ દશા માતાના જાણવામાં ન આવે એટલા માટે વાતને ફેરવી નાંખી મેં કહ્યું:–‘ બા, લાવ તે લાડુની રકાબીઓ, હું આપી આવીશ. ’

મારી માતાના લક્ષમાં કાંઈ આવ્યું નહિ. હું તરત એ રકાબીઓ લઈ ભાઈના રૂમમાં ગઈ અને તેમાંની એક ભાઈના હાથમાં આપી, બીજી ધ્રુજતે હાથે દિનકરના પગ આગળ મૂકી. તરત બહાર નીકળી. બહાર જતી વખતે છુપી રીતે દિનકર સામે જોઈ લેવું એવો વિચાર મારા મનમાં આવ્યો; પણ તેમ કરવું તે વખતે મને અનુચિત લાગ્યું. હું રસોડા તરફ જવા લાગી એટલામાં ભાઈએ મને બોલાવી અને પાણીના બે ગ્લાસ લઈ આવવા કહ્યું. પાણી લઈને જવું એ બહુ કઠીન કામ નહોતું; પણ તે દિવસ તો મને મુશ્કેલી ભરેલું લાગ્યું. આખરે બે સ્વચ્છ પ્યાલાઓ ભરી હું ત્યાં ગઈ. જતી વખતે મારી છાતી ધડક ધડક થવા લાગી, હાથ કંપવા લાગ્યા અને પગ પાછા પડવા માંડયા. આમ શા માટે થયું હશે ? ભયથી થયું કહીએ તો હૃદયમાં ભય ઉત્પન્ન થવાનું કાંઈ કારણ નહોતું. મહા મુસીબતે હું ત્યાં ગઈ અને બારણામાં જ બે પ્યાલા મૂકી પાછી ફરી. આમ શા માટે થાય છે એ બાબત મેં મારા મનને પુષ્કળ પૂછ્યું; પણ કાંઈ ઉત્તર મળ્યો નહિ. મને લાગે છે કે એમ થવાનું કારણ કેવળ સ્ત્રીઓનો વિચિત્ર પ્રાકૃતિક મનોધર્મ !

સાન્દર્યવતી અને શ્રીમંતની પુત્રી હતી એ હતો અને ચોથો અપરાધ ગામના લોકો મને સદ્ગુણી કહેતા તે હતો. 'વિનુ અત્યંત સદ્ગુણી, ચતુર અને વિનયશીલ છે' એવું જ્યારે સસરાજી ઘરમાં કહી બતાવતા; ત્યારે મારી જેઠાણી, દેરાણી અને મોટી નણંદ મનમાં બળી જતાં. મારા જેઠને નડીઆદમાં મામલતદારની કચેરીમાં વીસ રૂપિયા માસિક પગારની નોકરી હતી; પણ તેમને ચાર છોકરાં હતાં એટલે એટલામાં પૂરૂં થતું નહોતું તેથી તેઓ છોકરાંને 'પાણી માફક આવતું નથી' એમ કહી ઘેર મૂકી જતા હતા. પિતાજીને મદદ કરવામાં તેમનો પગાર ટૂંકો હતો; પણ ખાનગી રીતે બૈરી ઉપર દર મહિને પાંચ રૂપિયા તેઓ સહેલાઇથી મોકલી શકતા. મારા વચેટ દિયર ભાસ્કરરાવ બહુ સ્વચ્છંદી હતા. તેઓ ક્યાં ફરે છે અને ક્યારે ઘેર આવે છે એનો કાંઇ નિયમ નહોતો. તેમને ગાંજા વગેરેનું દુર્વ્યસન લાગુ પડ્યું હતું. તેમની સ્ત્રી એ બાબતમાં તદ્દન બેદરકાર હતી, પ્રત્યક્ષ પતિ સંબંધમાં સ્ત્રીએ એટલું નિષ્કાળજીપણે વર્તવું એ બાબત મને બહુ ખેદ થતો અને કવચિત્ કવચિત્ હું તેને ઉપદેશ પણ આપતી; પરંતુ તેનું કાંઇ સારૂં પરિણામ આવતું નહિ. હિન્દુ અવિભક્ત કુટુંબના બીજા ગમે તેટલા ફાયદા હોય; પણ ગૃહકલેશ એ એક મોટામાં મોટો ગેરફાયદો છે. સઘળાં માણસો એક સરખા સ્વભાવનાં હોતાં નથી. તેમની વચ્ચે વારંવાર કલહ થાય છે. અમારા ઘરમાં પણ એમ જ થતું. મારી સાસુ ભોળાં અને કાચ્ચા કાનનાં હતાં. ભાસ્કરરાવની સ્ત્રી તેમના પિયરની હતી. તેના ઉપર તેમનો વિશ્વાસ હતો; પણ એ બાઇનો સ્વભાવ વિચિત્ર હોવાથી તે સાસુજીને ભંભેરીને ભૂત બનાવતી.

મારા સસરાજી એ કુટુંબકલેશથી છેક કંટાળી ગયા હતા. બાર પંદર માણસનું ગુજરાન ચલાવવું અને તે ઉપરાંત કલેશ સહન કરવો એ એમને મન અસહ્ય થઇ પડ્યું હતું. હમણાં હમણાં એમની તબીયત લથડતી જતી હતી. એક રાત્રે તેમને થોડો તાવ ચડ્યો

નહોતી. મારી જેઠાણી તથા દેરાણી ક્ષુદ્ર બુદ્ધિનાં હતાં અને તેઓ તેમને વારંવાર ભંભેરતાં હતાં. મારાં માતાપિતાએ મને સારું શિક્ષણ આપેલું હોવાથી સર્વની સાથે પ્રેમથી વર્તવાની મારી ઉત્કટ ઇચ્છા હતી; પરંતુ ઘરમાંની કેટલીક રીતભાતથી મને કોઇ કોઇ વખત રડવું આવી જતું. સમાજ પદ્ધતિએ જોઇએ તો આર્ય સ્ત્રીઓને સાસુ એક દેવી પ્રમાણે પૂજ્ય છે. તેની યોગ્યતા એટલી ઉત્તમ છે. જેના પુત્રરત્નથી વહુ સૌભાગ્યવતી બની જગતમાં કીર્તિમાન થાય છે એ સાસુની યોગ્યતા દેવી તુલ્ય હોય એમાં આશ્ચર્ય પણ શું? મને પણ એમ જ થતું, સાસુને સંતુષ્ટ રાખવા હું સઘળા પ્રયત્ન કરતી; પણ તે સફળ થતા નહિ. હું શ્રીમંતની પુત્રી હોવાથી મારા માટે તેમના હૃદયમાં પ્રથમથી જ ખોટો ભાસ બંધાઇ ગયો હતો. ખરૂં કહું તો હું સર્વની સાથે વિનયથી વર્તતી હતી, કામમાં કદી પણ કંટાળો લાવતી નહોતી અને સર્વની આજ્ઞામાં રહેતી હતી; છતાં સર્વના પ્રેમનું પાત્ર થઇ શકી નહોતી. મને તેથી ઘણી વખત એમ થતું કે મારામાં કાંઇક દોષ હોવો જોઇએ. આખરે સાસરાનાં સર્વ માણસોનો બરાબર પરિચય થતાં મારા દોષ મારા લક્ષમાં આવ્યા.

મારો પહેલો દોષ મને સ્વચ્છતાથી રહેવાની પડેલી ટેવ એ હતો. સસરાજીએ પોતાના ચારેય પુત્રોને એક એક સ્વતંત્ર ઓરડી આપી હતી. મારા સ્વામીને મળેલી ઓરડી હું સ્વચ્છ રાખતી. તેમાંનો સામાન વ્યવસ્થિત ગોઠવતી. મારા પિતાએ મને એક પલંગ, ત્રણ ચાર ખુરસીઓ, એક ટેબલ અને બે નાના કબાટ આપ્યા હતા. વળી જ્યારે જ્યારે હું પિયરથી આવતી ત્યારે ત્યારે કાંઇ ને કાંઇ સાધન લેતી આવતી. તેથી મારી ઓરડી સારી દેખાતી પરંતુ મારા એ વ્યવસ્થિતપણા બદલ ઘરમાં કેટલાંકને વૈષમ્ય લાગતું. કોઇ કોઇ તો મને મડમ સાહેબ કહી બોલાવતાં. મારો બીજો દોષ મને લખતાં વાંચતાં આવડતું એ હતો. 'સ્ત્રીઓને ક્યાં કારકુની કરવા જવું છે?' એમ કહી તેઓ મારી ચર્ચા કરતાં. મારો ત્રીજો અપરાધ હું

ડાક્ટરની દવા શરૂ કરાવવાનો પોતાનો વિચાર દેખાડયો. મને તે વિચાર પસંદ પડયો.

થોડીવાર પછી એકાંત મળતાં તેમણે મને પૂછ્યું: 'પણ પૈસાની વ્યવસ્થા શી રીતે કરીશું ? મારી પાસે તો એક પાઈ પણ નથી. તેમ જ ઘરમાં કાંઇ હશે એવી પણ આશા નથી.'

મેં તેમને હિંમત આપતાં કહ્યું:–'પૈસાના સંબંધમાં ચિંતા કરવાનું કારણ નથી, અમદાવાદ જતાં સુધીનો સવડ મારી પાસે છે. ત્યાં ગયા પછી મારા પિતાને કહી બીજા રૂપિયાની વ્યવસ્થા કરીશ.'

પૈસાની ચિંતા દૂર થતાં બીજે દિવસ અમે અમદાવાદ ઉપડી ગયાં અને ત્યાં એક ભાડાનું મકાન લઇ ઉપચાર શરૂ કરવા લાગ્યાં. પણ તેમની પ્રકૃતિમાં કાંઇ સુધારો થયો નહિ. ઉલટું ત્યાં એક દુઃખ વધ્યું. સંકટાવસ્થાનો એક વખત આરંભ થાય છે એટલે તેની પરંપરા વધતી જ જાય છે. અમદાવાદમાં મારા પિતાનો આશ્રય હતો; પણ મુંબઇમાં એકાએક મારો ભાઇ બિમાર થઇ જવાથી તેમને ત્યાં જવું પડયું. મારી સ્થિતિ આ વખતે કેટલી અનુકંપનીય થઇ હશે; તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. મારી લેખિનીમાં એ લખવાનું સામર્થ્ય નથી. તે પ્રસંગનું સ્મરણ થતાં મારાં નેત્રો અત્યારે પણ દુઃખાશ્રુથી ભરાઇ આવે છે. મારા સસરાની પ્રકૃતિ બગડતી જતી હતી, તેમાં વળી અમને પૈસાની ચિંતા થઇ પડી હતી. શહેરનું ખર્ચ, દવાદારૂનું ખર્ચ, ડૉકટરોનાં બીલનું ખર્ચ વગેરેને પહોંચી વળવા અમારી પાસે કાંઇ સાધન નહોતું. મારા સ્વામી એ ચિંતામાં એક દિવસ એક ખુણામાં આંસુ પાડતા બેઠા હતા. તેમની તે દૈન્યાવસ્થા જોઇ મારૂં હૃદય વિંધાઇ ગયું. મેં તેમને હિંમત આપતાં કહ્યું:

'આપ મુદ્દલ ચિંતા કરશો નહિ. મારો એકાદ દાગીનો બજારમાં વેચી સઘળા કરજનો નિકાલ કરી દ્યો.'

મારૂં એ કથન સાંભળી તેઓ વિસ્મિત અને દુઃખિત નજરે મારા તરફ જોઇ બોલ્યા: 'તારા દાગીના બજારમાં જઇ વેચવા જેટલો શું હું નિર્દય થઇ શકું ?'

અને તે ધીમે ધીમે વધવા લાગ્યો. સાત આઠ દિવસમાં તો મંદવાડનું સ્વરૂપ દેખાવા માંડયું. તેઓ પોતાની યોજના પ્રમાણે મને ઔષધ તૈયાર કરવાનું કહેતા અને લેતા; પણ કાંઇ ફરક પડતો નહિ. તેમની સ્થિતિ એવી હતી છતાં ગૃહકલેશ એક સરખો ચાલુ હતો. 'આ બખેડો ઘરમાં જ્યાં સુધી ચાલશે ત્યાંસુધી મારા કુટુંબમાં સારા દિવસ આવવાના નથી.' એમ તેઓ વારંવાર બોલતા અને તેમાં સત્ય પણ હતું. જે કુટુંબમાં અંદરોઅંદર દ્વેષ, ઇર્ષ્યા, કુસંપ અને અભદ્ર શબ્દોનો ઉચ્ચાર અક્ષય ચાલુ હોય તે કુટુંબમાં સુખ અને શાન્તિ ન હોય એમાં શું આશ્ચર્ય છે? સસરાજીના મંદવાડમાં તેમની સર્વ સુશ્રુષા હું એકલી જ કરતી હતી. મારા સિવાય બીજાના હાથની વ્યવસ્થા તેમને રૂચતી નહોતી. તે વખતે મને મદદ કરવામાં એક કૃષ્ણા હતી. પોતાની શક્તિ પ્રમાણે તે રાતદિવસ મારી સાથે સામેલ થતી હતી. દશ દિવસ પછી સસરાજીની પ્રકૃતિ બહુ જ બગડી. કૃષ્ણા ઉમ્મરે નાની હતી, પણ બહુ શાણી હતી. એક દિવસ તે તેના પિતાની પથારી આગળ બેસી રડતી હતી. હું ત્યાં જઇ ચડી. પિતાના નિસ્તેજ મુખ તરફ જોઇ અશ્રુપૂરિત નયને મારા તરફ પણ તેણે જોયું. તે વખતે મારૂં હૃદય ચીરાઇ ગયું. મેં તેને છાતી સરસી ચાંપી, ધીરજ આપી અને સસરાજીને પૂછ્યું: 'અમદાવાદ કાગળ લખી તેડાવું?'

'તે આવીને શું કરશે? તું પ્રભાકરને પત્ર લખ. તે સર્વમાં મોટો છે, તેથી પાસે હોય તો સારૂં. દિનકરના આવવાથી તેના અભ્યાસને નુકસાન થશે.'

મેં તેમની આજ્ઞા પ્રમાણે મારા જેઠને એક પત્ર લખ્યો અને બીજો પત્ર મારા સ્વામીને પણ લખ્યો. ચોથે દિવસે પ્રભાકરભાઇનો પત્ર આવ્યો તેમાં 'રજા મળતી નથી' એમ લખ્યું હતું. અમે જ્યાં એ પત્ર સસરાજીને વાંચી સંભળાવતાં હતાં ત્યાં તો અમદાવાદથી સ્વારી આવી પહોંચી. તેમણે એકદમ પિતાજીને નમસ્કાર કરી કુશળ વર્તમાન પૂછ્યા અને તેમની ચિકિત્સા કરી તેમને અમદાવાદ લઇ જઇ સારા

'વિનુ ! તું સર્વમાં સમજણી છે. માટે સર્વને સારો માર્ગ દેખાડજે.' તેમના એ શબ્દો સાંભળી સર્વનાં નેત્રોમાં પાણી આવ્યાં.

થોડીવાર સ્તબ્ધ રહીને ફરી બોલ્યાઃ 'દિનકર ! સહુની સંભાળ રાખજે. તમને સર્વને કુશલાવસ્થામાં જોઇ હું જાઉં છું. એટલો મને સંતોષ છે.' તેમના એ ઉદ્‌ગારોથી તો અમારા સર્વનાં હૃદય ભરાઇ આવ્યાં.

મેં આંસુ લુછી કહ્યું:–' પણ અમારાથી આપને દુઃખ જ મળ્યું છે. સુખની ઘટિકા મુદ્દલ આવી નથી.'

તેમનો અંતકાળ પાસે આવ્યો હતો. તેઓ લથડતા અવાજે બોલ્યાઃ 'નહિ, મારી સંસારયાત્રા સુખમાં જ પાર પડી છે.'

થયું. તેઓ છેલ્લું એ વાકય બોલ્યા. તેમની વાચા બંધ થઈ ગઇ. નેત્રો બીડાઇ ગયાં શ્વાસ ધીમે ધીમે ક્ષીણ થઇ બંધ પડયો, અને શરીરમાંનું સર્વ ચૈતન્ય લુપ્ત થઇ ગયું. અમને સર્વને દુઃખના સાગરમાં મૂકી તેઓ ચાલ્યા ગયા !

## મારી કસોટી :

(૩)

હાય ! કેવો તે ભયંકર પ્રસંગ ! એ પ્રસંગનું શબ્દચિત્ર આલેખવા મારી લેખિની તદ્દન અસમર્થ છે. સસરાજી ઉપર સર્વને અસાધારણ પ્રેમ હતો. તેમના સ્વર્ગવાસથી સર્વનાં હૃદય રડી ઉઠયાં. કૃષ્ણાનો અને મારો શોક તો અપાર હતો; છતાં જેમ જેમ દિવસો જવા લાગ્યા. તેમ તેમ એ દુઃખ ઓછું થવા લાગ્યું. મનુષ્યનો ખરો સખા એક કાળ માત્ર છે. હળવે હળવે દુઃખ હલકું કરી મનુષ્યને જુદી પરિસ્થિતિમાં લાવી મૂકનાર માર્ગદર્શક એક કાળ જ છે. કાળના વિલક્ષણ ઘટનાચક્રથી અમારૂં દુઃખ દૂર થયું; પણ તે સાથે નવીન સંસારભાર એકાએક શિરપર પડવાથી બીજી ચિંતા ઉદ્‌ભવી. મારા નાના દિયર એમની સાથે મુંબઇમાં ભણતા હતા. ભાસ્કરરાવના વર્ત્તન વિષે તો હું આગળ જણાવી

'એમાં નિર્દયપણું શેનું ? આવા પ્રસંગે એટલું કઠોર મન પણ કરવું જોઇએ.' એમ કહી મેં મારા હાથનાં સોનાનાં કડાં કાઢી આપ્યાં. મારૂં એ કૃત્ય તેમને મોટા આભારરૂપ લાગતાં તેમનું હૃદય સ્વાભાવિક ભરાઇ આવ્યું. તે કૃતજ્ઞતાથી મારો હાથ પકડી બોલ્યા:

'વિનુ ! આ દાગીના કેવળ તારા ગરીબ પતિને માટે તારે દૂર કરવા પડે છે, તે બદલ મને ક્ષમા કર.'

તેઓ પોતાને દરિદ્રી માનતા હતા; પણ મને તેમ લાગતું નહોતું. મારા પતિ વિશ્વભૂપતિ પ્રમાણે ઐશ્વર્યશાળી છે, એમજ મને લાગતું હતું. તેમને હું મારૂં સર્વસ્વ સમજતી હતી. તે દરિદ્રી છે એવી કલ્પના સ્વપ્નમાં પણ મારા મનમાં આવી નથી. હું પોતે જ્યારે તેમની હતી, ત્યારે મારા દાગીના પણ તેમના જ હોય એમાં શું આશ્ચર્ય ? મેં તેમને જવાબ આપ્યો:

'કૃપા કરી એવું એવુ બોલી મને શરમાવશો નહિ. મારા અંગ ઉપરના સર્વ અલંકાર આપના જ છે. તેનો ઉપયોગ કરવામાં આપ શા માટે સંકોચ રાખો છો ? આપના સુખ સારૂ એ કાચની બંગડીઓ પહેરીને પણ હું સંતોષ માનીશ.'

તેઓ આવા પ્રસંગને માટે ક્ષણે ક્ષણે અનુતાપ દર્શાવી પોતાનો ધિઃક્કાર પ્રકટ કરવા લાગ્યા; પણ તે દાગીના વેચ્યા સિવાય બીજો ઇલાજ નહોતો. બજારમાંથી તેના ચારસો રૂપિયા ઉપજ્યા. અને એ રીતે હાલ તરતને માટે એક ચિંતા દૂર થઇ.

તે રાત્રે સસરાજીએ મને પાસે બોલાવીને કહ્યું: 'વિનુ ! મારો હવે કાંઇ ભરોંસો નથી; માટે તમે મારાથી દૂર રહેશો નહિ.' તેમના એ ઉદ્‌ગાર સાંભળી મારી અવસ્થા મોટી ચમત્કારિક થઇ ગઇ. અમે સઘળાં માણસો તેમની પાસે જાગતાં બેઠાં. જેમ જેમ રાત વિતવા લાગી તેમ તેમ સ્વરૂપ બદલાવા માંડયું. પરોઢીએ ચાર વાગતાને સુમારે પોતાની મરણઘટિકા છેક નજીક આવેલી જણાતાં પ્રેમપૂરિત દૃષ્ટિ મારા તરફ ફેરવીને સસરાજી બોલ્યા:

સમય કઠીન છે: પણ તેમાં ટકી રહેવા જેટલું સાધન મારી પાસે છે. મારા મનને ક્લેશ થાય એમ ધારી આપે ખરી બાબત લખી નથી; તેથી માનસિક વ્યથા જાણવા જેટલી વિશ્વાસપાત્ર આ દાસીને આપ સમજતા નથી, એવો સંશય મને આવે છે. મારા ઉપર જો થોડો પણ વિશ્વાસ હોય તો હું મને મોટી ભાગ્યવતી ગણીશ. આપ પરીક્ષામાં પાસ થશો ત્યાં સુધી સઘળો વ્યવહાર હું ચલાવીશ. તેને માટે આપ જરા પણ ચિંતા કરશો નહિ. આ પત્ર સાથે એક દાગીનો મોકલ્યો છે તે વેચીને જે રૂપિયા આવે તે આપની પાસે રાખજો. મારા પિતાજી તરફથી દર મહિને જે દસ રૂપિયા મળવાના છે, તે આપને ત્યાં મળી જાય એવી મેં વ્યવસ્થા કરી છે. તે દસ અને આ દાગીનામાંથી ઉપજેલા પૈકી પંદર મળી દર મહિને પચીસ રૂપિયા માતુશ્રીના નામ ઉપર અહીં મોકલતા રહેજો. હું અહીં આ બધી વ્યવસ્થા કરી લેત; પણ માતુશ્રીને માઠું લાગવાનો સંભવ હોવાથી તેમ કર્યું નથી. આ વાતમાં જરાપણ સંકોચ આપ કરશો નહિ. મારા ઉપર જ્યારે આપની સર્વ પ્રકારની સત્તા છે; ત્યારે મારી વસ્તુઓ ઉપર તે હોય તેમાં શું આશ્ચર્ય છે? જરૂર પડતાં સર્વ દાગીનાઓ આપના તરફ મોકલી દઇશ. આપને સુખી જોવામાં જ મારા મનનું સમાધાન છે. અને તેમાં જ હું મારૂં મુખ્ય ભુષણ સમજું છું. નાના ભાઇને મારા આશીર્વાદ કહેશો : —આપની નમ્ર વિનુ.'

પત્ર મોકલ્યા પછી ત્રણ ચાર દિવસે મારા નામના બે પત્રો આવ્યા. અક્ષરો ઉપરથી તે ક્યાંથી આવ્યા છે એ હું સમજી ગઇ, એક મારા નાના દિયરનો અને બીજો મારા સ્વામીનો પત્ર હતો. પ્રથમ મેં સ્વામીનો પત્ર વાંચવાનો આરંભ કર્યો:—

'પરમપ્રિય સૌ. વિનુ, 31,169

પ્રેમપૂર્વક આશિર્વાદ, તારો પત્ર અને દાગીનો બન્ને મળ્યાં. તારા આવા કાર્ય માટે તને ધન્યવાદ આપવો કે ઠપકો દેવો એ મને સૂઝતું નથી. તારાં પ્રત્યેક કાર્યથી હું તારો અધિકાધિક ઋણી થતો

ગઇ છું. મારા જેઠનો પગાર ટુંકો હતો. આવી પરિસ્થિતિમાં સઘળો ભાર મારા સ્વામીની ઉપર આવી પડયો. મને મારા પિતાજી તરફથી દસ રૂપિયાની મદદ મળી હતી અને દર મહિને એ પ્રમાણે મોકલવાનું અભિવચન આપ્યું હતું. મેં એક મહિનો જેમ તેમ કરી ચલાવ્યું; પણ એટલામાં ઘરનો વ્યવહાર ચાલવો કઠીન હતો. હું મહા ચિંતામાં પડી ગઇ હતી, ત્યાં એક દિવસ મુંબઇથી પચીસ રૂપીઆ આવ્યા. મારા દિયરને મળતી સ્કોલરશીપમાં કરકસર કરી તથા મારા સ્વામીએ ખાનગી ટયુશન ભણાવી એ પૈસા એકઠા કર્યા હતા. જોડે એક પત્ર હતો અને તેમાં મારા સ્વામી અભ્યાસ છોડી નોકરી લેનાર છે એવું સુચન હતું. મને એ ગમ્યું નહિ. મારા પિતા તરફથી દર મહિને દસ રૂપિયા મળનાર હતા અને બાકીનો ખાડો પૂરવા મારાં ઘરેણાં તૈયાર હતાં. તેઓ બી. એ. માં પાસ થઇ જાય ત્યાંસુધીની પીડા હતી. તેથી મેં તત્કાળ તેમને પત્ર લખ્યો :—

'શ્રી ચરણે સાષ્ટાંગ પ્રણિપાત–

આપના આશિર્વાદથી હું અને ઘરમાં સર્વ માણસો કુશળ છીએ. વ્યવહારની ચિંતામાં આપ મને ભાગીદાર બનાવવા જેટલી મારી યોગ્યતા ગણતા નથી એ મારૂં દુર્ભાગ્ય છે. અહીંની આપ મુદ્દલ ચિંતા કરશો નહિ. આપના કષ્ટમાં ભાગ લેવાની મને આ એક તક મળી છે. પતિની સાથે દુઃખો સહન કરવામાં સ્ત્રીને જે આનંદ મળે છે, તે આનંદ બીજે કયાંઇ નથી મળતો. મારો કાંઇ અપરાધ હોય તો તે ક્ષમા કરજો; પણ આપની ઉપરનો બોજો થોડો મારી ઉપર મૂકજો. સ્ત્રીને ખરૂં સુખ શેમાં છે એનો આપે વિચાર કરવો જોઇએ. પતિને યોગ્ય સલાહ આપવાનો અવસર જે સ્ત્રીને મળતો નથી તે સ્ત્રી ખરેખર કમનસીબ છે. આપ ત્યાં ચિંતામાં રહો અને આપની સ્ત્રીને તેની કલ્પના પણ ન હોય એ કેવી વિચિત્રતા ? આપ અભ્યાસ મૂકી દઈ નોકરી લેશો નહિ. જો એવું કરશો તો સદાને માટે ચિંતા કરવાનું રહેશે. હાલનો

વાત આપને દેવી તરીકે સિદ્ધ કરવામાં પૂરતી છે. હું આપની નિષ્કારણ સ્તુતિ કરતો નથી; છતાં એમ લાગે તો મને ક્ષમા આપશો. હું મેટ્રિકમાં પાસ થયો છું. સંસ્કૃતમાં મને પહેલી સ્કોલરશીપ મળી છે.

—આપનો ઋણી.'

મારા દિયરના પત્રમાં મારાં વખાણ જ હતાં. પરમેશ્વરે મને તે વખતે જેવી બુદ્ધિ આપી તે પ્રમાણે હું ચાલી, તેમા મેં શું મોટું સત્કૃત્ય કરી નાંખ્યું? હજુ ઘરનો ક્લેશ અટકયો નહોતો. સર્વને સંપમાં રાખવા હું કાંઈ કરી શકી નહોતી. ઘરમાં આખા વિશ્વનું દારિદ્ય હતું. છતાં જે હતું તે હાથ કરી લેવા મારા જેઠ તલપી રહ્યા હતા. મારી સાસુનો વિચાર તે સઘળું ભાસ્કરભાઇને આપવાનો હતો અને તેથી જ ઘરમાં કલહ થયા કરતો હતો. મને તો કશાની આશા નહોતી. તેમનો અભ્યાસ પૂરો થતાં ગમે ત્યાં પાંચપચાસ મળી રહેશે એવી મારી ખાત્રી હતી. એક દિવસ મારા જેઠ અને ભાસ્કરભાઇ ખુબ લડયા અને તેમાં ભાસ્કરરાવ રીસાઇને કયાંક ચાલ્યા ગયા. કુટુંબમાં આ એક નવી ચિંતા વધીને જ વાત અટકી હોત તો ઠીક હતું; પણ મારા હૃદયને દુઃખકર એક બીજી બાબત પણ બની. મારી મોટી નણંદના સંબંધમાં કાંઈક વિચિત્ર વાત મારા સાંભળવામાં આવી. મેં તેમને પાસે બોલાવીને એકાંતમાં બેસાડીને કહ્યુંઃ 'બ્હેન! હવે તમે તમારે સાસરે જઇ શામાટે સંસાર નથી સંભાળતાં? પિયરમાં આમ કેટલા દિવસ બેસી રહેશો. પતિની સેવાનુ સુખ અહીં રહેવાથી મળવાનું નથી.'

મારા બોલવાનું રહસ્ય તેમના સમજવામાં આવ્યું નહિ. તે મોટા દંભથી બોલ્યાંઃ 'હું બધું જાણું છું. તમારે એ વાત સાથે શું કામ છે? મારે તમારા ઉપદેશની જરૂર નથી. મારા બાપના ઘરમાં રહું છું; કાંઇ તમારા ઘરમાં રહેતી નથી.'

'પણ અહીં રહીને તમારા સાસરાનાં અને પિયરનાં માણસોને શું કાળું કલંક લગાડવું છે?—' મારા એ પ્રશ્નથી તે ઝંખવાણાં પડી

જાઉં છું. સંસારનો વ્યવહાર વ્યવસ્થિત ચલાવવા માટે તેં મોટો સ્વાર્થત્યાગ કરી મને ચિંતાથી દૂર કર્યો છે, પણ આ ઉપકારના ભારે બોજા તળે હું કેટલો દબાએલો છું; તેની તને કલ્પના પણ આવી શકે એમ નથી. પત્નીને પોતાની મનોવ્યથા જણાવવી એ પતિનું કર્તવ્ય છે; પણ તારા દરિદ્રી પતિની લેખિની એ કાર્ય કરવામાં તદ્દન અસમર્થ છે. મેં ઘણીવાર લખવાનો પ્રયત્ન કર્યો; પરંતુ મારાથી એક અક્ષર પણ લખાયો નથી. કુટુંબનો ભાર મારે માથે હોવા છતાં મારાથી કાંઇ બનતું નથી એ મને બહુ લાગી આવે છે. તું તે સમજવા જેટલી ચતુર છે એટલે હું શું લખી જણાવું ? તારૂં કરેલું કૃત્ય કેટલેક અંશે સાહસિક છે; છતાં આવા દુઃખના સમયમાં તે બદલ તારો ઉપકાર માનવો જોઇએ. તારી યોજના પ્રમાણે માતુશ્રી તરફ દરમહિને પચીસ રૂપિયા મોકલતો જઇશ. ઇશ્વર આવા દિવસો જલદી પૂરા કરશે.

—તારો દિનકર '

આ પત્રમાં વિશેષ કાંઇ નથી; પણ તે અંતઃકરણના ઉદ્‍ગારોવાળો હોવાથી મને બહુ મહત્ત્વનો લાગે છે. મેં તે પછી બીજો પત્ર વાંચવાનો આરંભ કર્યો.

' સૌ. વિનુભાભી, પ્રેમપૂર્વક નમસ્કાર ! આપના તરફથી આવેલો પત્ર ભાઇએ મને દેખાડયો. તે વાંચતાં જ મારાં નેત્રો પાણીથી ભરાઇ આવ્યાં. આપે દાગીનો મોકલ્યો તે ઉચિત કર્યું કે અનુચિત કર્યું એ નક્કી કરવામાં હું અસમર્થ છું. આપનો આ સ્વાર્થત્યાગ જોઇને આપ મનુષ્ય છો કે દેવતા છો એ મારાથી કળી શકાતું નથી. આપના આ પવિત્ર વાત્સલ્ય માટે કેવળ મારે જ નહિ; પણ કુટુંબનાં પ્રત્યેક માણસે આપનો ઉપકાર માનવો જોઇએ. આ કુટુંબનાં સદ્‍ભાગ્ય છે કે તેને આપ મળ્યાં છો. આપની સાથે કુટુંબનાં કેટલાંક માણસો સરલ ભાવે વર્તતાં નથી; છતાં આપ આટલી સહાનુભૂતિ દેખાડો છો, એ ઉપરથી આપના ઉદાર અંતઃકરણની સહજ પ્રતીતિ થાય છે. આખા કુટુંબને માટે આપ ગરીબ દશાનું દુઃખ વેઠી રહ્યાં છો. એ એક જ

સ્થા મનુષ્યની ભાગ્યલહરીને કેમ ન હોય ? સૂર્ય ચડતો ચડતો મધ્યાહ્નને આવે છે અને ત્યાંથી ઉતરતો ઉતરતો અસ્તાચલમાં જાય છે. આ સૃષ્ટિક્રમ પ્રમાણે મનુષ્યના ભાગ્યરવિને પણ ઉદય અને અસ્ત છે, તફાવત એટલો જ છે કે પ્રત્યક્ષ સૂર્યના ઉદયાસ્તને મર્યાદા છે અને મનુષ્યના ભાગ્યરવિને તે નથી. મારો પોતાનો આ ખાસ અનુભવ છે. મારા ભાગ્યરવિને ઉગતાં ઉગતાં આથમવાનો સમય આવ્યો. સંસાર સામ્રાજ્યનું મારૂં ચાર દિવસનું સુખ એક ક્ષણ માત્રમાં નાશ પામવાની તૈયારી થવા લાગી. ભાસ્કરરાવ ભરૂચમાં ચોરીના સંશય ઉપરથી કેદમાં પડયાના સમાચાર એકાએક અમને મળ્યા. મારા સ્વામી મહાન્ ચિંતામાં પડી ગયા. 'ભાસ્કરે આ શું કર્યું ?' એમ કહી તેઓ ચિંતા કરવા લાગ્યા. ઘરમાં જે કાંઇ પૈસા હતા તે લઈ તરત જ તેઓ ગુજ-રાત મેલમાં ભરૂચ ઉપડી ગયા.

તેમના ગયાને બે કલાક નહિ થયા હોય એટલામાં તો મારા માળા નીચે બે વિક્ટોરિયાઓ આવીને ઉભી રહી. મારા જેઠ એકદમ ઉપર આવ્યા. તેમને એકાએક આવેલા જોઇ મને મોટું આશ્ચર્ય થયું. તેઓ બોલ્યાઃ 'વહુ ! દિનકર ક્યાં છે ?'

મેં તેમને બેસવા માટે ખુરશી આપી કહ્યુંઃ 'તે હમણાં જ ભરૂચ ગયા. તમારૂં એકાએક આવવું કેમ થયુ ?'

તેઓ આંખમાં પાણી લાવી બોલ્યાઃ 'વહુ ! માતુશ્રીની પ્રકૃતિ બહુ બગડવાથી તેને ઔષધોપચાર માટે અહીં લઇ આવ્યો છું; પણ દિનકર અહીં નથી તેનું કેમ કરીશું ?'

સાસુજીની બિમારી સાંભળી મને સ્વાભાવિક મોટી ચિંતા થઇ; પણ આ સમય વ્યર્થ વિચાર કરવાનો નહોતો. મેં મારા જેઠને કહ્યુંઃ 'તમે એકદમ માતુશ્રીને ઉપર લઇ આવો. હું વૈદ્યને બોલાવી તેમના ઔષધની વ્યવસ્થા કરીશ. તમારે તે બાબતમાં મુદ્દલ ચિંતા કરવી નહિ.'

મેં તરત મારા ઘાટીને નીચેથી સામાન ઉપર લાવવા

ગયાં અને સચિંત ઉભાં રહ્યાં. મેં તેમને આશ્વાસન આપતાં કહ્યું:—'બ્હેન! થયું તે થયું. અત્યારથી સમજીને સાસરે ચાલ્યાં જાઓ. એમાંજ તમારી અને સઘળાંની શોભા રહેલી છે. મારી વાત તેમને ગમી ગઇ. બીજે દિવસે તે પોતાને સાસરે ચાલ્યાં ગયાં. ત્યાં ગયા પછી પાંચ છ મહિને તેમને પુત્ર અવતર્યાના સમાચાર આવ્યા હતા. આ પ્રમાણે મારા મનને જે ઉદ્વેગ થયો હતો તે હું જ જાણું છું. આ અવધિમાં મારા સ્વામી એમ. એ. માં પાસ થયા હતા અને સુરત હાયસ્કુલમાં સાઠ રૂપિયાના પગારની શિક્ષકની નોકરી મળી હતી. નોકરી ઉપરાંત ખાનગી વખતમાં તેઓ એલ એલ. બી. નો અભ્યાસ કરતા હતા. મને પાંચમો મહિનો જતો હતો, એટલે મારા પિતાના આગ્રહથી હું મારા પિયરમાં ગઇ, અને ત્યાં ચાર મહિના પછી મેં એક પુત્રીને જન્મ આપ્યો. સર્વને તેથી ઘણો આનંદ થયો; પણ તેમાં કૃષ્ણાનો આનંદ અપાર હતો. કૃષ્ણા મારી સાથે મારા પિતાને ઘેર આવી હતી. હમેશ તે મારી શાંતિને રમાડતી, બોલાવતી અને તેડી તેડીને ફરતી. તેના હર્ષનો પાર રહ્યો નહોતો. ધીમે ધીમે શાંતિ મોટી થવા લાગી, તેની બાળચેષ્ટાઓથી ઘરમાં સર્વને ગમ્મત પડવા માંડી. એ અરસામાં મારા સ્વામી એલ એલ. બી. માં પાસ થયા. મારા એ વખતના આનંદનું વર્ણન કરવા હું તદ્દન અસમર્થ છું. તેમની પરીક્ષા એટલે અમારા ભવસમુદ્રમાંના તોફાનની સરહદ હતી. તે સરહદ ઓળંગ્યા પછી તેમણે નોકરી કરવી કે વકીલાત કરવી એનો વિચાર થઇ પડ્યો. કેટલાક મિત્રોના આગ્રહથી તેમણે હાયકોર્ટની સનંદ લઇ મુંબઇમાં વકીલાતનો આરંભ કર્યો. પરમેશ્વરની કૃપાથી બે ત્રણ મહિનામાં જ તેમને દરમહિને ત્રણસો—ચારસો રૂપિયા મળવા લાગ્યા, હું, કૃષ્ણા તથા શાંતિને લઇ મુંબઇ ગઇ. અમે ત્યાં શહેરી જીવન શરૂ કર્યું. ગીરગાંવમાં એક સાધારણ મકાન ભાડે લીધું અને અમે સુખમય સંસાર શરૂ કર્યો.

સૃષ્ટિમાંની પ્રત્યેક વસ્તુને ઉચ્ચનીચ અવ

તરફનું કામ હું જ ચલાવીશ. એક જ દિવસમાં નિકાલ આવી જશે. હું તે પછી તરત ત્યાં આવીશ. કૃષ્ણા તથા શાન્તિને આશીર્વાદ.'

પતિનો આ પત્ર વાંચી સુખ દુઃખની બે લહરીઓ એક સાથે મારા મનમાં ઉત્પન્ન થઇ. રામાના સ્વાર્થત્યાગથી જેટલો આનંદ થયો, તેટલો જ ભાસ્કરની નિંદ્ય કૃતિથી વિષાદ પણ થયો. ત્રીજે દિવસે મારા સ્વામી ભરૂચથી આવી પહોંચ્યા. તેમની માતાનો મંદવાડ સાંભળી તેઓ એકદમ ચિંતામાં પડી ગયા. મા પાસે બેસી તેમણે તબિયત જોઇ. ઘરમાં સઘળે અવ્યવસ્થા હતી. છોકરાંઓએ ચારે તરફ તોફાન મચાવી મૂક્યું હતું. કૃષ્ણાએ એકદમ ભાસ્કરભાઇના સમાચાર પૂછયા અને જવાબમાં તેમણે તેમને થએલી છ મહિનાની શિક્ષા કહી સંભળાવી. સાસુજીની આંખમાં એ સાંભળતાં આંસુ આવી ગયાં. તેમની પ્રકૃતિ એકાએક વધારે બગડી અને થોડા કલાકમાં જ તેમણે દેહત્યાગ કર્યો. ભરૂચથી તેમને આવ્યાને બે કલાક થયા હતા. ભાસ્કરરાવની નિંદ્ય કૃતિથી તેમનું મન હજુ વ્યગ્ર હતું, તેમાં આવો દુઃખકારક પ્રસંગ આવી પડવાથી તેમના મનની કેટલી વિલક્ષણ સ્થિતિ થઇ હશે; તે જાણવા એક પરમેશ્વર જ સમર્થ હતો. તે શોકકારક પ્રસંગનું સ્મરણ થતાં હજુ પણ મારૂં હૃદય ભરાઇ આવે છે.

લોકવિધિ પ્રમાણે સાસુજીનો અંત્યવિધિ થયા પછી ચાર પાંચ દિવસે અમે સૌ અમારા મૂળ ગામમાં આવ્યા. ઘરમાં પગ મૂકતાં અમારાં સર્વનાં નેત્રો પાણીથી ભરાઇ આવ્યાં. મારા જેઠની ઉમેદ પ્રમાણે સાસુજીની ઉત્તરક્રિયા કરવામાં આવી. મારા સ્વામીએ તેમને વધારે ખર્ચ નહિ કરવા કહ્યું; પણ તેમણે તે ધ્યાનમાં લીધું નહિ અને હદ ઉપરાંત કરજ કરી નાંખ્યું. આ ખર્ચનો બધો બોજો અમારે માથે આવ્યો; છતાં અમે હિંમત છોડી નહિ. ઇશ્વર મારી કસોટી કરતો હતો અને તેમાં હું અડગ ઉભી હતી. મને મારા કર્તવ્યથી ચળિત કરવા કોઇ સમર્થ નહોતું.

કહ્યુંઃ બે જણાઓએ થઇને સાસુજીને ઉપર આણ્યાં. તેમની સ્થિતિ જોઇને મારી આંખોમાં આંસુ આવી ગયાં. પથારીમાં સૂવાડી મેં તેમને હિંમત આપી. અને એક ભલા પાડોશી મારફત વૈદ્યને બોલાવ્યો. મારા જેઠ પોતાને રજા નથી, એવું નિમિત કાઢી બીજે દિવસે પાછા ચાલ્યા ગયા. તેમની સ્ત્રી તથા છોકરાંઓને તેઓ અહીં મૂકતા ગયા હતા, એટલે ઘરમાં માણસોની ઠીક ભરતી થઇ હતી. પણ સાસુજીની સેવામાં માત્ર હું અને કૃષ્ણા જ હાજર રહેતાં હતાં. આવેલાં સર્વ ખાઇપીને આનંદ કરતાં હતાં. ઘરમાં બાળકોની સંખ્યા પણ ઠીક એકઠી થઇ હતી; પરંતુ તેઓ પરસ્પર લડતાં અને મારી ગરીબ શાંતિને મારતાં; ત્યારે મને બહુ કંટાળો આવતો. વળી મારી દેરાણી તથા જેઠાણી હંમેશ ત્રણ ત્રણ ચાર ચાર રૂપિયાનું ખર્ચ કરતાં. મુંબઇમાં આવીને હજુ અમે કાંઈ પુંજી એકઠી કરી નહોતી; તેમાં આવા પ્રસંગનું આ ખર્ચ મને ભારી થઇ પડતું, છતાં હું કાંઇ પણ બોલ્યા વિના મુંગે મોઢે તેઓ માગે તે પ્રમાણે પૈસા આપ્યે જતી. ભરૂચ ગયાને પાંચ છ દિવસ થયા છતાં હજુ પત્ર આવ્યો નહોતો, તેથી મને મોટી ચિંતા થઇ હતી. એક દિવસ તેમનો પત્ર આવ્યો. હું ઉતાવળી ઉતાવળી તે વાંચવા લાગી. તેમાં આ પ્રમાણે લખ્યું હતું :

'આપણી ગ્રહદશા ફરી છે એમ મને લાગે છે. ભરૂચના સ્ટેશને ઉતરતાં મારૂં પૈસાનું પાકીટ ગુમ થયું છે. અહીં હું કોઇને ઓળખતો નથી. એક અજાણ્યા માણસને ત્યાં ઉતર્યો છું. તને તાર કરવાના પૈસા નહોતા માટે કાગળ લખ્યો છે. આપણા રામાએ આ વખતે મોટો સ્વાર્થત્યાગ કરી દેખાડયો છે. પોતાના હાથની વીંટી વેચીને મને પૈસા લાવી દીધા છે. આજે કોર્ટમાં ગયો હતો. ભાસ્કરનો છૂટકો થવો અશકય દેખાય છે. 'મેં ચોરી કરી છે.' એમ તેણે કબુલ કર્યું છે. મેજીસ્ટ્રેટની પરવાનગી લઇ હું તેને મળ્યો. મારી પાસે પણ ભુલ કબુલ કરી છે. કાલે કેસ ચાલશે. આપણા

સિવાય મારા હાથમાં બીજી શી સત્તા હતી? થોડીવાર પછી તેને એક આંચકો લાગ્યો. નાડીઓ તૂટી ગઇ. શ્વાસ બંધ પડયો. શરીર ઠંડું થઇ ગયું અને મારી શાંતિ સદાને માટે ચાલી ગઇ!!

તેના ગયા પછી મને મારૂં ઘર શૂન્ય દેખાવા લાગ્યું. ઘર જ શા માટે? સઘળું જગત્ મને શૂન્ય ભાસવા માંડયું! મારી શાંતિ જતાંની સાથે ઘરની સઘળી રમણીયતા, સઘળું સૌન્દર્ય, સઘળું મનોહારિત્વ એકાએક ચાલ્યું ગયું. દુર્દૈવે એક વખત મોરચો ફેરવ્યો, એટલે તે મનુષ્યને કેટલી વિટંબના કરશે અને કેટલી નહિ કરે તેનો કાંઇ નિયમ નથી. ભાસ્કરભાઇનું તુરંગમાં જવું. સાસુજીનું પરલોકે પ્રયાણ કરવું અને શાંતિનું આ દુનિયા છોડી જવું એ સઘળું માત્ર એક પખવાડીઆમાં બની ગયું. અમે એવા દુઃખના પ્રસંગોથી અત્યંત કંટાળી ગયાં હતાં; પણ ભવિતવ્યતાનો જુલમ સહન કર્યા સિવાય બીજો ઇલાજ નહોતો. કૃષ્ણા બિચારી રડી રડીને માથું કૂટતી; પણ જે બાજી બગડી હતી તે સુધરે તેમ નહોતું. મારા સ્વામીને પણ ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, બહાર કોર્ટમાં જતાં અને પાછાં ઘેર આવતાં આંખોમાં આંસુ ચાલ્યાં જતાં. શાંતિની બાળક્રિડાઓ સંભારી તેઓ રડતા; પણ હું તેમને હિંમત આપતી. એમને અર્થે મેં મારા કોમળ હૃદયને પત્થર જેવું કઠીન બનાવ્યું હતું. આ અશુભ વર્તમાન જ્યારે મારા પિતા અને ભાઇના જાણવામાં આવ્યા ત્યારે તેમનાએ દુઃખનો પાર રહ્યો નહોતો. તેઓ મુંબઇ આવ્યા ત્યારે તો તેમને જોઇ હું બાળકની પેઠે હૃદયફાટ રડી હતી. મારી માનસિક વ્યથા એટલી બધી વધી પડી હતી કે તેને લીધે મારૂં સૌન્દર્ય, મારૂં તેજ, મારી રમણીયતા, મારી શક્તિ સર્વ હળવે હળવે નાશ પામવા લાગ્યાં હતાં. મને એ વખતે પાંચમો મહિનો જતો હતો; પણ શાંતિના શોકમાં તેના મરણ પછી બે જ મહિને મને કસુવાવાડ થઇ ગઇ. મારો ભાઇ એલ. એમ. એન્ડ એસ. ની પરીક્ષામાં પાસ થયો હતો અને હવે તે મુંબઇમાં સ્વતંત્ર દવાખાનું કાઢનાર હતો.

<u>દુઃખની પરાકાષ્ટા:</u>

(૪)

**મા**રી સાસુ પાછળ થએલા ખર્ચમાં મારા જેઠે એક પાઇ પણ આપી નહિ, એ હું ઉપર જણાવી ગઈછું. અમારી ઉપર કરજનો બોજો વળી વધી ગયો અને મારા સ્વામી પાછા પ્રથમના જેવી ચિંતામાં ઘેરાયા. અમે ફરી મુંબઇ આવ્યાં; પરંતુ અમારી ગ્રહદશા પણ સાથે જ આવી. સંસારમાં પ્રત્યેક વસ્તુનો નાશ છે; પરંતુ અમારી એ વિપદાવસ્થાનો નાશ નહોતો. સંકટ કદી પણ એકલું આવતું નથી. તે પોતાની સાથે અનેક ઉપાધિઓને લઇને આવે છે. એ સત્ય મારા સંબંધમાં સાચું પડેલું છે. અમે મુંબઇ આવ્યાં તે રાત્રે મારી શાંતિને તાવ ચડ્યો અને બીજા દિવસથી તે વધવા લાગ્યો. ધીમે ધીમે તેણે મંદવાડનું સ્વરૂપ પકડ્યું. મારા સ્વામીએ ખર્ચની સામે બિલકુલ જોયા વિના સારા સારા ડાક્ટરો લાવી ઉપચાર શરૂ કરવા માંડયા. હું અને કૃષ્ણા એક પગે ઉભાં રહી શાંતિની સારવાર કરવા લાગ્યાં પણ રોગ વધતો જ ગયો, એક વખત હું તેના દુઃખથી દુઃખી બની ખુણામાં રડતી ઉભી રહી; તે વખતે ઘોડીઆમાં સૂતેલી શાંતિએ મને જોઇ લીધી. તેણે પોતાની તોતડી ભાષામાં મને કહ્યુઃ 'બા, રડીશ નહિ.' હાય! મારી શાંતિના—મારી પ્રાણાધિક શાંતિના તે શબ્દો હું કદી પણ વિસરી શકીશ? તેના તે બોલોથી મારૂં હૃદય ભરાઇ આવ્યું. એ વખતે મને જે ઓછું આવ્યું હતું તે હું જ જાણું છું. જેમ જેમ સમય જવા લાગ્યો, તેમ તેમ દર્દ વધવા લાગ્યું. ડાકટરોએ આશા છોડી દીધી. તેને છાતીમાં કફ બાઝી ગયો હતો. તે બહુ મુંઝાતી હતી. હું કાળ કરતાં પણ અધિક નિર્દય થઇને તેનું દુઃખ જોતી હતી. આખરે તેણે પોતાની દૃષ્ટિ ચારે તરફ ફેરવી આંખો બંધ કરી દીધી. ક્રૂર કાળને મુદ્દલ દયા આવી નહિ. શાંતિના પ્રાણ ખેંચવાની તેની ક્રિયા એક સરખી ચાલતી હતી, મારાથી તેની એ યમયાતના જોઇ શકાતી નહોતી; પણ હું શું કરૂં? અશ્રુ પાડવા

પછી તેઓ મને પાસે બોલાવીને કહેવા લાગ્યાઃ 'જગતમાં રસિકને હવે તારા સિવાય કોઇ નથી. તું તેને માતા સમાન છે. પતિ તરીકે મારો તારા અંગપર ગમે તેટલો હક હોવા છતાં, તેની સંભાળ લેવાની હું તારી પાસે ભિક્ષા માગું છું. તે પણ સુજ્ઞ છે, તારી સાથે તે પુત્રધર્મે વર્તશે.'

તેમના તે ઉદ્‌ગાર સાંભળી મારૂં હૈયું ભરાઇ આવ્યું પતિની પવિત્ર આજ્ઞા મેં શિરસાવંદ્ય ગણી. તેમના ચહેરા ઉપર તેથી એક પ્રકારનું સમાધાન દેખાવા લાગ્યું. મારો ભાઇ, કૃષ્ણાને અને તેના બનેવીને ઘડીએ ઘડીએ નવાં નવાં ઔષધો આપ્યે જતો હતો; પણ તેના હૃદયમાં આશાનો બિલકુલ ઉત્સાહ જણાતો નહોતો. કૃષ્ણાએ રસિકભાઇને બોલાવી કહ્યુંઃ 'ભાઇ! મને હવે ઔષધ ન આપો મારા પ્રાણ છેલ્લી તૈયારી કરી રહ્યા છે. મારા મોટા ભાઇને બચાવો એટલે થયું.'

તેના એ શબ્દોથી મને કેટલું ઓછું આવ્યું હશે તે હું જ જાણું છું, કૃષ્ણાનો અંતકાળ અત્યંત નજીક આવ્યો હતો. તેણે મને બોલાવી કહ્યુંઃ–

'ભાભી, મારી પાસે બેસો; તમારી હું બહુ ઋણી છું. તમે સર્વની સંભાળ રાખજો.'

કૃષ્ણાના તે શબ્દો સાંભળી મારૂં હૃદય ભરાઇ આવ્યું. હું ગદ્‌ગદ્ સ્વરે બોલીઃ 'અને શું તું અમને છોડીને જાય છે?'

થયું. તેના પંચપ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. નાડી મંદ પડી. દૃષ્ટિ ઉર્ધ્વ થઇ. તે મોટા કષ્ટે બોલીઃ 'ભાઇ! ભાભી! હું શાંતિ પાસે જાઉં છું!' બસ, એ જ કૃષ્ણાના છેવટના શબ્દો. તેણે તત્કાળ પ્રાણ છોડયા. તે વખતની મારી કલેશકારક માનસિક સ્થિતિ લખવી અશક્ય છે. કૃષ્ણાને બાળપણથી મેં મારી પાસે નાની બ્હેન પ્રમાણે રાખી હતી. તેના વિના મને કયાંઇ ઘડી પણ ગમતું નહોતું. કૃષ્ણાને ભણાવવી, તેને દાગીના ઘડાવવા, તેને લુગડાં લઇ આપવાં વગેરે અનેક

અમારી આર્થિક સ્થિતિ હજુ ઘણી નબળી હતી. મારા પતિનું શરીર એ ચિંતામાં દિવસે દિવસે ઘસાતું જતું હતું. હું તેમને વારંવાર કહેતી કે તમે પૈસા સંબંધી જરા પણ ચિંતા કરશો નહિ. મારા અંગ ઉપર એક ખોટું મોતી રહે ત્યાં સુધી તમારે બેફીકર રહેવું; છતાં તેમની ચિંતા ઓછી થતી નહિ. ધીમે ધીમે તેમને ક્ષયનું ચિહ્ન જણાવા લાગ્યું અને થોડા વખતમાં એ વ્યાધિએ ભયંકર રૂપ લેવા માંડયું. ડાક્ટરોની સલાહથી હવાફેર માટે અમે દેવલાલી ગયાં અને ત્યાં ઘણી મહેનત કરી પણ તેનું કાંઈ સારૂં પરિણામ આવ્યું નહિ. મારી અભાગિનીની કર્મરેખા વિલક્ષણ હતી. કર્મની ગતિ એક વખત વક્ર થવા લાગી, એટલે તે કેટલી વક્ર થશે એનો કાંઇ નિયમ નથી. હું મારા પતિના દુઃખની ચિંતાથી અત્યંત વ્યાકુળ થઇ હતી, તેમાં એક નવું દુઃખ આવ્યું. મારાં માતાપિતાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ હતી. સાધારણ મંદવાડથી પ્રથમ માતાએ અને પછી બે મહિને પિતાએ આ લોકની યાત્રા પૂરી કરી. મારા હૃદયનો એ પણ એક આધાર ગયો; છતાં હું હિંમતથી મારા સ્વામીને ક્યારે આરામ થાય એની જ એક ચિંતામાં નિમગ્ન રહી. કૃષ્ણા મારા દુઃખમાં ઘણો ભાગ લેતી હતી; પણ તેની પાસે હું મારો માનસિક ક્લેશ પ્રકટ કરી શકતી નહિ. મારા પતિની પ્રકૃતિ એક સરખી બગડતી ચાલી હતી. તેમની સલાહથી અમે અમારે ગામ આવવાનાં હતાં. ત્યાં તો મારો ભાઇ અને મારો દિયર રસિક ત્યાં આવી પહોંચ્યા. મારા સ્વામીએ તેમને કહ્યું:—

'મારો હવે કાંઇ વિશ્વાસ નથી, આ કૃષ્ણાની સારવાર કરો.' કૃષ્ણાને બે દિવસથી સખ્ત તાવ લાગુ પડયો હતો. તેના ભાઇની ચિંતાથી તેનું હૃદય હતાશ થઇ ગયું હતું. મારા સ્વામીના એ શબ્દોથી અમારી સૌની આંખોમાં આંસુ આવી ગયાં. મારા દિયરે નિરાશ થઇ પૂછ્યું: 'પણ ભાઇ! મારી હવે કોણ સંભાળ લેશે?'

'ઇશ્વર લેશે. તેના ઉપર વિશ્વાસ રાખજે અને સારા માર્ગે ચાલજે.'

બોજો મારે માથે હતો; પણ હવે હું એ સઘળું કોને લઇ આપીશ? મને ભાભી, ભાભી કહી મીઠા સ્વરે કોણ બોલાવશે? તેનો તે પ્રેમાળ સ્વભાવ, તેની વિનયશીલતા, તેનું સૌન્દર્ય, અરેરે, હું કોને માટે રડું અને કોને માટે ન રડું? છતાં મારા સ્વામીના હૃદય ઉપર અનિષ્ટ પરિણામ થશે એમ ધારી હું સઘળું દુઃખ પેટમાં શમાવી તેમની પથારી પાસે જઇ બેઠી. કૃષ્ણાએ પ્રાણ છોડયા પછી તેમના પ્રાણ પણ તરફડવા લાગ્યા. તે ક્ષીણ સ્વરે બોલ્યા:

'કૃષ્ણા મારી વ્યવસ્થા કરવા માટે આગળ ગઇ છે!'

વળી થોડીવાર સ્તબ્ધ રહી તેમણે મોટા કષ્ટે કહ્યું: 'મારા રસિકને સંભાળ; ઇશ્વરનું સ્મરણ કર.'

એટલા શબ્દો એમના મોઢામાંની નીકળ્યા, ન નીકળ્યા ત્યાં તો તેમણે આલોકનો ત્યાગ કર્યો! થયું, મારા સૌભાગ્યમંદિર ઉપર વજ્રપાત થયો! આકાશ તૂટી પડયું! વજ્રપાત કરતાં પણ વધારે આઘાત મારા મસ્તક ઉપર થઇ આવ્યો. હાય! તે સૌભાગ્યરત્ન જો મને પાછું મળ્યું હોત અને મારા દુર્દૈવે મને કઠીનમાં કઠીન દરિદ્રતા આપી હોત, તો પણ હું મને પોતાને મહા ઐશ્વર્યશાલિની સમજી સુખેથી રહેત; પણ તે સૌભાગ્યસૂર્ય આથમ્યા સાથે જ હું એકલી, દીન અને આધાર વિનાની થઈ ગઇ. મારી આશા, મારો વિશ્વાસ, મારૂં સુખ સર્વ કાંઇ નાશ પામી ગયું. મારી જીંદગી કિંમત વિનાની થઇ ગઇ. એ વખતે મારી સ્થિતિ કેટલી અનુકંપનીય થઇ હતી, એની કલ્પના કોઇને પણ આવી શકે એમ નથી. તેવો પ્રસંગ શત્રુ ઉપર પણ ન આવો! મારા પતિ ઉપર સર્વની વિલક્ષણ પ્રીતિ હતી; તેમનું પ્રાણોત્ક્રમણ થતાંની સાથે સર્વનાં અંતઃકરણ વિદીર્ણ થયાં અને પ્રત્યેક જણ આંસુ પાડવાં લાગ્યાં. સર્વના આર્તનાદથી તે ઘર ભરાઇ ગયું હતું. વાચક! મને ક્ષમા કરો, તે શોક પ્રસંગનું શબ્દચિત્ર આલેખવા આ મંદભાગિની અબળાની લેખિની તદ્દન અસમર્થ છે. તે પ્રસંગના સ્મરણથી મારી સ્થિતિ અત્યંત ચમત્કારિક

( ૯ )

# રૂપાળી

મારામાં એટલું બધું રૂપ છે કે જેથી મારા સ્વામી, સસરા, સાસુ, નણંદ વગેરે સર્વ મારા માટે હંમેશ ચિંતાતુર રહે છે. હું મારા વાડાના કૂવા ઉપર કપડું ધોવા જાઉં છું તો મારી સાસુ સાથે આવે છે. સાંજે અગાસીમાં ઘડીવાર ફરૂં તો નણંદ મને અટકાવે છે. બહાર જવાની પરવાનગી મને કદી મળતી નથી. મેં કોઇ દિવસ નાટક પણ જોયું નથી. મારા સ્વામી તો હંમેશ આતુર નયને મારા રૂપને જોયા કરે છેઃ તેઓ મારા હાથની આંગળીઓ લઈ રમે છે. મારા કેશની લટો પોતાની આંગળીઓ ઉપર ગુંથે છે. મારાં કંકણો ખખડાવી સુંદર ધ્વનિ સાંભળે છે. સુગંધી પુષ્પોની વેણી ગુંથી મારા અંબોડામાં બાંધે છે; રાત દિવસ મારી સાથે જુદા જુદા પ્રકારની રમતો કરવા છતાં તેઓ સંતોષ પામતા નથી. મારા રૂપની જ્વાળાથી તેમનું ભણવાનું બંધ થયું છે. તેઓ નોકરી માટે કાંઇ પ્રયાસ પણ કરતા નથી. ઘર બહાર નીકળવું તેમને ગમતું નથી. તેઓ મંત્રમુગ્ધ સર્પની પેઠે કેવળ મારા તરફ જોયા કરે છે. મારૂં રૂપ તેમનો કાળ છે.

મારૂં રૂપ મારો પણ કાળ છે. પાંજરામાં પૂરાએલા પક્ષીની પેઠે હંમેશ ઘરમાં પડી રહેવાથી માણસ શું કંટાળી જતું નથી? રસોઇઓ મને જોઇ લે, એથી રસોડામાં જવાની મને રજા નથી. ઘરના

બેઠી હું જોયા કરૂં છું. મારે જેમ નાક, કાન, આંખ વગેરે અવયવો છે, તેમ સર્વ સ્ત્રીઓને હોય છે. હું કાંઇ એકલી જ રૂપાળી નથી. અમારી બ્રહ્મક્ષત્રિય કોમમાં ઘણી સ્ત્રીઓ રૂપવંતી છે, તો પછી હું આ બંધન કયા પાપથી ભોગવું છું? મારા સ્વામી મારા રૂપમાં તદ્દન મુગ્ધ છે. સાસુ હંમેશ ચિંતાતુર છે. મારૂં રૂપ મને ભાર રૂપ છે. રાત દિવસ હું વિચાર કરૂં છું કે કયારે હું આ દુઃખમાંથી છૂટીશ? ખરૂં કહું તો મારામાં હું કાંઇ રૂપ જોતી નથી. તેમની આંખોએ તેઓ મને રૂપવંતી જુએ છે. રૂપ, દેહની સામગ્રી હોત તો હું પણ મારા રૂપ ઉપર મોહ પામત; પણ તે નયનની સામગ્રી છે. એક વ્યક્તિને જોઇ સર્વના હૃદયમાં રૂપની જ્યોતિ એક સરખી ઉત્પન્ન થતી નથી. મારી દેરાણી થોડી રૂપવંતી છે, પણ મારા દિયરની ચરણસેવા કરી તે પોતાના નારીજન્મનું સાર્થક કરે છે. હું રૂપાળી છું; છતાં મને એ સુખ મળતું નથી.

મારા સસરા ડેપ્યુટી કલેકટર છે. તેમની બદલી અમદાવાદ થવાથી અમે સૌ અમદાવાદ આવ્યાં. અમારી સાથે એક અધ્યાપક જયકૃષ્ણ શાસ્ત્રી પણ અમદાવાદ આવ્યા હતા. આ શહેરમાં અમે કાંઇક વધારે સુખી થયાં; પણ મારા સ્વામીનો મોહ હજુ પહેલાંની પેઠે વધારે પ્રબળ રહ્યો. મેં અહીં એક કન્યાને જન્મ આપ્યો અને કન્યાની માતા થવાને લીધે મને કાંઇક સ્વતંત્રતા પણ મળવા લાગી.

અમારી સાથે આવેલા શાસ્ત્રીના શરીરનો વર્ણ છેક કાળો હતો. તેમની આંખો ગોળ અને શરીર વજ્ર જેવું પુષ્ટ હતું. તેમના અંગમાં જરાયે કોમળતા નહોતી. હું તેમનાથી બહુ ડરતી હતી. તેમને જોતાં જ મારામાં ભયનો સંચાર થતો હતો.

અમને અમદાવાદ આવ્યાં સાંભળી મારી નણંદ નડિયાદથી અમને મળવા આવ્યાં. તેમના સ્વામી નડિયાદના મુનસફ છે. મારી આ નણંદ આવી ત્યારથી જ મને ઝેરરૂપ જોવા લાગી. વાત વાતમાં તે મને ધમકાવવા માંડી. મેં હજુ સુધી કોઇનો તિરસ્કારયુક્ત શબ્દ

નોકરો મારૂં રૂપ જોઇ જાય તેથી મને ઘરનું નાનું કામ પણ કરવા દેવામાં આવતું નથી ! સ્વામીની સેવા તો હું કરી શકતી જ નથી. સ્વામી મારી સેવા કરે છે, એ કહેતાં મને ઘણી શરમ થાય છે. એક ચાકર પણ જેવી સેવા ન કરી શકે, તેવી સેવા મારા સ્વામી હંમેશ હર્ષથી કર્યા કરે છે. સાસુ સસરાની સેવા હું શી રીતે કરૂં ? સસરાની સામે ઉભા રહેવું અયોગ્ય છે અને સાસુની સેવા માટે સ્વામી મને પળવાર છૂટી મૂકતા નથી. કોઇ વખત હું સાસુની પાસે જાઉં છું તો તેઓ મારા માથા ઉપર પ્રેમથી હાથ ફેરવતાં કહે છે કે: ' મારી પુત્રવધુ ભુવનમોહિની છે. તેથી આ પુષ્પલતા સેવા કરવા માટે નથી. વખત આવશે ત્યારે આ વહુ સેવા કરશે. હમણાં તે ભલે તેના પતિની જ સેવા કરે.' સાસુના આવા શબ્દો સાંભળી મને હસવું આવે છે. તેઓ બિચારાં જાણતાં નથી કે હું સ્વામીની સેવા કરતી નથી, પણ સ્વામી મારી સેવા કરે છે !

મને આ રૂપથી શો લાભ મળ્યો છે ? ખાવા પીવાની મને સ્વતંત્રતા નથી. મારી કાંઇ ઇચ્છા પણ પૂરી થતી નથી ! ક્યાંઇ કશું નવું જોવા જવાની પરવાનગી મળતી નથી. બન્ને વખત થોડો ભાત જમું છું; પણ તે પચતો નથી. અન્ન પચવા માટે મહેનતનું કામ કરવું જોઇએ અને તે મને કરવા દેવામાં આવતું નથી. સ્વામીની સેવા કરવાનું સુખ તો મારા નસીબમાં છે જ નહિ. સઘળી સ્ત્રીઓ સ્વામીની સેવાથી સુખી થાય છે; પણ મારે તેમાંનું કાંઇ નથી. મારા સ્વામી કેવળ મને જોયા કરે છે ! નિત્ય નવી નવી સાડીઓ પહેરાવી ચંદ્રની શુભ્ર જ્યોત્સ્નામાં રાત્રે અને દિવસે સઘળો સમય મારી રૂપ-પ્રભાનું અવલોકન કર્યા કરે છે. તેઓ જ્યારે આ પ્રમાણે કરે ત્યારે મને તેમની સેવાનો સમય ક્યાંથી મળે ? હાય ! આ રૂપની જવાળા-એ મારી જીંદગી અને યુવાવસ્થા બન્નેનો નાશ કર્યો છે.

હું ઘણીવાર મારૂં રૂપ દર્પણમાં જોઉં છું. મારા રૂમમાં એક મોટો અરીસો છે, તેમાં મારા શરીરનું પ્રતિબિંબ રાતદિવસ બેઠી

ઉમેર્યું કે: 'જો તું મારી સાથે રહેવા ઇચ્છતો હોય તો એ દુષ્ટાનો ત્યાગ કર અને એને રાખવી હોય તો તમે બન્ને આ ઘરમાંથી ચાલ્યાં જાઓ.'

મારી નણંદે કહ્યું: 'એ અભાગિનીને કાઢી મૂકો. મારા ભાઇને બીજી સ્ત્રી જોડે પરણાવીશું.'

મારા રૂપનું કુસુમ સૂકાઇને ખરી પડયું. જયકૃષ્ણના મનમાં પાપ હતું કે નહિ તે હું જાણુતી નથી. મેં તેમને ન્હાવાની ઓરડી આગળ જોયા નહોતા. તેમના ઉપર મારો સ્નેહ નથી. મારા મનમાં પણ પાપ નહોતું; કિન્તુ મારા ભાગ્યમાં કલંક લખાએલું તે કોણ ટાળી શકે? મારા આ ખોટા પાપની ચર્ચા ચારેય તરફ ચાલી રહી. સ્વામી મારી પાસે આવ્યા. તેઓ મને જોઇ ગદ્ગદ સ્વરે કહેવા લાગ્યા: 'આજે તને તારા પિતાને ઘેર મોકલવાની છે. તારો ભાઇ સ્ટેશનપર હાજર રહેશે.'

મેં રડતાં રડતાં કહ્યું: 'મારો શો અપરાધ છે કે તમે મારી યુવાવસ્થામાં મારો ત્યાગ કરો છો? તમારી આ કન્યા સુબાલા તરફ જોઇને તો જરા દયા આણો. હું મારા ભાઇને ઘેર કદી જવાની નથી.'

'પણ અત્યારે તને ત્યાં મોકલ્યા સિવાય ચાલે તેમ પણ નથી. મારી મરજી પ્રમાણે ચાલવાથી તારૂં માન સચવાશે. નોકર સાથે બળાત્કારે મોકલવાથી તારી પ્રતિષ્ઠા ઘટી જશે, માટે વિચાર કરી તૈયારી કર અને સર્વ સામાન બાંધ.'

'સંસારનું સઘળું સુખ તજીને જાઉં છું તો પછી સામાન લઇ જવાની શી જરૂર છે?'

'નહિ, તારૂં જે કાંઈ હોય તે લઇને જ તારે જવાનું છે.'

'નાથ! લગ્ન થયાં છ વર્ષ થયાં, પણ આપના ચરણુની સેવા કરવાનો મને સમય આપે આપ્યો નથી. આજે તે બન્ને ચરણો પકડીને હું પૂછું છું કે: એકવાર મારા તરફ દૃષ્ટિ કરી—મારી આ બાળ-કન્યાની સામે જોઇ કહો કે તમારી દૃષ્ટિમાં હું નિરપરાધિની છું કે

સાંભળ્યો નહોતો. મારા પિયરમાં હું બહુ માનથી ઉછરી હતી; પણ મારી આ નિર્દય નણંદે મારા જીવનમાં અશાંતિનું ઝેર રેડી મારૂં સર્વ કાંઇ નષ્ટ કર્યું.

અમે પતિપત્ની જે ઓરડામાં સૂતાં, તેની પાછળ એક ન્હાવાની ઓરડી હતી અને તેની ઉગમણી તરફ શાસ્ત્રીને સૂવાનું સ્થાન હતું. આજે મારા સ્વામી કાંઇ કામસર સુરત ગયા છે અને હું તથા મારી નણંદ બન્ને મારા ઓરડામાં સૂતાં હતાં. મધરાત થઇ હતી. બહાર ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. હું ટાઢથી બહુ જ ધ્રુજતી હતી, તેથી તાપના માટે કોલસા લેવા ન્હાવાની ઓરડીમાં ગઈ. જેવી હું કોલસા લઇને પાછી ફરી કે તરત જ મેં મારી નણંદને જોયાં. તેઓ એકદમ પાછાં વળ્યાં અને મારા તરફ તીવ્ર નજર કરી બોલ્યાં: 'ભાભી! જયકૃષ્ણ શાસ્ત્રી પણ ન્હાવાની ઓરડીમાં હતા ને? અત્યારે રાતને વખતે તમે ત્યાં શા માટે ગયાં હતાં?'

મેં પણ ક્રોધથી જવાબ આપ્યો કે:–'શાસ્ત્રી કયાં છે તે તમે જાણો, કારણ કે તમે ત્યાં ગયાં હતાં. હું તો તાપ કરવા સારૂ કોલસા લેવા ગઇ હતી; છતાં તમને વિશ્વાસ ન આવતો હોય તો વધારે ખાત્રી કરો.'

મારા એ શબ્દોથી તે સળગી ઉઠી. છંછેડાયલી સિંહણ પેઠે એકદમ ક્રોધના ફુંફાડા નાંખતી તે મારી સાસુના ઓરડા તરફ ગઈ અને મોટા ઘાંટા પાડીને મારા કલંકની ખોટી હકીકત કહેવા લાગી. મારી સાસુએ મને પૂછ્યું, એટલે મેં કહ્યું કે: 'શાસ્ત્રીને મેં જોયા નથી.' પણ મારી એ વાત ઉપર કોઇએ વિશ્વાસ કર્યો નહિ. સવારે જયકૃષ્ણને ઘરમાં કોઇએ જોયા નહિ. તેઓ ગુમ થએલા જણાયા એટલે વહેમને વધારે પુષ્ટી મળી. સુરતથી મારા સ્વામી પણ આવી પહોંચ્યા. મારા સસરાએ તેમનો તિરસ્કાર કર્યો. મારી સાસુએ પણ ચોખ્ખું સંભળાવી દીધું કે: 'તારી વહુનો જલદી ત્યાગ કર. એ કુલટાને હું મારાં ઘરમાં રાખવાની નથી.' સસરાજીએ એ વાતમાં

નહિ ? તમે એક વખત મને કહો એટલે મારી સઘળી જ્વાળા શાંત થશે. મારૂં બધુંય દુઃખ નાશ પામશે.'

સ્વામીના બન્ને ચરણ પકડી મેં આક્રંદ કર્યું. મારી સામે જોતાં જ તેઓ એકદમ નીચે બેસી ગયા અને બન્ને હાથ મારા ગાલ ઉપર ફેરવી, મને ગાઢ આલિંગન આપી, મારાં આંસુને લ્હોતા લ્હોતા તેઓ બોલવા લાગ્યાઃ 'પ્રિય ! તું રડ નહિ. તારો રડતો ચહેરો જોઇ મારી આંખો સ્થિર રહી શકતી નથી. તારી વાત સાંભળી હું ભ્રમમાં પડી ગયો છું. તું મારૂં સર્વસ્વ-સુખ-વૈભવ-હૃદયનું વિશ્રાંતિ સ્થાન છે. તું સતી, સાધ્વી છે. મારી નજરે તું શાંતિ, શ્રદ્ધા, નીતિ અને ધર્મની સાક્ષાત્ પ્રતિમા છે. તારો ત્યાગ કરવાથી મને ઘણું દુઃખ થાય છે. તું મારા તરફ જો. હું એક દિવસમાં તદ્દન નિસ્તેજ બની ગયો છું.'

'તો પછી તમો મારો ત્યાગ શા સારૂ કરો છો ? સ્વામી! ચાલો, બીજા દેશમાં ચાલ્યાં જઇએ. ભીખ માંગીને ત્યાં આપણા દિવસો પૂરા કરીશું.'

'છટ્ ! એવી સલાહ ન આપ, ઇશ્વર નિરાકાર છે પણ માતાપિતા આ દુનિયામાં સાકાર દેવતા છે. તેઓ તને કાઢી મૂકવાનું કહે છે. તેમની આજ્ઞા ન પાળવી એ ઘોર પાપ છે. તું સતી છે; પણ મારાં માતાપિતાનો તિરસ્કાર પામેલી છે. તને ઘરમાં રાખી હું કેવી રીતે સુખી થઇ શકું ? તું હવે જા. તારો પ્રભુ મરણ પામ્યો છે. તું વિધવા થઇ છે. મારા શરીર ઉપર મારાં માબાપનો અધિકાર છે. તેમની ઇચ્છા પ્રમાણે મારે ફરીને પરણવું પડશે.'

આ પ્રમાણે કહી તેઓ ઓરડા બહાર ચાલ્યા ગયા. હું એકદમ મૂર્છિત થઇ જમીન ઉપર પડી ગઇ.

* * *

હવે હું મારા માતપિતાને ઘેર રહું છું. મારા પતિએ ફરીને લગ્ન કર્યું છે. તેમને સંતતિમાં પુત્રરત્નનો લાભ મળ્યો છે. તેઓ હવે નોકરી પણ કરે છે. પુરુષ જાતિ નિર્દય અને સ્વાર્થી છે અને સ્ત્રીજાતિ

પ્રેમના તત્ત્વ–આત્મત્યાગને પ્રકટ કરવા સરજાએલી છે. મારા પતિએ નિષ્ઠુર બની મને પગથી ઠોકર મારી; પણ તેથી શું? હું તો હજુ પણ તેમના સુખે સુખી છું. પ્રભુ દર્શન ન આપે તો પણ ભક્ત તો તેમના ગુણ ગાયા જ કરે છે!

હું સધવા હોવા છતાં સ્વામી સેવાથી દૂર છું. મારા જીવનના સુખનું એક અવલંબન મારી કન્યા **સુબાલા** છે. મારી બાલિકા સુબાલા મારી પાસે રહે છે. તેને રમાડતાં, ખેલાવતા, શાંત ચાંદનીમાં હાસ્ય કરાવતાં અને ભણાવતાં દિવસો વીતે છે. પૂર્વકાળની એ સુખ સ્વપ્નની સ્મૃતિ હજુ મને યાદ આવ્યા કરે છે. આ જગત્‌માં મારૂં સ્થાન વર્તમાન તેમજ ભવિષ્યમાં મને ક્યાંઇ જણાતું નથી!

આગ લાગો એ રૂપમાં! રૂપથી મારે બહુ સહન કરવું પડ્યું છે. જે રૂપને લીધે હું માન અને સત્કારમાં મોટી થઇ, મંગળકારી લક્ષ્મી સમાન ગણાતી, તે રૂપને લીધે જ હવે હું વેદનાની ભૂમિમાં ભટકું છું. સ્વર્ગનાં દ્વાર ક્યારે ખુલશે તેની રાહ જોઇ મારા આયુષ્યના દિવસો પૂરા કરૂં છું; બળ્યું એ રૂપ!

જો મને એટલા રૂપની પ્રાપ્તિ ન થઇ હોત તો મારે આ દુઃખ વેઠવું પડત નહિ! પ્રથમ મારા સ્વામી મારા રૂપની પૂજા કરતા હતા અને હું રાતદિવસ તેમની શ્રદ્ધા જોઇ મનમાં વૈરાગ્ય પામતી હતી. શું આ તેનું પ્રાયશ્ચિત નથી? રૂપનો આ તુષાનલ રાવણની ચિતા પેઠે મરણ પર્યંત્ મારા આ શરીર ઉપર સળગ્યા કરશે. હું મરણ પામી નથી; પણ શું હવે હું જીવી શકીશ?'

પૃષ્ઠ ૧૨૧ સામે]



**રૂપાળી:**

'મારા જીવનના સુખનું એક અવલંબન મારી કન્યા સુબાલા છે...તેને રમાડતાં, ખેલાવતાં, શાન્ત ચાંદનીમાં હાસ્ય કરાવતાં અને ભણાવતાં દિવસો વીતે છે'

વાર્તા ૯ મી

# મોંઘી

અફસોસ ! સમાજના જુલમની હું શી વાત કરૂં ? આ દેશમાં ધર્મી કસાઇઓને હાથે મનુષ્ય વેચવાનો ધંધો એવો ધમધોકાર ચાલી રહ્યો છે કે તેને લીધે મારા જેવી અનેક દુઃખી અબળાઓ બાળપણમાં વિધવા બની સદાને માટે રખડતી થઇ જાય છે. કોઈ પણ ઉંચા હેતુ વગર કજોડાનાં લગ્ન કરવાં અને છોકરાં જણાવ્યા જવાં, પછી તે છોકરાં બાળવયે વેચવાં અને રંડાય એટલે રખડતાં મૂકવાં. શું આ ધર્મ છે ? શું આ સમાજની નીતિ છે ? પરમાર્થના લેબાસમાં છુપાએલા સ્વાર્થી કીડાઓ બડી બડી વાતો કરે છે; પણ ઉંડું અને ખરૂં કારણ કોઇ તપાસતું નથી, સમાજે સ્ત્રીને આત્મા માનવાને બદલે ભોગ્ય પદાર્થ માન્યો છે અને એકનો ભોગવેલો પદાર્થ બીજા કોઇના ભોગવવામાં આવે એ ખ્યાલથી ઇર્ષ્યા ઉત્પન્ન કરી તેને ધર્મનું નામ આપ્યું છે. આ ધર્મની દીવાલો પાછળ વિધવાઓના મોટા સમૂહોની ભયંકર ચીસોનો પડઘો સમાજથી સાંભળી શકાતો નથી. જે બાલિકાને પત્ની બનવાની ઇચ્છા ઉત્પન્ન થઇ નથી, તેને પત્ની બનાવી-સ્મશાનને પૂર્ણ રસ્તે પહોંચેલા વૃદ્ધની બૈરી બનાવી, સમાજ કોઇ દિવસ સારૂં ફળ કાઢી શકે નહિ. શું કોઇ કન્યા પોતાના દાદા થવા યોગ્ય બુઢ્ઢા-બુઝર્ગની પત્ની

પિતાએ પોતાના આયુષ્યનો વિમો ઉતરાવ્યો હોત, કિંવા કુટુંબ-પોષણની બીજી કાંઇ વ્યવસ્થા કરી રાખી હોત તો મારી માતાને આટલી ચિંતા આવી પડી હોત નહિ. પરંતુ પોતાની પાછળ કુટુંબનું શું થશે એ વિચાર કદી મારા પિતાને નહિ આવેલો હોવાથી તેમણે તે સંબંધી કાંઇ વ્યવસ્થા કરી નહોતી. આથી મારી માતા પતિના મરણને બીજે દિવસથી જ ગરીબ દશામાં આવી પડી. તેને મોટી આશા હતી કે પોતાને પુત્ર થશે અને તે મોટો થયા પછી પોતાનું પોષણ કરશે; પરંતુ દિવસો પૂર્ણ થયા પછી પુત્રને બદલે હું અભાગિની અવતરી અને મેં તે બિચારીને નિરાશ કરી.

મારા જન્મથી મારી માતા નિરાશ થઇ; છતાં પણ સ્ત્રીઓના પ્રાકૃતિક ધર્મ પ્રમાણે તેના હૃદયમાં મારા માટે વાત્સલ્ય ઉત્પન્ન થયું અને તે મારૂં સારી રીતે સંગોપન કરવા લાગી. મારૂં નામ પાડયું મોંઘીઃ તેણે મને બહુ ઉંચા પ્રકારે ઉછેરી હોત; પરંતુ દરિદ્રાવસ્થાને લીધે તે નિરાશ થઇ ગઇ હતી. હું પાંચ, છ વર્ષની થઇ નહિ ત્યાં તો વૃદ્ધ, લુલા, લંગડા, આંધળા પણ શ્રીમંત ઉમેદવારો મારી માગણી કરવા મારી માતાની પાસે આવવા લાગ્યા. આટલી નાની ઉમ્મરમાં મારૂં લગ્ન કરવાનો તે બિચારીને વિચાર નહોતો; પરંતુ ગરીબ દશાને લીધે પૈસાના લોભને તે અટકાવી શકી નહિ. કચ્છના એક ૫૦ વર્ષની વયના ધરડા જૈન ખચ્ચર સાથે કેવળ સાત વર્ષની ઉમ્મરે તેણે મારૂં લગ્ન કરી દીધું. હું મારા સ્વામીને માટે શરૂઆતમાં જ ‘ખચ્ચર’ શબ્દ વાપરૂં છું; તેથી મારી કેટલીક ધર્મઘેલી બ્હેનો ચમકી ઉઠશે; પણ હું કહેવાની રજા લઇશ કેઃ એક કાચી ઉમ્મરની હસતી ખેલતી છોકરીને તેનાથી સાત ગણી ઉમ્મરના કલપ લગાડી ધોળા વાળને કાળા બનાવી આવેલા વરરાજા સાથે ફેરા ફેરવવામાં આવે ત્યાં તે કન્યાના મનમાં કયાંથી સદ્ભાવ હોય ?

મારાં લગ્ન અટકાવવા મુંબઇના અમારી જ્ઞાતિના મુઠ્ઠીભર પરોપકારી પુરુષોએ કોશેશ કરી હતી; પણ તે વ્યર્થ ગઇ હતી.

થવાનું પસંદ કરી શકે ? અને તેની ઇચ્છા વિરૂદ્ધ પરાણે પરણાવી દીધા પછી તેને તત્કાળ વિધવાપણું આવે તો તેમાં તેનો દોષ ગણાઇ શકે ? એ સમાજનો દોષ છે. અને સમાજના દોષને માટે તેને દંડવા તૈયાર થવું એ નિર્દયતા અને અધર્મ છે. ધુર્ષ્યાનાં રમકડાંઓએ રચેલો વ્યવહાર શું સર્વને માટે ફરજિયાત હોઈ શકે ? મારા આ પ્રશ્નથી વાચક, તું ભડકી ઉઠીશ નહિ. તને વિચાર કરી યોગ્ય નિર્ણય બાંધવા માટે આ રહી મારી જીવતી જાગતી કર્મકથા ! ઘડીભર લાગણીને કાબુમાં રાખી તે વાંચજે અને જો તેથી કાંઇપણ તને અસર થાય તો ધર્મને અને વ્યવહારને જુદા પાડવાનું શીખજે.

દુર્ભાગ્યની પ્રબળતાથી મને ઘણા કડવા અનુભવો થયા છે. અને તેને લીધે સમાજ ઉપર એક પ્રકારની અશ્રદ્ધા ઉત્પન્ન થઇ ગઇ છે. હિન્દની પેટા જ્ઞાતિઓનાં બંધારણ એવાં વિચિત્ર છે કે તેની વિચિત્રતાનો ભોગ સ્ત્રીઓ જ થઇ પડે છે. સોનારૂપાના ટુકડા સાથે જે સમાજ કન્યાઓને વેચી શકે, તે સમાજને પંઢરપુર જેવાં તીર્થ સ્થળોમાં થતા ગર્ભપાતો અને બાળહિંસાઓ જોવાનો વખત આવે જ. હાથે કરીને અધઃપતનનો રસ્તો શરૂ કરવો અને પછી એ રસ્તે ઉતરી પડતી અબળાઓને નિંદવી એ કયાંનો ન્યાય ?

હું જન્મથી દરિદ્ર છું અને જન્મ પહેલાંથી જ અભાગિની છું. મારી માતા સગર્ભા હતી ત્યારે મારા પિતા મૃત્યુ પામ્યા. ગર્ભાવસ્થાથી જ મેં મારા પિતાને કાળના મોઢામાં મોકલેલા હોવાથી મારી માતાને મારા સંબંધમાં ખરાબ ભાસ થયો. સાધારણ સ્થિતિનાં કુટુંબોમાં બહુધા એવું જણાય છે કે તે કુટુંબનો આગેવાન મરણ પામતાંની સાથે કુટુંબને દૈન્યાવસ્થા પ્રાપ્ત થઇ જાય છે. આ અનુભવ મારી માતાને પણ થયો. બિચારી પતિના મરણની સાથે જ દીન બની જઇ બીજે દિવસે પેટનો ખાડો શી રીતે ભરવો તેની ચિંતામાં પડી ગઇ. કાંઇ કામધંધો કરીને ગુજરાન ચલાવી શકાય; પણ સગર્ભા હોવાને લીધે તે બની શકે તેમ નહોતું. મારા

જ્યાં કન્યાની માતા જ આંખ આડા કાન કરી છોડીને કૂવામાં ધકેલે ત્યાં થોડીક વ્યક્તિઓના પોકારથી શું વળે ? અમારા કચ્છી-ભાઇઓએ એકઠા થઇ ધારા ઘડયા હતા અને કન્યાવિક્રય તદ્દન બંધ કર્યો હતો. વળી સાંભળવા પ્રમાણે કન્યાવિક્રય નહિ કરવા ત્રણ ત્રણ વખત તીર્થંકરના સોગાન લીધા હતા; પણ તેનું પરિણામ શૂન્યમાં જ આવ્યું હતું. લગ્ન વખતે મારૂં લગ્ન થયું કે શું થયું તે હું કાંઇ સમજી નહોતી. અત્યારે મને તે કાંઇ યાદ પણ નથી. પરંતુ વાજીંત્રો વાગતાં હતાં અને હું સારૂં સારૂં ખાતી હતી એટલું જ મને સ્મરણમાં છે. મારી માતાએ જે બુઢ્ઢાજી સાથે મને પરણાવી હતી, તે બુઢ્ઢાજીએ પરણ્યા પછી ત્રીજે જ વર્ષે નિર્વાણપદ પ્રાપ્ત કર્યું હતું. હું તરત જ સધવાની વિધવા થઇ ગઇ હતી. કૌમાર્ય, સૌભાગ્ય અને વૈધવ્ય એ ત્રણ અવસ્થા એક પછી એક એટલી ઉતાવળે મને પ્રાપ્ત થઇ હતી કે તેવી રીતે બીજી સ્ત્રીઓને ભાગ્યે જ પ્રાપ્ત થતી હશે. હું જે દિવસે વિધવા થઇ તે દિવસે આનંદમાં ખેલતી હતી; કારણકે મને વૈધવ્ય એટલે શું ? અને જે મરી ગએલ છે તેનો અને મારો સંબંધ શું છે ? તેનું મુદ્દલ જ્ઞાન નહોતું. આડોશીપાડોશીની સ્ત્રીઓ મારી માતાને આશ્વાસન આપવા આવતી; પણ હું આનંદમાં રમ્યા કરતી. મારી માતા મને કહેતી કેઃ ‘કોઇ આવે છે તો પણ રડતી નથી.’ પરંતુ એ અજ્ઞાન અવસ્થામાં મને રડવું ન આવે તેમાં મારો શો દોષ ? વખતસર ખાવા ન મળે, માતા રમવા જવા ન દે, કિંવા કાંઇ અણગમતું થાય તો જ રડવું આવતું. પતિને માટે મેં કદી આંસુનું ટીપુંય પાડયું નથી !

મારા વૈધવ્યને લીધે મારી માતાને સ્વાભાવિક દુઃખ થયું; પરંતુ તેની પાછળ હવે દારિદ્ર્યની ચિંતા નહોતી; કારણકે વૃદ્ધના હાથમાં મારૂં વેચાણ કરવાને લીધે તેને ખુબ પૈસા મળ્યા હતા. તથાપિ હું પેટમાં હતી તે વખતે તેના પતિનું થએલું મૃત્યુ, પ્રસવ વખતે તેને થએલું વિલક્ષણ કષ્ટ અને લગ્ન પછી તરતજ શ્રીમંત

હતી. એ પ્રસંગ બન્યા પછી કદી પણ તેમણે મને છંછેડી નહોતી; પરંતુ હાય ! મારી સાથેનાં તેમનાં લગ્નથી તેમની મુરાદ બર આવે તે પહેલાં તો ક્રૂર કાળે તેમને પોતાના પંઝામાં લઇ લીધા અને મારા સ્ત્રીત્વનો ઉપભોગ તેઓ કરી શકયા નહિ !

મારી શિક્ષિકાએ મને જે લાલચ દેખાડી લાભ આપવાની વાત કરી હતીઃ તે વાત ઘેર આવી મેં મારી બાને કહી દીધી. એનું પરિણામ એ આવ્યું કે બીજા દિવસથી મને શાળામાં તેમ જ ઘર બહાર જતી અટકાવવામાં આવી. યૌવન અને સૌન્દર્ય નારી જાતિનાં પ્રબળ વૈરી હોવાથી ઘણીકવાર નારીના શિર ઉપર તે એવી તો અનિવાર્ય આપત્તિને ખેંચી લાવે છે કે, જો તે આપત્તિના વખતમાં સ્ત્રી પોતાના ધર્મ તથા નીતિના શસ્ત્રથી એ શત્રુઓને ન હરાવે તો પોતે એ વૈરીથી પરાજય પામી હંમેશને માટે નિર્બળ બની જાય છે.

વિધાતાએ મને થોડું સૌન્દર્ય આપેલું હોવાથી તારુણ્યની સાથે જ મારે માથે લોઢાની પનોતી બેઠી. હું જો કુરૂપ હોત, મારી તરફ જોતાં જ લોકોને કંટાળો આવે એવા પ્રકારનું રૂપ જો મને ઇશ્વરે આપ્યું હોત, તો હું તેની અત્યંત ઋણી થઇ હોત; પરંતુ મને મોહક સૌન્દર્ય આપી તેણે પુષ્કળ ભુલ કરી એમ મને લાગે છે. હું પંદરમે વર્ષે ખીલતી યુવાનીને લીધે અધિક સુસ્વરૂપ દેખાવા લાગી. આ જગતમાં સારા માણસો કરતાં દુષ્ટ માણસો અધિક દૃષ્ટિએ પડે છે. સમાજમાં દુષ્ટ, નિંદક, મદાંધ, વ્યસની અને દુરાચારી વધારે મળી આવે છે. તે લોકોના ત્રાસથી મારે ઘર બહાર નીકળવું પણ ભારી થઇ પડયું. કાંઇ કાંઇ કામ નિમિત્તે બહાર જાઉં કે તેઓ મારી તરફ જોયા કરે, ખડખડ હસી મારી મઝાક કરે અને કેટલાક તો હું સ્પષ્ટ સાંભળી શકું તે રીતે બીભત્સ શબ્દો પોતાના સ્નેહીઓ પાસે ઉચ્ચારે. અરે, તે વખતની તે મર્માંતિક વેદનાનું સ્મરણ થતાં અત્યારે પણ હૃદય કંપી ઉઠે છે.

સમાજનું અનાથ વિધવાઓના સંબંધમાં કેવું વિલક્ષણ વર્તન

હતું. સુધરેલી ઢબની પત્ર લખવાની પદ્ધતિ અને વાતચીતથી અનેક મોહાંધોના પૈસાનું ધોળે દહાડે તે પાણી કરી રહી હતી. અમદાવાદની ફિમેલ ટ્રેનિંગ કોલેજના ત્રીજા વર્ષમાં તે પાસ થએલી હતી અને પોતાની મીઠી જીભથી તથા અધિકારીઓને આડકતરી રીતે ખુશ કરવાની રીતથી દરવર્ષે પ્રમોશન મેળવી રહી હતી. તે પૂર્ણ વ્યભિચારિણી હતી. મોટી ઉમ્મરની કન્યાઓને તે અનીતિને રસ્તે ઉતારી દલાલીના દામ પણ મેળવતી હતી. આ વીસમી સદીની એ પણ એક વિચિત્રતા છે કે બહારના આડંબર અને ટાપટીપથી શિષ્ટ સમાજની આંખમાં ધુળ નાંખીને એવી બાઇઓ કેળવણી આપવાના ધંધામાં નભે જાય છે; પણ આવી વિલક્ષણ વર્તનવાળી બાઇઓ દેશના સ્ત્રીશિક્ષણમાં શું સુધારો કરી શકે તેમ છે? ઉપદેશ કરતાં જે ધંધામાં અનુકરણનો આશય વધારે પ્રમાણમાં રહેલો છે, એવા શિક્ષકના ધંધામાં તો ઉત્તમ ચારિત્ર્યવાળી શિક્ષિકાઓ રાખવી જોઇએ. હું ચૌદ વર્ષની થઇ ત્યાં સુધી શાળામાં ભણતી હતી અને હજુ એકાદ વર્ષ વધારે ભણવાનો મારો વિચાર હતો; પણ એવામાં મારી શિક્ષિકાની નીચતાને લીધે મારે શાળા છોડવી પડી. એક દિવસ તેણે મને અવળે રસ્તે ઉતરવાનો ઉપદેશ આપ્યો અને અને લાલચો બતાવી મોટી મોટી વાતો કરી. મારૂં મન તેની લાલચોથી લલચાયું અને બીજે દિવસ તેની ઇચ્છા પ્રમાણે વર્તવાનું કબુલ કર્યું; પણ એવામાં હું એક આકસ્મિક રીતે એ પાપથી બચી ગઇ.

મારો સ્વભાવ બહુ ભોળો હતો. મને સારા માઠાનો વિચાર નહોતો. મેં સંસાર જોયો નહોતો. પરણ્યા પછી હું સાસરે બહુ થોડું ગઇ હતી. મારી ઉમ્મર નાની હતી એટલે મારા વૃદ્ધ પતિદેવે મારા માટે કાંઇક ધીરજ ધારી હતી. જો કે એક વખત રાત્રિને વખતે મને કુદરતના ધર્મોનું ભાન કરાવવા તેમણે કોશેશ કરી હતી; પણ હું ભયથી ચીસ નાંખીને બીજા ઓરડામાં દોડી ગઇ હતી અને અંદરથી સાંકળ વાસીને આખી રાત તેમાં સૂઇ રહી

મને ભ્રષ્ટ કરી દલાલીના દામ મેળવવાની તેની મુરાદ બર નહિ આવવાથી મારા ઉપર તેમનો ક્રોધ અત્યંત વધી પડયો. તેણે ગમે તે પ્રકારે મને પતિત કરવા ધાર્યું. અધુરામાં પૂરૂં અમારા ગામના ઉપાશ્રયમાં એ વખતે એક જૈન મુનિ આવીને રહ્યો હતો. તેની તેને મદદ મળી. એ મુનિ ચાતુર્માસ કરવા આવ્યો હતો. બ્રહ્મચર્ય સાચવવાની બાબતમાં તે બહુ નિર્બળ હતો. લોકોમાં તેને માટે સારૂં બોલાતું નહોતું. અમારા જૈન લોકો ગાડરીયા પ્રવાહ જેવા છે. અંધશ્રદ્ધાથી તેઓ એક જ માર્ગે દોરાયા જાય છે અને તેથી એવાં ભ્રષ્ટ સાધુ-સાધ્વીઓ નિરંકુશપણે શ્રાવક વર્ગમાં રહી શકે છે. મારે માથે આળ ચડાવી તે બંનેએ મારા જીવનની વિશેષ ખરાબી કરી દીધી. લોકોની આંખોમાં તો મારા યૌવને ઇર્ષ્યાનો અગ્નિ ઉત્પન્ન કર્યો હતો; એટલે જુદા જુદા સ્વરૂપે મારા હૃદય ઉપર તેમનાં વાગ્બાણ આવીને પડવા લાગ્યાં. માણસોએ પોતાના સ્વભાવ પ્રમાણે તેમાં વધઘટ કરી નિરાળા ઇતિહાસ તૈયાર કર્યા. લોકો મારા તરફ આંગળી કરી નિઃશંક અને ફાવે તેમ બોલવા લાગ્યા. કોઇ મારી નિંદા કરતા તો કોઈ મને ખુલ્લી રીતે વિશ્વયોષિતા કહી વગોવતા. કેટલાક અધમ પુરુષો મને ફસાવવા પ્રયત્ન કરતા હતા પણ હું મારા વિચારમાં અડગ હતી.

એ સમય મારા યૌવનનો વસંત સમય હોવાથી મારા સૌન્દર્ય તથા લાવણ્યમાં અદ્દભુત વિકાસ થવા લાગ્યો હતો અને તેને લીધે મને અનેક પ્રલોભનો નડતાં હતાં. ગામના અનેક વિષયી પુરુષો મને સતાવતા હતા; પણ હું મારા નિશ્ચયમાં દૃઢ હતી. મારા ભલા પાડોશીના ભય અને ઉપદેશથી હું મારૂં મન ચલિત થવા દેતી નહોતી. મારી માતાને મારી ઉપર શ્રદ્ધા નહોતી; તેમજ ગરીબ અવસ્થાને લીધે તેનું હૃદય શૂન્ય બની ગયું હતું. એટલે કેટલાક સ્વચ્છંદી લોકોની સલાહથી તેણે મારા તારૂણ્યનો ઉપયોગ પૈસા મેળવવા તરફ કરવા ધાર્યું. તેના હૃદયની એ રાક્ષસી કલ્પનાની મને ખબર પડતાં મારા મનની બહુ

છે? અમારી ઉપર ઇશ્વર કોપ્યો, એટલે શું તે અગ્નિમાં ઘી હોમવું? એક સ્ત્રી વિધવા થઇ એટલે તેનો તિરસ્કાર કરવો એ શું સમાજનું કર્તવ્ય છે? અમે અબળાઓ હોવાથી સમાજના મર્માઘાત મુંગે મોઢે સહન કરીએ છીએ. અમને એક વખત વૈધવ્ય પ્રાપ્ત થયું, એટલે ગમે તેણે ગમે તેમ બોલવું, પ્રભાતના પહોરમાં અમારૂં વિધવાનું મોઢું જોતાં અપશુકન થયાં એમ કહેવું; અમને ગાળો દેવી, અમારા માટે ખરાબ–બીભત્સ શબ્દો વાપરવા, અમારે માથે ખોટાં આળ ચડાવવાં, ડગલે ડગલે અમારી અવગણના કરવી–આ શું સમાજનો ન્યાય છે? અમે વિધવા થઇએ એમાં અમારો શો અપરાધ? ઉલટાં અમે સર્વની દયા અને સહાનુભૂતિને પાત્ર થયાં ગણાઇએ; પણ સમાજમાં એટલી ઉદારતા ક્યાં છે? અમે તેવાં ખરાબ કૃત્યો કરીને પુરુષો સમાજમાં ઉજળા બની ફરી શકે છે; પરંતુ દુર્દૈવથી વૈધવ્ય પ્રાપ્ત થતાં અમે અબળાઓ ઘરના એક અંધકારમય ખુણામાં બેસી અમારા દિવસો પૂરા કરીએ છીએ.

લોકો જે મારી પાછળ હાથ ધોઇને લાગ્યા હતા, તેનું મને કાંઈ વિશેષ લાગતું નહોતું, કારણ કે લોકોના બોલવા તરફ લક્ષ્ય આપવું, એવો મારો સ્વભાવ જ નથી; પણ મને ખરાબ લાગે છે, તે એટલા માટે કે મારા જેવી અનેક તરૂણ વિધવાઓનાં મર્મસ્થળો આ કુટિલ સમાજના મર્માઘાત શી રીતે સહન કરતાં હશે? જ્યાં સુધી હું અજ્ઞાન હતી ત્યાં સુધી મને એ વૃદ્ધ પતિથી નહોતો અસંતોષ કે નહોતું દુઃખ. દસમે વર્ષે વિધવાપણું પ્રાપ્ત થવા છતાં પણ મને નહોતો અફસોસ કે નહોતી ચિંતા; પરંતુ જ્યારે મને મારી દશાનું ભાન થયું, ત્યારે બાળવૈધવ્યના દુઃખથી મને બહુ લાગી આવ્યું. હું મારા કિસ્મતની કુટીલતાના વિચારમાં આયુષ્યના દિવસો પૂરા કરતી હતી; એટલામાં મારા ઉપર બહુ નિરાળો પ્રસંગ ઘડાયો અને તેને લીધે લોકોના નિંદાપ્રચુર સ્વભાવને વધારે પ્રોત્સાહન મળ્યું. તે ભયંકર પ્રસંગ આવવાનું કારણ તે દુષ્ટા શિક્ષિકા હતી.

પોતે એક પછી એક એમ બે, ત્રણ, ચાર વખત લગ્ન કરે છે. સંતાન હોવા છતાં પણ પરણે છે, વૃદ્ધ બનવા છતાં પણ ઘોડે ચડે છે; અરે, ઘરમાં સુઘડ, સુંદર સ્ત્રી હોવા છતાં છાની રીતે વેશ્યાગમન કરે છેઃ અને તો પણ તે બાળવયે રંડાવાથી બીજીવાર યોગ્ય પતિ વરવા ઇચ્છતી બાળવિધવાને પાપિણી કહી તેનો તિરસ્કાર કરવા તૈયાર થાય છે ? આ શું સમાજનું ઓછું અજ્ઞાન છે ? સાઠ વર્ષના પુરુષનું પાંચમી વારનું લગ્ન ઉત્સાહથી ઉજવનાર જ્ઞાતિ, એ કાર્યમાં અધમતા જાતી નથી અને પુરુષોની જ મૂર્ખાઇને પરિણામે બાળવિધવા બનેલીની એકાદ ભુલ થતાં જ્ઞાતિનાં તમામ હથિયાર તેના ઉપર તૂટી પડે છે. આ શું ઓછો જુલમ છે ?

પ્રકૃતિ વિરૂદ્ધના કે કુદરત વિરૂદ્ધના કાનુન કદી પણ ચાલ્યા નથી અને ચાલશે પણ નહિ. બ્રહ્મચર્ય પાળવા જેવું ઉંચામાં ઉંચું વર્તન ફરજિયાત ઠરાવી શકાય નહિ. એમ હું મારા મનથી માનું છું. બ્રહ્મચર્ય પાળી સંયમશીલ રહેવું સૌથી ઉત્તમ છે; પણ જો વિધવાઓથી એમ ન બને, તેમણે મારી પેઠે પુનર્લગ્ન કરવું એવો મારો મત છે. વળી મારાં લગ્ન સંબંધીનો વિચાર કરવામાં આવે તો મને વિધવા માનવી એ અત્યંત ભુલ ભરેલું છે; એટલું જ નહિ પણ તે અશાસ્ત્ર અને અમાનુષિપણું છે. હાલના દુષ્કર પ્રસંગે તરૂણ વિધવાએ બ્રહ્મચર્યથી રહેવું અત્યંત વિકટ છે. મનનું દુર્બળપણું અને સ્વાભાવિક અબળાપણુંઃ એનાથી ક્ષણે ક્ષણે વિધવાને હાથે કેટલા અનાચાર થાય છે, તે તરફ આંખો બંધ કરી દુર્લક્ષ્ય કરવું, એ સમાજની દૃષ્ટિએ નહિ તો રાષ્ટ્રની દૃષ્ટિએ પણ મહા અધોગતિનું લક્ષણ છે. મારૂં લગ્ન, મારૂં વૈધવ્ય અને મારા ઉપરના અનેક પ્રસંગો, એ ત્રણેય બાબતો ઉપરથી મારા હૃદયે નક્કી કર્યું હતું કે યોગ્ય પતિ સાથે વિવાહ કરી તેના સહવાસમાં રહ્યા સિવાય મારે માટે બીજો માર્ગ જ નથી. જો મને સુયોગ્ય, સશક્ત પુરુષ સાથે યોગ્ય વયે પરણાવવામાં આવી હોત અને થોડો વખત સંસારસુખ ભોગવ્યા પછી આવું વૈધવ્ય આવ્યું હોત તો પતિનું

ચમત્કારિક સ્થિતિ થઇ ગઇ. મને ખાવું પીવું ગમે નહિ, રાત્રે નિદ્રા આવે નહિ, આખો દિવસ મારૂં ભવિષ્ય શું થશે ? એવા વિચારો આવ્યા કરે અને મન મુંઝાય. મને મારૂં તારૂણ્ય અને સૌન્દર્ય શત્રુ કરતાં ભયંકર, ઝેર કરતાં કાતિલ અને શલ્ય કરતાં તીક્ષ્ણ લાગવા માંડયાં. મારા મનને કયાંઇ પણ ચેન પડતું નહોતું. સ્ત્રીની કાયાને સંસારમાં સંપૂર્ણ ભય છે. મારી આખી જીંદગી અનાથ દશામાં–નિરાધાર હાલતમાં શી રીતે નીકળશે ? તેની મને ચિંતા થવા લાગી. મારી માતા મને અધમ રસ્તે ઉતારશે તો મારા બન્ને ભવ બગડશે; તે બાબતનો મને વિચાર થઇ પડયો.

હું એકાએક એક રાત્રે ઘરમાંથી નીકળી નાઠી અને રખડતી રવડતી ગુજરાતની એક સ્ત્રીસંસ્થામાં આવી દાખલ થઇ. આ સ્ત્રી-સંસ્થાના સંબંધમાં મેં ઘણું સારૂં સાંભળ્યું હતું; પરંતુ તેમાં દાખલ થતાં મને વિકાસ કે ઉદ્ધારનું કાંઇ ચિહ્ન જણાયું નહિ. સ્ત્રીઓની પાંજરાપોળ જેવી આ સંસ્થામાં નિરાધાર બાઇઓને, અધિષ્ઠાત્રીના ઘરની વગર દામે ખરીદાએલી ગુલામડીઓ પ્રમાણે વર્તવું પડે છે. તેથી હું ત્યાંથી નીકળી મુંબઇની આર્યસમાજને આશ્રયે આવી અને અહીં આવીને મેં એક ભલા ગૃહસ્થ જોડે પુનર્લગ્ન કર્યું.

રૂઢિના રક્ષકો એથી ખળભળી ઉઠયા. તેઓ વિધવાઓને ફરજિયાત બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા કરે છે; પણ આગળ પાછળનો કાંઈ વિચાર કરતા નથી. કામવાસના સામે યુદ્ધ કરવામાં અને વિજય મેળવવામાં પુષ્કળ આંતરિક બળની જરૂર છે. જેનાથી ભલભલા ઋષિઓ પણ હારી ગયા છે, તેવા પ્રબળ શત્રુ સામે લડવા માટે આત્મજ્ઞાન વિનાની અબળાઓને આજ્ઞા કરવી એ શું અજ્ઞાનતા નથી ? સ્ત્રીવર્ગ કરતાં વધારે બળવાન, વધારે અનુભવી અને વધારે જ્ઞાની ગણાતો પુરુષવર્ગ પચાસ વર્ષની વયે પણ જે શત્રુને નથી જીતી શકતો, તે શત્રુને અજ્ઞાન, નિર્બળ, ઓછા અનુભવવાળી મુગ્ધાએ જીતવો જ જોઇએ, એવી સમાજની આજ્ઞા શું અન્યાય ભરેલી અને નિર્દયતા દેખાડનારી નથી ? સ્ત્રીઓની પાસે બળાત્કારે બ્રહ્મચર્ય પળાવનાર પુરુષવર્ગ તો

દુઃખમાં હૃદય એકાએક બંધ પડી જવાથી તેનો સ્વર્ગવાસ થઇ ગયો. તેના મૃત્યુથી મારા હૃદયને ઘણો આઘાત થયો. પિયર પક્ષમાં મારૂં હવે કોઇ રહ્યું નહિ. મારી દુષ્ટા શિક્ષિકા પેલા શયતાન્ સાધુની સહાયિકા બનીને અનેક કુંવારી કન્યાઓના શિયળને ભ્રષ્ટ બનાવી રહી હતી.

એ તો નિર્વિવાદ છે કે સમાજના સ્ત્રીવર્ગમાં બગાડો થવામાં જેટલે અંશે લગ્નપદ્ધતિ જવાબદાર છે, તેટલે અંશે કન્યા-કેળવણી અને ધર્મગુરુઓનાં ધતિંગ પણ જવાબદાર છે. કચ્છમાં મારી એક બ્હેનપણી વિધવા છે. તેને થોડાં વર્ષ ઉપર એક જૈન સાધુના સમાગમથી બાળક જન્મ્યો. પોલિસે તપાસ ચલાવી, પણ સાધુના અંધશ્રદ્ધાળુ ભકતોએ તે વાત દબાવી દીધી. બાઇને તેના સસરા તરફથી ખોરાકી મળતી હતી તે બંધ થઇ, એટલે તે દુઃખની મારી બાળકને લઇ મુનિને સોંપવા સ્થાનક તરફ ચાલી. સાધુના શિષ્યોએ બારણાં બંધ કરી તેને અંદર આવતાં અટકાવી અને છેવટે બીજા લોકોએ તેને સમજાવી પાછી કાઢી. આ વાતની મુંદ્રા શહેરના શ્રાવકોને ખબર પડતાં તેમણે માંડવીના શ્રાવકોદ્વારા તે સાધુ વિરૂદ્ધ ગચ્છના અધિપતિને અરજ કરી; પણ તે મહાપુરુષે અમુક શ્રાવકોને આડું અવળું સમજાવી પક્ષમાં લીધા અને ગચ્છમાં બે ભાગ પડી ગયા. આ બાઇના ખરાબ પ્રેમપત્રો પકડાયા હતા અને ચારેય તરફ વાત ચર્ચાઇ હતી. સાધુ નામધારી શયતાનો સમાજમાં શું ઓછો સડો પેદા કરે છે? હું તો સ્પષ્ટ કહું છું કેઃ એવા વ્યભિચારી સાધુઓને કેવળ તિરસ્કાર કરીને દૂર કરવા હવે બસ નથી, પણ તેમને મુશ્કેટાટ બાંધીને મારવા જોઇએ અને ચૌદમું રત્ન ચખાડી અનાચાર કરતા અટકાવવા જોઇએ. સાધુઓનો સમાજની સાથે ગાઢ સંબંધ છે, પણ અધ્યાત્મબળ કે આત્મબળ વિનાના સાધુ નામધારી વિષયના ગુલામોને સમાજમાં સ્થાન આપવું એ ભયંકર કાર્ય છે. ક્યાં સુધી આ બાબત તરફ હવે આંખમીચામણાં કરવામાં આવશે?

પુનર્વિવાહ જેમને સંમત નથી, એવા લોકો મારા આ કૃત્ય ઉપર ટીકા કરશે અને મને અશિક્ષિત, મૂર્ખ તથા વિષયી ગણશે;

સ્મરણ સદાકાળ દષ્ટિ સમક્ષ રહેવાને લીધે બીજા પુરુષની પત્ની બનવાનો વિચાર મને દુઃખકારક લાગત; પરંતુ એવું તો મારા સંબંધમાં કાંઈ બન્યું નહોતું, એટલે મારૂં મન અસ્થિર હોય એમાં શું આશ્ચર્ય ?

સમાજમાંથી કન્યાવિક્રય અને બાળલગ્નની અનિષ્ટ રૂઢીઓ હજુ બંધ થતી નથી, ને તે પુનર્લગ્ન શરૂ થવા લાગ્યા વિના બંધ થવાની નથી. બાળહત્યા અને દુરાચાર પણ પુનર્લગ્ન વિના બંધ થશે નહિ. જેમનાથી પોતાની પુત્રીઓને બીજો પતિ કરતાં જોઈ શકાતું ન હોય, તેમણે પ્રથમ સમાજમાંથી બીજી પત્ની કરવાનો રિવાજ બંધ કરાવવો જોઇએ અને કન્યાવિક્રય, બાળલગ્ન, કજોડાના વિવાહ, મડાં સાથે મીંઢળ બાંધવાની પ્રથાને તિલાંજલી આપવી જોઇએ. સઘળા દેશ માટે જેમ એક રિવાજ હોઇ શકે નહિ, તેમ સઘળા સ્વભાવ માટે પણ એક નિયમ હોઇ શકે નહિ. દરેક સમાજ પોતાની જરૂરીયાતોને અનુકુળ વ્યવહાર બાંધે છે. અને તેમાં આવશ્યક્તાઓ પ્રમાણે ફેરફાર કરે છે. જેમનામાં ફેરફાર કરવાની હીંમત કે આવડ નથી હોતી, તેમનામાં સડો વધતો જાય છે. આપણી સમાજનું બંધારણ બંધીઆર પાણીની જગ્યા જેવું છે. તેમાં પ્રવાહનું નવું નવું વહન બિલકુલ દીઠામાં આવતું નથી. વળી આપણા લોકો પારકી આંખે જોનાર છે. શાસ્ત્રમાં લખ્યું હોય તેને તેઓ અંધ-શ્રદ્ધાથી વળગી રહે છે, પણ તેમાં વિવેકદષ્ટિ રાખતા નથી. સત્ય-યુગને માટે રચાએલા નિયમો આ કલિયુગમાં શી રીતે હિતાવહ થઈ શકે ? છતાં લગ્ન માટે જે ઉંચો આદર્શ ઠરાવવામાં આવ્યો છે, તે આદર્શ પ્રમાણે જો લગન થતાં હોય તો સ્ત્રી પરણ્યા પછી જે સુખ મેળવે તે સુખનું સ્મરણ તેને એટલું મીઠું લાગે કે ફરી લગ્ન કરવા તે તૈયાર જ થાય નહિ. સ્ત્રીજાતિ પ્રેમની પુતળી છે. સ્નેહને અંગે સ્વાર્પણ કરવાનો તેનો કુદરતી સ્વભાવ છે; પણ જ્યાં એ સ્વભાવનો દુરૂપયોગ થવા જેવી હાલતમાં તેને મૂકવામાં આવે ત્યાં પછી સારા ફળની આશા ક્યાંથી રાખી શકાય ?

મારી માતા મારા દુઃખથી દુઃખી હતી. એક દિવસ એ

## ૧૧

# સુશીલા

ચૈત્ર મહિનો હતો; પરંતુ એ ખળાંઓ કે જ્યાં અનાજના ઢગલાઓ રહેતા હતા, ત્યાં પશુઓનાં શરણસ્થળ બન્યાં હતાં. જે ઘરોમાંથી હોળીની હોરી અને વસંતના આલાપ સંભળાતા હતા, ત્યાં આજ રૂદનના ધ્વનિ હતા. એ વર્ષનું સઘળું ચોમાસું વીતિ ગયું હતું; પણ પાણીનું એકેય ટીપું પડયું નહોતું ! જેઠ મહિનામાં એકવાર મુશળધાર વૃષ્ટિ થઇ હતી. ખેડુતોએ હર્ષમાં આવી જઇને ખેતરમાં બીજ વાવ્યું હતું; પરંતુ ઇન્દ્ર દેવે પાછળથી બિલકુલ કૃપા કરી નહોતી. છોડવાઓ ઉગ્યા હતા, વધ્યા હતા અને પાછા સૂકાઇ ગયા હતા. ગોચર ભૂમિમાં ઘાસ પણ થયું નહોતું ! વાદળાંઓ ચડી આવતાં અને અંધારૂં ફેલાઇ જતું. અનુમાન થતું હતું કે જળસ્થળ એક થઈ જશે; પરંતુ તે અંધકાર નિરાશાનો અને દુઃખનો હતો. ખેડુતોએ બહુ જપ-તપ કર્યાં, ઇંટ અને પત્થરને દેવ-દેવીના નામથી પૂજ્યાં. અનેક બલિદાન આપ્યાં. વરસાદની અભિલાષામાં રક્તની પરનાળો વહાવી; પરંતુ ઇંદ્રદેવ કોઇ રીતે પ્રસન્ન થયા નહિ. ખેતરમાં ધાન્યના છોડવાઓ નહોતા. ગોચરમાં ઘાસ

પણ જેઓને આ દેશની વિધવાઓ ઉપર ગુજારાતા જુલમની જરા પણ લાગણી હશે, તેઓને મારૂં કૃત્ય ગેરવ્યાજબી જણાશે નહિ. હું કબુલ કરૂં છું કે પુનર્વિવાહ ગૌણવિવાહ છે; પણ જ્યાંસુધી સમાજમાં બાળવિવાહનો રાક્ષસી રિવાજ છે, ત્યાંસુધી એ રૂઢિનું દુષ્પરિણામ ન થવા સારૂ પુનર્વિવાહને સંમતિ દેવી એ પ્રત્યેકનું કર્તવ્ય છે. વિધવાઓ માટે આ દેશમાં કોઇ ઉંચા પ્રકારની વ્યવસ્થાવાળી સંસ્થા નથી. જ્યાં જોઇએ ત્યાં વિધવાઓનો તિરસ્કાર થાય છે. દુષ્ટ પુરુષો તરફથી જગત્‌નાં એવાં પ્રલોભનો તેને દેખાડવામાં આવે છે કે તે ભાગ્યે જ પોતાના મનને કાબુમાં રાખી શકે. પતિના મરણ પછી વિધવાને પિતૃગૃહ ને શ્વસુરગૃહનો આધાર બંધ થાય છે. શ્રીમંત કુટુંબોમાં પણ વિધવા બોજારૂપ મનાય છે અને તેને સર્વત્ર હાડ હાડ કરવામાં આવે છે. તેનું જીવન ઓશીયાળું, શુષ્ક, ગુલામવત્ અને દુઃખમય બની જાય છે; માટે કાં તો સમાજે સઘળી વિધવાઓને માટે પોષણ, સહવાસ અને તેથી મળતો દિલાસો પ્રાપ્ત થાય એવાં નમુનેદાર આશ્રમો ખોલવાં જોઇએ અને એમ ન બને તો બીજા કશાની ખાતર નહિ પણ છેવટ ઉદરનિર્વાહની ખાતર તેને ફરીને પરણવાની પરવાનગી આપવી જોઇએ. વિકારની ઉત્પત્તિ માનસિક છે. ઉંચી સોબત અને ઉંચા શિક્ષણ વિના તેના ઉપર કાબુ રહી શકતો નથી. પુરુષવર્ગ જો સંયમ રાખી પોતાના દાખલાથી ઉપદેશ આપે તો સ્ત્રીઓમાં માનસિક નિર્બળતા આવવાનો સંભવ જ નથી. જીંદગી એ નિરંતર યુદ્ધ છે. યુદ્ધમાં વિજય મેળવનાર પક્ષ પણ પ્રહાર ખાધા વિના તો વિજય નથી મેળવી શકતો. દરેક બાબતમાં લાભ અને ગેરલાભ સમાએલા છે; તો પછી પુનર્લગ્નની બાબતમાં પણ તે બન્ને હોવા જોઇએ. મારા જેવી અલ્પજ્ઞ અબળાને મોઢે એ ચર્ચા લંબાય એ ઠીક નથી એટલે એ વિવાદનો વિષય બંધ કરી મારી કર્મકથા અહીં જ પૂરી કરૂં છું અને ઇશ્વર પાસે માગું છુ કે તે સર્વ અબળાઓને સન્મતિ આપે. **અસ્તુ**:

---

તે પોતાનું કર્તવ્ય સમજે છે. તેને પોતાની દીન દશા ઉપર જે માનસિક વેદના થાય છે, તેવી પુરુષોને કદી પણ થતી નથી.

થોડીવારે હું ઉંઘમાંથી ઉઠી અને મીઠાઇની લાલચમાં જઇને મારા પિતાના ખોળામાં પડી. મેં તે દિવસ સવારમાં બાજરાના રોટલાનો એક કકડો ખાધો હતો અને પછી વિશેષ નહિ મળવાથી રડતી રડતી સૂઇ ગઈ હતી. મને એ વખતે દસમું વર્ષ જતું હતું; એટલે દુકાળના દુઃખની મને શી કલ્પના હોય ? પિતાએ મને ગોદમાં લીધી અને દુઃખભરી દૃષ્ટિથી મારી સામે જોયું. તેમની ગરદન નીચી નમી ગઇ પણ હૃદયની પીડા આંખોમાં સમાઇ શકી નહિ.

બીજે દિવસ અમે ઘરની બહાર નીકળ્યાં. જેવી રીતે પુરુષના ચિત્તમાંથી અભિમાન અને સ્રીની આંખમાંથી લજ્જા નીકળતાં નથી; તેવી જ રીતે પોતાની મહેનતથી રોટલો પેદા કરનારા ખેડુતો પણ મજુરીની શોધમાં ઘરથી બહાર કદી નીકળતા નથી; પણ હાય પાપી પેટ, તું સર્વ કાંઈ કરાવી શકે છે ! માન અને પ્રતિષ્ઠા, ગ્લાની અને લજ્જા એ સર્વ ચળકતા તારાઓ પેટની કાળી ઘટાઓની પાછળ છુપાઇ જાય છે !

પ્રભાતનો સમય હતો. વિપત્તિના સતાવવાથી અમે ઘરની બહાર નીકળ્યાં. મારા પિતાએ મને તેડી લીધી. મારી માતાએ ફાટેલાં તૂટેલાં જુનાં કપડાંની પોટલી માથા ઉપર મૂકી લીધી. બન્નેનાં નેત્રો આંસુઓથી ભરાએલાં હતાં. મારી માતા અપાર રોતી હતી. ગામના બે ચાર માણસો રસ્તામાં સામા મળ્યા; કિન્તુ કોઇએ એટલું પણ ન પૂછ્યું કેઃ ક્યાં જાઓ છો ? કોઇના હૃદયમાં સહાનુભૂતિનો વાસ નહોતો. દયાનું ઝરણુ દુષ્કાળને લીધે માનવહૃદયમાંથી સૂકાઇ ગયું હતું !

ઉનાળાનો સખત તાપ પડતો હતો. પૃથ્વી એ તાપથી સંપૂર્ણ તપી રહી હતી. આવા સમયમાં અગણિત શુષ્ક હાડપિંજરો—કે જેમના ઉપર કોઇ પ્રકારનું કપડું પણ નહોતું; તેઓ માટી ખોદવાના

નહોતું અને તળાવમાં પાણી નહોતું. લોકોને ઘણી મુસીબતની સામે ટકવાનું હતું. જ્યાં જોઇએ ત્યાં ધુળ ઉડી રહી હતી. દરિદ્રતા અને ક્ષુધાપીડાનું દારૂણ દશ્ય દેખાઇ રહ્યું હતું. લોકોએ પ્રથમતો ઘરેણાં અને વાસણો ગીરો મૂક્યાં; પરંતુ પાછળથી વેચી દીધાં. છેવટે જનાવરોનો વારો આવ્યો. જ્યારે જીવિકાનો અન્ય કોઇ ઉપાય ન રહ્યો; ત્યારે જન્મભૂમિપર જાન દેનારા ખેડુતો બાળબચ્ચાંઓને લઇ મજુરી કરવા નીકળી પડયા ! દુષ્કાળપીડિતોની સહાયતાને માટે કોઇ કોઇ સ્થળે સરકારે કામ ઉઘાડયાં હતાં. જ્યાં જેને ફાવ્યું ત્યાં તે લોકો જવા લાગ્યા.

સંધ્યાનો સમય હતો. મારા પિતા બહારથી થાકયાપાકયા આવીને બેસી ગયા અને મારી માતાને ઉદાસ બની કહેવા લાગ્યાઃ 'દરખાસ્ત ના મંજુર થઇ.' બોલતાં બોલતાં તેમનાં નેત્રો આંસુથી ભરાઇ આવ્યાં. એમનું મોઢું ઉતરી ગયું હતું અને પેટ ઉંડું ઉતરી ગયું હતું. આજ બે દિવસથી તેમણે અનાજનું દર્શન સરખુંયે કર્યું નહોતું. ઘરમાં જે કાંઇ–ઘરેણાં, કપડાં, વાસણ વગેરે હતાં તે સર્વ પેટમાં સમાઈ ગયાં હતાં. ગામના શાહુકારો પણ પતિવ્રતા સ્ત્રીઓની પેઠે મુખ સંતાડવા લાગ્યા હતા. કેવળ તગાવીનો આધાર હતો અને તેને માટે અરજ કરી હતી; પરંતુ આજ તે પણ નામંજુર થઇ ગઇ. આશાનો ઝગઝગતો દીવો બુઝાઇ ગયો !

મારી માતાએ તેના પતિ તરફ કરૂણ દૃષ્ટિથી જોયું. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. પતિ આખા દિવસના થાકયાપાકયા ઘેર આવ્યા છે તેને શું ખવડાવવું ? લજ્જાથી હાથપગ ધોવા માટે તે પાણી પણ ન લાવી શકી. જો હાથપગ ધોઇને આશાભરી નજરથી તેઓ તેના સામે જુએ તો તે તેમને શું ખાવા આપે ? તેણે પણ ત્રણચાર દિવસથી કાંઇ ખાધું નહોતું; છતાં આ વખતે તેને જે દુઃખ થયું, તે ક્ષુધાતુરતાના દુઃખથી કેટલાયે ગણું અધિક હતું. સ્ત્રી ઘરની લક્ષ્મી છે. ઘરનાં માણસોને ખવડાવવા પીવડાવવામાં

તે પોતાની સાથે લઇ ઉતાવળે પગલે ચાલ્યો. મારા પિતા હજુ ઘેર આવ્યા નહોતા અને અમે તો કોઇ અજાણી દિશામાં આગળ વધવા લાગ્યાં. મારી માતા અમારી ગરીબ હાલતથી બહુ કંટાળી ગઇ હતી અને તેમાંથી છૂટવા તે નિરંતર વિચાર કર્યા કરતી હતી, પણ તેને કોઇ ઇલાજ જડતો નહોતો. આજે અચાનક તેને પોતાના ઉદ્ધારનો રસ્તો મળી ગયો.

અમને તે ગૃહસ્થ ટ્રેનમાં બેસાડી પોતાને ઘેર તેડી ગયો. એનું ઘર અમદાવાદ શહેરમાં હતું. વાતચીત ઉપરથી માલમ પડ્યું કે તે અમારી નાતનો અને પૈસેટકે સુખી હતો. બાલ્યાવસ્થામાંથી માતપિતા રહિત થઇ જવાને લીધે તે આજ સુધી કુંવારો હતો. કન્યાની શોધમાં ફરતાં મારી માતા સાથે તેને વાત કરવાનો પ્રસંગ મળી ગયો અને મારૂં ચોકઠું તેની સાથે ગોઠવાઇ ગયું. અમે અમદાવાદમાં આઠ દિવસ રહ્યાં. તે પછી મારી માતા થોડા પૈસા લઇ મારા બાપને તેડવા માટે ગઇ; પણ ચોથે દિવસે તેણે પાછા આવી પોતાને વૈધવ્ય પ્રાપ્ત થયાના દુઃખજનક સમાચાર સંભળાવ્યા. ભુખના દુઃખથી મારા પિતા બિચારા પગ ઘસીને મરી ગયા હતા. મારી માતા તેમની પાસે પહોંચી તે વખતે તેમના પ્રાણ પ્રયાણ કરવાની અણી ઉપર હતા. એક ક્ષણમાં તેઓ સ્વર્ગે સીધાવ્યા. તેમના શબને અગ્નિસંસ્કાર વગેરે કરી મારી મા પાછી અમદાવાદ આવી પહોંચી. મને એ શોકસમાચારથી ઘણુ દુઃખ થયું. મારી માતાએ પણ બે માસ સુધી શોક પાળ્યો.

પરંતુ દુઃખનું ઓસડ દિવસો છે. જેમ જેમ સમય જવા લાગ્યો, તેમ તેમ અમારૂં દુઃખ ઓછું થવા લાગ્યું. શહેરના સારા ખાનપાન અને સુખચેનથી મારા અને મારી માતાના શરીરમાં ફેરફાર થવા લાગ્યો. મને એ વખતે દસમું વર્ષ જતું હતું અને મારી માતા ચોવીસ વર્ષની ઉમ્મરની હતી. મારા જન્મ પછી તેને બે વખત પ્રસૂતા થવાનો સમય આવ્યો હતો; પણ તે બાળકો જીવતાં

કામમાં લાગ્યાં હતાં. એ ભૂમિ તે વખતે સ્મશાનભૂમિ બની રહી હતી કે જ્યાં મુડદાંઓ પોતાના હાથથી પોતાની કબરો ખોદતાં હતાં!

વૃદ્ધ અને યુવાન, સ્ત્રી અને પુરુષ, મર્દ અને બાળક સર્વ કોઇ એવાં નિરાશ અને વિવશ બની કામમાં લાગી ગયાં હતાં કે જાણે મૃત્યુ અને ભુખ તેમની સામે બેસી ઘુરકી રહ્યાં છે. એ આફતમાં કોઇ કોઇનો મિત્ર નહોતો કે કોઇ કોઇનો શુભચિંતક નહોતો. દયા, સહૃદયતા અને પ્રેમ એ સર્વ માનવીય ભાવો છે કે જેનો કર્તા મનુષ્ય છે. પ્રકૃતિએ આપણને કેવળ એક જ ભાવનું દાન કર્યું છે અને તે સ્વાર્થ છે. માનવીય ભાવો બહુધા કપટી મિત્રોની પેઠે આપણો સાથ છોડી દે છે; પણ એ ઇશ્વરપ્રદત્તગુણ કદી આપણું ગળું છોડતો નથી!

આઠ દિવસ વીતિ ચુકયા હતા. સંધ્યા વખતે કામ પૂરૂં થઇ ગયું હતું. એક ઝાડ નીચે મારા પિતાએ અમારો મુકામ નાંખ્યો હતો. મારાં માતાપિતા એવાં કૃશ થઇ ગયાં હતાં કે તેઓ ઓળખાતાં પણ નહોતાં! અત્યારે તેઓ સ્વતંત્ર ખેડુત રહ્યાં નહોતાં પણ સમયના પરિવર્તનથી આજ બન્ને મજુર બની બેઠાં હતાં!?

મને કેટલાક દિવસથી તાવ આવતો હતો. કમળના જેવો મારો ચહેરો કરમાઇ ગયો હતો. મારી માતાએ એ વખતે મને ધીરેથી કહ્યું:—'પુત્રી! આંખો ઉઘાડ. જો સાંજ પડી ગઇ.'

મેં આંખો ઉઘાડી. તાવનું જોર નરમ પડ્યું હતું. તત્કાળ મારી માતાને મેં પૂછ્યું: 'મા, શું આપણે પાછાં ઘેર આવી પહોંચ્યાં?'

મારા એ પ્રશ્નથી મારી માતાને ઘરનું સ્મરણ થયું. તેની આંખો પાણીથી ભરાઇ આવી. તેણે કહ્યું:–'ના દીકરી! તું સાજી થઇ જઇશ, પછી આપણે ઘેર જઇશું.'

મને એ દિવસો બરાબર યાદ છે. મારી માતા સાથે હું જ્યાં આ પ્રમાણે વાત કરતી હતી ત્યાં એક માણસ હાથમાં ફાનસ લઇને આવ્યો અને મારી માતા સાથે થોડી વાત કરી અમને બન્નેને

કન્યા જેવું લાગતું હતું. મારા શરીરનો બાંધો એવડો અને મજબુત હતો. મારા અંગપ્રત્યંગમાં હમણાં સુન્દર વિકાસ થવા લાગ્યો હતો. જે રીતે મારૂં શરીર ખીલતું જતું હતું, તે રીતે મારી માનસિક ચંચળતા પણ વધતી જતી હતી. વિકારનું સૂક્ષ્મ અને અદ્રશ્ય બીજ મારા હૃદયમાં ક્યારનુંએ રોપાઇ ચુક્યું હતું. સમય આવતાં માત્ર તેને અંકૂરિત થવાનો જ અવકાશ હતો. કુદરતનો એક અચળ કાનુન છે કે જેવું ક્ષેત્ર હોય છે, તેવો પાક ઉત્પન્ન થાય છે. વ્યભિચારિણી અને ભ્રષ્ટચરિતા માતાની પુત્રી ભાગ્યે જ પવિત્ર રહી શકે છે. હવે મારા જીવનને હંમેશને માટે કલંકિત કરનારી અને મારી જીવનનૌકાને ભયંકર તોફાનમાં ઘસડી જનારી એક વિલક્ષણ ઘટના શી રીતે બની તેનો અહીં પ્રથમ ઉલ્લેખ કરી હું મારી આત્મકથાના લેખનવ્યવસાયમાં આગળ વધીશ.

મારી માતાની એવી ઇચ્છા હતી કે લગ્ન પહેલાં મારા કૌમાર્યનો ભંગ ન થાય તો સારૂં અને તેથી મારૂં લગ્ન જલદી કરી દેવાનો તેનો વિચાર હતો; પણ જે પુરૂષ સાથે મારૂં લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો, તે પુરૂષ સાથે દૈવયોગથી તેનો આડો વ્યવહાર બંધાઇ જવાથી લગ્નના કાર્યને તેણે વિલંબમાં નાંખી દીધું હતું. મારી માતાની તો એવી પણ ઇચ્છા હતી કે મારૂં લગ્ન કોઇ બીજા પુરુષ સાથે કરી પોતે પોતાના પ્રેમભાજન સાથે ખુલ્લું ઘર માંડી બેસવું; પરંતુ તેમ કરવાથી તે પુરુષની પ્રતિષ્ઠામાં હરકત આવે એવું હતું. એટલે તેનો તે વિચાર પણ અમલમાં આવી શક્યો નહિ. આખરે મારે મારી માતાની શોક્ય થવાનો જ મને પ્રસંગ આવ્યો અને તેને માટે વૈશાખ સુદ બીજનું મુહૂર્ત નક્કી થયું. આ મુહૂર્ત એવી ખરાબ પળે લેવામાં આવ્યું હતું કે જેથી મારી કૌમારનૌકા આખા સમુદ્રને નિર્વિઘ્ને ઓળંગી કિનારા પાસે આવતાં જ ડૂબી ગઈ! મને શુદ્ધ કન્યકાના રૂપમાં મારા પરિણિત પતિની શય્યાભાગિની બનાવવાનો મારી માતાનો વિચાર નિષ્ફળ ગયો!!

રહ્યાં નહોતાં. અમારા ઘરની સ્થિતિ ગરીબ હતી, છતાં મારી માતા બહુ રૂપાળી અને સૌંદર્યવતી હતી. અહીં તેને ખેતીનું કામ કરવાનું નહોતું કે ઢોરઢાંખરની જંજાળ નહોતી. માત્ર બે વખત રસોઇ કરીને બેસી રહેવાનું હતું. અમે જે માણસને ત્યાં રહેતાં હતાં તે માણસ સારો ભણેલોગણેલો અને હોશિયાર હતો. તેની ઉમ્મર પણ પચીસ–છવીસથી વધારે નહોતી. મારા ઉપર તે બહુ વહાલ રાખતો હતો. મને પોતાની ભાવિ પત્ની તરીકે યોગ્ય કેળવણી આપવા તેણે અત્યારથી જ પ્રયાસ આરંભ્યો હતો. હું પાસેની એક કન્યાશાળામાં ભણવા જતી હતી. તે ઉપરાંત ખાનગી ટાઇમમાં ઘેર મને ભણાવવા સારૂ તેણે એક મહેતીજી પણ રાખી હતી.

દેવતા અને દારૂનો સંયોગ જેમ ભયંકર છે, તેમ સ્ત્રી–પુરૂષનો એકાંત સહવાસ પણ ભયાનક છે. અમારા ઘરમાં અમે ત્રણ માણસ હતાં; તેમાં હું તો નાની અને અજ્ઞાન હતી એટલે ખરી રીતે મારી માતા અને પોતાના ભાવિ જમાઇને બધો વખત એકાંતવાસ જેવું જ હતું. આ એકાંતવાસનું પરિણામ થોડા જ સમયમાં બહુ ખૂરૂં આવ્યું. કેટલાક દિવસો સુધી તો મારા જાણવામાં એ વાત ન આવી; પણ પછી શૃંગારચેષ્ટાઓ અને હાસ્યવિનોદોનો એવો અતિરેક થયો કે તેઓને મારી હાજરી પણ કાંઇ હિસાબમાં જણાવા લાગી નહિ! હું જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ મને તેમનો એ વ્યવહાર સાલવા માંડયો. સ્ત્રીહૃદયનો એક અબાધિત નિયમ છે કે તે પોતાના પતિને પરકીયાના પ્રેમમાં લપટાયેલો કદી પણ જોઇ શકતી નથી. હું બાળક હતી, પણ એ ગૃહસ્થ મારો ભાવી પતિ છે એવું મને ભાન થએલું હતું. મને મારી માતા ઉપર ઇર્ષ્યા આવવા લાગી. હું મનમાં ઘણુંયે બળી જતી; પણ શું કરવું? બે વર્ષ એ ને એ સ્થિતિમાં વીતિ ગયાં. મને અગીઆરમું વર્ષ બેઠું. હવે મારા લગ્નની તૈયારીઓ થવા લાગી.

સારા ખાનપાનથી મારૂં શરીર આ વખતે ચૌદ–પંદર વર્ષની

મારા લગ્નનો દિવસ પાસે આવવા લાગ્યો. મારી માતાએ વિશેષ ધામધુમ કાંઇ નહિ કરતાં મને ચાર ફેરા ફેરવી દીધા અને મારો કુંવારઘડો ઉતાર્યો.

હું પરણી તો ખરી; પણ પરણ્યા પછી પતિની શય્યાભાગિની થવાનો જે સ્વાભાવિક અધિકાર પત્નીને હોય છે, તે અધિકાર હું પ્રાપ્ત કરી શકી નહિ! મારી માતાએ પ્રથમની માફક જ મારી પથારી જુદી કરી. તેને મન હજુ હું બાળક હતી. મારી માનસિક વેદનાઓ વધી પડી. વગર હથિયારે વધ કર્યા જેવી મારી હાલત થવા લાગી. હરિશંકર સાથેના છૂટાછવાયા મેળાપથી પતિસહવાસની પ્રબળ લાલસા મને થઇ આવતી હતી; પણ માતાની ભીતિ તથા શરમ એ લાલસાને દબાવતી હતી. ધીમે ધીમે મારા પતિ ઉપર એક પ્રકારના વૈરની લાગણી મારા મનમાં ઉત્પન્ન થઇ અને હું તેની બેવફાઇનો કીનો લેવા તત્પર બની ગઇ. અબળા અસહ્ય આઘાતોને ધૈર્ય તથા મૌનથી સહન કરે છે; કિન્તુ તે પતિના પ્રણ-યભંગનો આઘાત સહન કરી શકતી નથી અને તેથી જ વિદ્વાનોએ કદાચ સ્ત્રીની બુદ્ધિ પ્રલય કરનારી કહી હશે.

હું મારી આત્મકથાના વાચકો આગળ મહાસતી તરીકે રજુ થયા માગતી નથી- હું એક વખત જેવી સ્વૈરિણી અને સ્વચ્છંદી સ્વભાવની હતી, તેવા જ રૂપમાં આજે સર્વની સમક્ષ રજુ થાઉં છું. ચેસ્ટરફિલ્ડની પેઠે ઉપદેશ આપવાનો મારો ઉદ્દેશ નથી; પણ સ્વૈર-વર્તનના સ્વીકારથી અને સ્વચ્છંદ જીવનના આચરણથી મારા સ્ત્રી તરીકેના અવતારની કેવી ખરાબી થઇ ગઇ છે? એ પ્રત્યક્ષ દેખાડીને એવા ભયાનક માર્ગમાં ભુલેચુકે મારી આર્યભગિનીઓ ન ફસાઇ જાય, એ આ કથાલેખનમાં મારો ઉદ્દેશ છે. મારા જેવી સ્વૈરિણીની ભયંકર આત્મકથાથી કેટલાક ધર્મ નીતિના ઇજારદારો દૂર રહેવાના પણ મારી પોતાની તો એવી માન્યતા છે કે વ્યભિચારાદિ દુર્ગુણોની ભયાનકતા લોકોના પ્રત્યક્ષ જાણવામાં આવ્યા વિના સદાચાર અને

વાત એવી બની કે અમારી પડોશમાં કાઠીઆવાડનો એક બ્રાહ્મણ પોતાની વિધવા બ્હેન સાથે રહેતો હતો. ગુજરાતની એક નાટક કંપનીમાં એકટરનું કામ કરી તે પચીસ રૂપિયાનો પગાર લાવતો હતો. તેની ઉમ્મર સત્તર અઢાર વર્ષની હતી. દેખાવમાં તે ફુટડો હોવાથી પ્રયોગોમાં બહુધા રાણીની ભૂમિકા ભજવતો હતો. તેના માથા ઉપર બૈરાંના જેવો વાળોનો મોટો ચોટલો હતો, છતાં તેના સૌન્દર્યમાં એક પ્રકારનું એવું આકર્ષણ હતું કે તેને જોતાં જ કામવિકારથી પીડાતી રમણીઓ સહસા તેમાં અંજાઈ જાય! એ બ્રાહ્મણનું નામ હરિશંકર હતું. તેની બ્હેન વીસ વર્ષની વિધવા યુવતી હતી. દેશમાંથી વખાનાં માર્યાં તેઓ અહીં આવીને રહ્યાં હતાં. બન્ને ભાઈબ્હેનના આચરણ ખરાબ છે, એવું લોકો બોલતા હતા. તેમને ઘેર નિરંતર પાડોશીધર્મે જવા-આવવાના પરિચયને પ્રતાપે સ્વચ્છંદતાના માર્ગમાં મારો પદસંચાર થઇ ગયો. પ્રથમ તે ભાઇ સાથે સાધારણ વાતચીતનો વ્યવહાર હતો; પણ પાછળથી એક બીજાની મનોવેદનાની છૂટથી વાતો થતાં દૃઢમૈત્રિ સંબંધ બંધાઇ ગયો. આ મૈત્રિથી મને ઘણી વખત રાત્રે નાટક જોવા જવાનો લાભ મળવા લાગ્યો અને તેમાં મારી માતાએ કદી વાંધો દેખાડયો નહિ. કારણ કે રાતના બે વાગ્યા સુધીની ઘરમાંની મારી ગેરહાજરી તેને પોતાના રતિરસપાનની પરિતૃપ્તિમાં અનુકુળ થતી હતી.

હરિશંકરની બ્હેન પૂર્ણ વંઠેલી અને જમાનાની ખાધેલી હતી. હંમેશ તે બપોરના બાર વાગે ઘરમાંથી નીકળતી, તે સાંજે સાત વાગે પછી ઘરમાં આવતી. કોઇ કોઇ વખત રાત્રિના વખતે તેનો ભાઇ નાટકની નોકરી ઉપર ગયો હોય ત્યારે પણ તે ઘર બહાર જતી અને પાછી મધરાત વખતે ઘરમાં આવી રહેતી. તેની ગોઠવણથી એક દિવસ બપોરના બે વાગે તેના જ ઘરમાં તેના તે નાટકી ભાઇના હાથથી મારા શિયળનું ખંડન થઇ ગયું. એ વાત અમારા ત્રણ સિવાય કોઇના જાણવામાં આવી નહિ. ધીમે ધીમે

આપણા સમાજનું એક મોટું દૂષણ એ છે કે તેમાં ગુણ, કર્મ, સ્વભાવનાં સમાન જોડાં બહુ ઓછાં હોય છે. ઘરમાં સંતોષ હોય નહિ, એટલે સુખ માટે તેઓ આડાં અવળાં ફાંફાં મારે છે. જો ખરૂં કહું તો હું એવા સુખને ધુમાડાના બાચકા જેવું જ ગણું છું. જેમ પુરુષને પારકી સ્ત્રી પાસેથી સત્ય સુખ મળી શકતું નથી, એ જ પ્રમાણે સ્ત્રીને પરાયા પુરુષ પાસેથી પણ સત્ય સુખ તો નથી જ મળી શકતું. હવસ પૂરો કરવા આબરૂદાર કુટુંબની સ્ત્રીઓ એ રસ્તે ઉતરી પડે છે, તે તેમની મોટી ભુલ છે. મારા સંસારમાં જો મને સંતોષનાં ચિહ્ન જણાયાં હોત તો શું હું એ નાટકવાળાના પ્રેમમાં પડી શકત ? દિવસે દિવસે મારા હૃદયની વેદના વધવા લાગી. પતિ પ્રત્યેના મારા પ્રેમ અને આદરનો તદ્દન લોપ થઇ ગયો.

અમદાવાદમાં એ વખતે પ્લેગની પધરામણી થઇ. ભલાં ભલાં આશાવંત યુવક-યુવતીઓ એ કાળના મોઢામાં પડવા લાગ્યાં. મારા પતિદેવ પણ એ દૈત્યના પંજામાં સપડાઇ પોતાની કરણીનો જવાબ આપવા ચાલ્યા ગયા. મને એથી જેટલું દુઃખ થયું તેના કરતાં મારી માતાને અનેકગણું અધિક દુઃખ થયું. ખરૂં પૂછો તો મને તો એ પતિના મૃત્યુથી કાંઇ દુઃખ જ નહોતું; પરંતુ મારી માતાનો સઘળો આધાર તૂટી પડયો હતો. અમારા વતનમાં હવે એનાથી જવાય એવું નહોતું. મારા સ્વામીની બાર તેર હજારની મિલ્કતની હું કાયદેસર હકદાર હતી. જો હું મારી માતાને ઘરમાંથી કાઢી મૂકું તો તે રસ્તાની ભીખારણ બની જાય એમ હતું. તેને હવે પોતાની નિરાધાર હાલતનું બરાબર ભાન થયું. એક મહિના સુધી તેણે તે બાબતનો સંપૂર્ણ વિચાર કરી કાંઇક નિશ્ચય કરી લીધો અને પછી એક દિવસ મને પાસે બોલાવી કહ્યું: 'સુશીલા ! તારા માટે મેં વતન છોડયું, ઘરબાર છોડયાં અને અહીં કેટલાંક સુખદુઃખ વેઠી રહી; પરંતુ તારૂં નસીબ જ વાંકું ત્યાં હું શું કરૂં ? મારી એકેય મહેનત બર આવી નહિ. હવે આ રંડાપો નાની ઉમ્મરમાંથી તારાથી

સદ્‌ગુણની ઉત્તમતા દૃઢ થઇ શકતી નથી. સંસારમાં સારા અને ખોટાનું દ્વંદ્વ પરાપૂર્વથી ચાલ્યું આવે છે. પાપી ન હોય તો પુણ્યશાલીની કિંમત અંકાતી નથી. વેશ્યાઓના અસ્તિત્વથી જ સતી શબ્દની મહત્તા મનાય છે. ચોર ન હોય તો શાહુકાર શી રીતે ઓળખાય ? સૃષ્ટિમાં સામટે મેળે જોતાં સારા કરતાં નઠારાની સંખ્યા અધિક છે. મને મારી સંસારયાત્રામાં મનુષ્યસ્વભાવનાં કલંકિત ચિત્રો જોવાના અને અનુભવવાના જે અનેક પ્રસંગો મળ્યા છે, તે મારા સંગદોષનું પરિણામ છે; પણ સમાજની રૂઢિઓ અને અંધપરંપરાઓ પણ એને માટે ઓછાં જવાબદાર નથી. જનહિતની ખાતર મારૂં કલંકિત પણ સત્યજીવન હું જેમનું તેમ આપું છું. ઝેરનો ઉતાર જેમ ઝેર છે; તેમ દૂર્ગુણને દૂર કરવાનો ઉપાય દૂર્ગુણની ભયાનકતા દેખાડવી એ જ છે.

હું બાળપણથી ભ્રષ્ટતાના ભયાનક ખાડામાં પડેલી છું. મેં મારાં બૂરાં કર્મોનો છેવટનો અંજામ અનુભવ્યો છે. કેટલાંક પાપી માણસો એમ સમજે છે કે પોતાનાં પાપકર્મોની શિક્ષા તેમને કદી મળવાની નથી; પરંતુ આ તેમની મોટી ભુલ છે. કરેલાં કર્મોનું ફળ અવશ્ય ભોગવવું પડે છે. ઇન્સાન એવું બેઇમાન પ્રાણી છે કે જો ગુન્હાઓની શિક્ષા ન મળતી હોય તો તે ઇશ્વરના અસ્તિત્વને પણ ભુલી જાય અને તદ્દન બેદરકાર બની રહે !

મારૂં નામ સુશીલા છે; પણ સંસારમાં મારા જેવી દુઃશીલા સ્ત્રી બીજી ભાગ્યે જ હશે ! નામનો મહિમા આજ કોણ રાખી શકે છે ? જ્યાં જોઇએ ત્યાં સર્વત્ર માણસોમાં પોતાના નામથી ઉલટા જ ગુણો દૃષ્ટિએ પડે છે. મારૂં ચારિત્ર્ય ભવિષ્યમાં અધમ થવાનું છે, એવું જો મારાં માતાપિતાએ પ્રથમથી જાણ્યું હોત તો શું તેઓ મારૂં નામ સુશીલા પાડત ? હું શીંગની સડેલી છું: બાળકના ચારિત્ર્યમાં માતપિતાના સ્વભાવની અસર આવે છે, એ વાત જો સત્ય હોય તો હું બેધડક કહું છું કે: મારી માતાની વ્યભિચાર વૃત્તિએ જ મારામાં બાળપણથી વિકારની જાગૃતિ કરી હતી.

અસ્તિત્વ ધરાવે છે; તેમ ભયંકર દુર્ગંધવાળી મોટી મોટી ગટરો પણ તેની સાથે નજરે પડે છે. ત્યાંનો જનસમાજ બહારથી જેટલો સુંદર લાગે છે, તેટલો જ તેના મધ્યભાગમાં મોટો સડો છે. ગાયવાડી, વિઠ્ઠલવાડી, કાંદાવાડી અને ગીરગાંવના કેટલાક લત્તાઓ કે જ્યાં બહુધા પ્રતિષ્ઠિત શ્રીમંત કુટુંબોની વસતી છે, તેની વચ્ચે જ છુપા વ્યભિચાર માટેનાં કુટ્ટીની સ્ત્રીઓનાં દલાલખાનાં હયાતી ધરાવે છે. ગોળપીઠા, કામાટીપુરા, વ્હાઇટલેન, અરબગલી, તારદેવ, ફૉકલૅંડરોડ, તેલગલી, ફણસવાડી, ગ્રાંટરોડ કૉર્નર, બેલાસિસરોડ વગેરે જાણીતાં નઠારાં સ્થાનો ઉપરાંત બીજી આડીઅવળી ચાલીઓ અને માળાઓ એટલી બધી સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે કે ત્યાં ખુલ્લી રીતે મનુષ્યનાં ચામડાં ચુંથવાનાં ધીકતાં કારખાનાં નિરંતર ચાલ્યા કરે છે. મારી યુવાવસ્થાનો સઘળો સમય એવાં કારખાનાંઓમાં ગયેલો હોવાથી તેની ભયાનકતાનો મને પૂર્ણ અનુભવ થયેલો છે.

અમે અમદાવાદથી અમારો સરસામાન લઇ મુંબઇ આવી પ્રથમ માધવબાગમાં ઉતર્યા હતાં. અને ત્રણ દિવસ તે સ્થળે રહ્યા પછી કાલબાદેવી રોડપરની વિઠ્ઠલવાડીની તેલગલીમાં માસિક સાત રૂપિયાના ભાડાની ઓરડી લીધી હતી. મને અને મારી માતાને વિધવા વેશમાં જોઇ ત્યાં દરરોજ અમારા અનેક ઉમેદવારો આવતા હતા. એક દિવસ અમારી ન્યાતના એક માણસ સાથે ચોકઠું બરાબર ગોઠવી દઇ ન્યાતના રિવાજ મુજબ મારી માતાએ મને ઘરઘાવી દીધી અને પોતે સાપનો ભારો સાચવવાની પીડામાંથી મુક્ત થઇ.

મારા એ નવા ધણીની ઉમ્મર લગભગ ચાલીસ વરસની હતી. બહારનો પુષ્કળ આડંબર બતાવીને અને બારસો રૂપિયા રોકડા મારી માતાને ખાવા આપીને તેણે મારૂં પાણીગ્રહણ કર્યું હતું. વાચાળતામાં અને ખોટી ગપો મારી મિથ્યા બણગાં ફુંકવામાં તે એક્કો હતો. તેણે પોતાને બે માળાનો માલિક અને પાંચ લાખનો આસામી જણાવ્યો હતો. મારી માતાએ એથી ફસાઇ જઇને લાકડે

શી રીતે વેઠાશે ? આપણી ન્યાતમાં નાતરૂં થાય છે અને તારા જેવી બાળવિધવાએ નાતરે જવું એ કોઇ રીતે ગેરવ્યાજબી નથી. માટે તને સારૂં ઘર જોઇ નાતરે વળાવવાનો મેં નિશ્ચય કર્યો છે. આપણે અહીં રહીશું તો પણ તારા ધણીના પિત્રાઇ ભાઇઓ આપણને આ મિલકતનો ભોગવટો કરવા દેશે નહિ ! કારણકે તારો પતિ કાયદેસરનું કોઇ વીલ કરી ગયા નથી. માટે ઘરેણાંગાંઠાં અને રોકડ રકમ લેવાય તેટલી લઇ આપણે અહીંથી ચાલ્યાં જઇએ. આ છાપરૂં ભલે તેના પિત્રાઇઓ પોતાને હસ્તક કરે. મુંબઇમાં આપણી ન્યાતના ઘણા શ્રીમંત વિધુરો-વાંઢાઓ છે, તેમાંના કોઈનું સારૂં ઘર જોઇ તને હું ઠેકાણે પાડી દઇશ. '

મને પણ તેનો આ વિચાર પસંદ પડયો; કારણ કે મારાથી આવી નિરાધાર હાલતમાં એકલાં રહેવાય તેમ નહોતું. મેં સ્વામીનું સુખ જોયું નહોતું. હરિશંકરની કંપની હમણાં મુંબઇ ગએલી હોવાથી તેની પણ ગેરહાજરી હતી. આખી જીંદગી કોઇપણ જાતના અવલંબન વિના કાઢવા જેટલું મારામાં મનોબળ નહોતું. છાનેખુણે વ્યભિચાર સેવી કૂતરિયા જીંદગી ગાળવા કરતાં એક લાયક પતિનું ઘર માંડી બેસવું હજાર દરજ્જે મેં ઉત્તમ માન્યું અને તત્કાળ મારી માતાના પ્રસ્તાવને મેં અનુમોદન આપ્યું. બે દિવસમાં અમે સઘળી તૈયારી કરી લીધી અને લેવાય તેટલું ઘરેણું તથા રોકડ રકમ લઇ અમે મુંબઇ જવાં ઉપડયાં.

કેટલાક લેખકોએ હાલની મુંબઇ નગરીને ઇંદ્ર મહારાજની દિવ્ય નગરી સાથે સરખાવી છે; પણ મારા જીવનનો મોટો ભાગ એ શહેરમાં વીતેલો હોવાથી હું તો સ્પષ્ટ કહું છું કે બહારથી સ્વર્ગસમાન જણાતી અને વિદ્વાનો તથા પ્રવાસીઓની કલમથી સ્વર્ગની ઉપમા પામતી મુંબઇ નગરીમાં કેટલાંક એવાં નરકસ્થાનો છે કે જેની ભયંકરતાનું વર્ણન કરતાં લેખિની કંપે છે. મુંબઇમાં ગગનચુંબિત ભવ્ય મકાનો અને બાહ્ય શૃંગારનાં અનેક સાધનો જેમ

કોઇ કોઇ વખત તો ભુખે પેટે પડયા રહેવું પડતું. પંદર દિવસ એ રીતે જેમ તેમ કરી પૂરા કર્યા પછી હું ઘરમાં જે કાંઇ વાસણ, ગોદડાં વગેરે સરસામાન હતો તે લઇને મારી માતા પાસે ગઇ, તેને તો એટલું જ જોઇતું હતું. છ મહિના પહેલાં રૂપિયા બારસો આવ્યા હતા અને ફરી મને નાતરે વળાવતાં તેના હાથમાં પાછી કોઇ સારી જેવી રકમ આવવાની હતી. મને તેણે આશ્વાસન આપ્યું. ગમે તેમ તોય હું એક બાળક હતી. એક ભવમાં બે ભવ મારે થયા હતા ખરા; પણ મારી ઉમ્મર કાંઇ મોટી નહોતી તેમ મારો અનુભવ કાંઇ વધારે નહોતો. આ વખતે તેણે બહુ સારૂં ઘર જોઇને મને ઘરઘાવવાનો નિશ્ચય કર્યો. હું મારી માતાને ઘેર રહેવા લાગી. મુંબઇનાં વિધવિધ દેવમંદિરોના દર્શનમાં અને માળામાંની બપોરની બૈરક પાર્લામેન્ટમાં મારા દિવસો પાણીના પ્રવાહ પેઠે પસાર થવા લાગ્યા. મને કોઇ કોઈ વખત હરિશંકરનુ સ્મરણ થતું હતું; પણ તપાસ કરાવતાં માલુમ પડયું કે તેની કંપની મુંબઈ આવવાને બદલે સુરતમાં જ રોકાઇ ગઇ છે. અને તે ત્રણ મહિના પછી જો મુંબઇમાં થિયેટર ભાડે મળશે તો આવવાની છે, નહિ તો ત્યાંથી બીજે કોઇ સ્થળે ચાલી જવાની છે. અહીં મારે જણાવવું જોઇએ કે: મુંબઇમાં થિયેટરો ઉર્ફે નાટકશાળાઓનો કાંઇ તોટો નથી, પરંતુ ત્યાંની રંગીલી, શોખિલી પ્રજાના મનોરંજન માટે તેમાં કોઇ ને કોઇ નાટક કંપનીઓનો પડાવ કાયમ રહ્યા કરે છે. એકલા પ્લેહાઉસ ઉપર જ કોરોનેશન, બાલીવાડા ગ્રાંડ, વિકટોરિયા, રોયલ, રીપન, બોમ્બે, અને એલ્ફિન્સ્ટન એ સાત નાટકશાળાઓ આવેલી છે. આ સિવાય ભાંગવાડી પ્રિન્સેસ થીએટર અને કોટ–ગેઈટી થિયેટર પણ કંપનીઓના નાટય વ્યવસાય માટે હયાતી ધરાવે છે. એક દિવસ હું એ બધી નાટકશાળાઓમાં જઇને તપાસ કરી આવી; પણ હરિશંકરનો મને પત્તો લાગ્યો નહિ. આખરે તેની કંપની ત્રણ મહિના પછી સુરતથી આવશે એ આશામાં હું મારી માતાના સહવાસમાં દિવસો પૂરા કરવા લાગી.

માંકડું વળગાડયું હતું; પણ હું જ્યાં તેને ઘેર ગઇ ત્યાં તરત જ એનું જુઠાણું પકડાઇ ગયું. એ માણસ પૂરો જુગારી અને દારૂડિયો હતો. મારી સાથે નાતરૂં કર્યું તે દિવસે સટ્ટામાં પાંચ પૈસા કમાયો હતો; તેથી મારી બાને તે પોતાની કબુલાત પ્રમાણે અવેજ આપી શકયો; બાકી ઘરમાં હાંલ્લાં કુસ્તી કરે એવી હાલત હતી. હું તેની દશા જોઇ મનમાં ભય પામી ગઇ. મારા પહેલા ઘરના ત્રણેક હજારના દાગીનાઓ મારી પાસે હતા, તેની સલામતીમાં હવે મને શંકા થવા લાગી. એક દિવસ હું તે મારી માતાને સોંપી આવી ત્યારથી મને એ નાતરિયા નાથ તરફથી મણ મણ માર પડવા લાગ્યો. તેની જુગારી દૃષ્ટિ મારા દાગીનાઓ તરફ હતી; પણ તેમાં તે નહિ ફાવવાથી મને માર મારીને તેનો વ્યાજ સાથે બદલો લેવા લાગ્યો. મારાં આડોશી પાડોશીના કહેવાથી જાણ્યું કે તેની પ્રથમ પત્ની પણ હંમેશ આવા પ્રકારનો મેથીપાક જમી જમીને તેનું અજીર્ણ થતાં મરણ શરણ થએલી છે.

મારા નસીબમાં આવા જુલમી પુરુષનું સૌભાગ્ય પણ વધારે મુદ્દત લખેલું નહોતું. હું આવા પતિથી કંટાળી ગઇ હતી ખરી; પણ મારો ચાંલ્લો–ચુડલો અખંડ હતો. ઇશ્વરને મારૂં એટલું સુખ પણ ગમ્યું નહિ. એક દિવસ મારા સ્વામીનું હૃદય એકાએક બંધ પડી ગયું અને તે પોતાની કરણીનો જવાબ દેવા પરલોકમાં ચાલ્યો ગયો. મારે એક ભવમાંથી બે ભવ થયા; પણ મને ઠરી ઠામ બેસવાનો વખત ન મળ્યો. ઘરમાં એક પાઇની પણ સિલક નહોતી. તેના મૃતદેહને સોનાપુરમાં લઇ જઈ અગ્નિદાહ કરવાનો સઘળો ખર્ચ ધર્માદા ઉઘરાણામાંથી થયો. મારી માતાએ એક પૈસો પણ મને આપ્યો નહિ. હું બહુ મુંઝાઇ ગઇ હતી, મારી પાસે એક દિવસનું અનાજ પણ નહોતું. રડીરડીને મારી આંખોનાં આંસુ પણ ખૂટી ગયાં હતાં. મારાં દયાળુ પાડોશીઓ પોતાને ઘેરથી કાંઇક ખાવાનું કરીને આપી જતાં ત્યારે હું અન્ન ભેગી થઇ શકતી. બાકી

ફેશનની ફિશીયારી એટલી બધી વધી પડી છે કે સૌને એકદમ સાહેબ લોક બની બેસવાનું મન થઇ જાય છે! દેશના પુરૂષવર્ગમાં જ આવો મોહ છે એમ નથી, પરંતુ સ્ત્રીવર્ગમાં પણ ફેશનનો એક વિલક્ષણ મોહ પ્રસરી રહ્યો છે. પશ્ચિમની સ્ત્રીઓના અંધ અનુકરણ રૂપે સુધરેલી બાયડીઓનો એક એવો પ્રકાર ચાલ્યો છે કે જેમાં ન્યાત, જાત, ધર્મ કે સ્ત્રીત્વનો લોપ થતો મેં નજરે જોયો છે. વ્યભિચારની બદીએ તો દેશમાં આડો આંક વાળ્યો છે! કોઇ બ્રાહ્મણી મુસલમાનને છાની રીતે રાખી રહી છે તો કોઇ મુસલમાન વાણીયણના વિલાસમાં પડેલો છે. જ્યાં જોઇએ ત્યાં એવો ભયંકર સડો છે કે ન પૂછો વાત? અત્યાર સુધી કોળીની કોમ માટે એમ કહેવાતું હતું કેઃ 'કોળી ભાઇનો કૂબો, એક મરે ને બીજો ઉભો' પરંતુ અત્યારે સુધરેલી બાઇડીઓ એક ધણી માથે જીવતો હોય; છતાં બીજા બાર ધણી છાની રીતે કરે છે, અને દંભ કિંવા આડંબરથી સતી સીતા થઇને સમાજમાં યથેચ્છ ફરી શકે છે. જમાનાની એ વિશિષ્ઠતા છે કે એવી વિકારવશ વનિતાઓનાં પાપમય પોકળ કોઇ ખરા સ્વરૂપમાં પ્રકટ કરતું નથી. હું સારી રીતે જાણું છું કે દુરાચારના અધમ પંથને ભ્રમથી સુખકર માની, તેમાં ગમન કરનારી પતિત પ્રમદાઓના જીવનનું અંતે અનિષ્ટ પરિણામ આવે છે; છતાં વિલક્ષણ સંજોગોમાં ઉદ્ભવેલા કુદરતી વિકારના વેગને અટકાવવાનું સામર્થ્ય એ વખતે મારામાં નહોતું. અત્યારે મને એ ભુલ સમજાય છે; પરંતુ રાંડયા પછીનું ડહાપણ હવે શા કામનું?

હું સાહસિક અને સખાવતે બહાદુર ગણાતી એક ક્ષત્રિય કોમમાં જન્મી છું. એ જણાવતાં પણ મને શરમ થાય છે. ઘોઘા બારામાં ભાવનગરથી ચાર ગાઉ દૂરના એક ગામડામાં મારો જન્મ થયો હતો. મારા પિતા ત્યાં ખેતીનો ધંધો ચલાવતા હતા. સંવત ૧૯૫૬ ના દુકાળની વાત કોણ નથી જાણતું? અમારા કુટુંબની પાયમાલી એ જ દુષ્કાળમાં થઇ હતી. અત્યારના જેવાં એ વખતે દુષ્કાળનિવા-

અમારી ન્યાતમાં કન્યાઓની ઘણી અછત છે અને તેથી કન્યાઓનાં માબાપને લોભમાં પડવાનો પ્રસંગ સ્વાભાવિક આવે છે. નાતરાનો યાને ઘરઘરણાનો રિવાજ પણ અછતને જ આભારી છે. કન્યાનાં માબાપ સારો વર શોધવાને બદલે સારૂં શ્રીમંત ઘર શોધે છે. પુત્રીના ભવિષ્યના સુખનો તેઓ બિલકુલ વિચાર કરતાં નથી. આથી બાળલગ્ન તથા વૃદ્ધલગ્નનો પ્રચાર વધી પડયો છે. જેની ગાંઠે પૈસા હોય તે માણસ ગમે તેટલો વ્યસની, લંપટ, દારૂડિયો અને જુગારી હોય છતાં ધનના બળથી બાયડી પરણી શકે છે અને સુશિક્ષિત, હોશિયાર, પુખ્તવયના નવયુવકો દ્રવ્યના અભાવે વાંઢા રખડી પડે છે.

અત્યાર સુધી મેં મારા વાંચકોને મારી ન્યાતનું કે મારા ગામનું નામ જણાવ્યું નથી; પણ તેનો ઉલ્લેખ કરવાની મને અંગત્ય જણાય છે. આ આત્મકથાનો શરૂઆતનો થોડો ભાગ વાંચ્યા પછી હું એક ખેડુતની પુત્રી છું, એટલો તો સર્વ કોઇને બોધ થએલો છે; પણ ગુજરાત–કાઠીઆવાડમાં ખેતીનો ધંધો કરનારી અમુક એક જ જાત છે એવો કાંઇ નિયમ નથી. આજકાલના આ નવા સુધરેલા જમાનામાં ધંધા ઉપરથી જાતની કલ્પના કરવી અશકય થઇ પડી છે. કેટલાક બ્રાહ્મણો ખેતીનો ધંધો કરે છે, તો કેટલાક ખેડુતો વ્યાપાર–રોજગાર ચલાવે છે. એક સુતાર કે સોનીનો છોકરો નિશાળ માસ્તર બની વિદ્યાગુરૂનું કામ કરે છે, તો એક બ્રાહ્મણનો છોકરો ચામડાંની કે હાડકાંની દુકાન ચલાવી પોતાની આજીવિકા નિભાવે છે. એક વાણીઆનો છોકરો દરજીનું કે મોચીનું કામ શીખે છે તો એક દરજી કે મોચી આર્યસમાજમાં દિક્ષા લઇ ઉપદેશનું કામ કરવા નીકળી પડે છે. આર્યન બ્રધરહુડવાળાઓએ સહભોજન વગેરેથી ન્યાત–જાતનો ભેદ જ કયાં રહેવા દીધો છે? હાલનાં રેલ્વે જેવાં મુસાફરીનાં સાધનોએ, વિલક્ષણ પ્રકારના ખાદ્ય–પેયાદિ પદાર્થોએ, હોટેલો યાને વિશ્રાંતિગૃહોએ અને ખોટા ઉપદેશોએ પ્રજામાં એક પ્રકારની એવી ભેળસેળ કરી દીધી છે કે ન્યાતજાતનું તો માત્ર નામ જ રહ્યું છે!

અનેક વિધવાઓ પોતાના ઉદ્ધારના માટે એ પરોપકારી દંપતીનો આશ્રય લીધા સિવાય રહેતી નહિ. મુંબઇમાં એ સ્ત્રી–પુરૂષ વખાનાં માર્યાં આવ્યાં હતાં; પણ અહીં આવતાં જ તેમને એ ઉમદા ધંધો જડી ગએલો હોવાથી પાંચ પૈસા પ્રાપ્ત કરી શકયાં હતાં. નાતરાંની દલાલીથી તેમણે પોતાની આર્થિક સ્થિતિમાં એક સારો જેવો ફેરફાર કરી દીધો હતો. આ બાટી–બૈયરના હાથમાં હું પણ સપડાઈ ગઇ અને તેમણે હંમેશના ઉત્તેજક વાર્તાલાપથી મારા વિકારને સતેજ બનાવ્યો. એક દિવસ તે બલાએ મને પોતાના ઘરમાં બોલાવી તેના ધણીના હાથથી મારૂં શિયળ લૂંટાવ્યું અને છેવટનું પરિણામ એ આવ્યું કે હું એ હરામચસ્કાના નાદમાં ત્રણ મહિના પછી સગર્ભા થઇ. કેટલાક વખત સુધી એ વાત મારી માતાના જાણવામાં આવી નહિ; પણ જ્યારે તેણે સઘળી હકીકત જાણી ત્યારે મારા શરીરમાંનો એ વળગાડ દૂર કરી દેવામાં પણ તેણે વિલંબ લગાડયો નહિ.

આ બનાવથી મારા જીવનનું એક વિશેષ પરિવર્ત્તન થઇ ગયું. મારૂં નાતરૂં કરી દેવામાં મારી માતાનો પૈસા સંબંધી લાભ સમાએલો હતો; પણ મને હવે એક ધણીનું ઘર માંડી પરતંત્ર જીવન ગાળવું પસંદ પડયું નહિ. યુવાવસ્થાના સ્વાભાવિક વિકારને સંગદોષનો પાશ લાગતાં મારૂં સર્વ રીતે અધઃપતન થઇ ગયું. મારાં બૂરાં કર્મો અવર્ણનીય છે. એનો સવિસ્તર ઉલ્લેખ કરવો અનુચિત છે. ટુંકામાં એટલું જ કે રમણી રૂપે પૃથ્વી ઉપર અવતરી એક રાક્ષસિણીને પણ શરમાવે એવી રીતનું નિંદનીય અને તિરસ્કરણીય જીવન મેં લાંબા કાળ સુધી ગાળ્યું છે. આવું જીવન ગાળવામાં હું અહિંસા ધર્મના તત્ત્વવાળા વૈષ્ણવ ધર્મને પાળનારી હોવા છતાં મેં બાળહત્યા જેવાં ભયંકર કર્મો કર્યાં છે! એક બે વખત એવા કુકર્મમાં સપડાઇ જવાને યોગે પંઢરપુરની ફાઉન્ડલિંગ હોસ્પીટલમાં મારાં બાળકોને જીવતાં છોડવાં પડયાં છે. મુંબઇના જુદાજુદા લત્તાઓમાં ઘર બદલીને

રણ ફંડો નહોતાં અને હોત તો પણ મારા પિતા એનો આશ્રય લેત કે કેમ? એ સવાલ હતો; કારણ કે તેઓ પોતાના કૂળની ક્ષત્રિયોચિત અભિમાનિતાથી ભરેલા હતા. હું તો કહું છું કે તેમના મરણની સાથે જ મારૂં પણ મરણ થઇ ગયું હોત તો જે અપ્રતિષ્ઠા, તિરસ્કાર, કલંક અને પાપ મારે કર્મે ચોંટયાં તે ચોંટી શકત નહિ; પરંતુ વિધાતાનું વિધાન જ એવું હશે તે કોણ ફેરવી શકે?

હું એક અધમ સ્ત્રી છું, એટલે બીજી અધમ સ્ત્રીઓના નિંદ્ય વર્તનની ટીકા કરવાનો મને કાંઇ અધિકાર નથી. પરંતુ સમાજના ગંધાતા સડાને દૂર કરવાની જે એક અનિવાર્ય આવશ્યકતા મને લાગે છે; તે આવશ્યકતાને યોગે મારે બહારથી હંસણીના રૂપને ધારણ કરી રહેલી છુપી કાગડીઓનાં કાળાં કૃત્ય પ્રકટ કરવાં જ જોઇએ. છાની વેશ્યાઓ પોતાનાં ખરાબ આચરણોને છુપાવવાની કળામાં બહુ બાહોશ હોય છે અને તેથી તેઓ પોતાની ટોળી વધારવા સારૂ કુલીન સ્ત્રીઓને તેવા માર્ગમાં દોરી જાય છે. મારો આ પ્રત્યક્ષ અનુભવ હોવાથી એવી સ્વચ્છંદી સ્ત્રીઓથી બચવા સારૂ એકાદ અંગત હેવાલ અહીં આપવો પ્રાસંગિક માનું છું.

અમારા માળાને ત્રીજે મજલે એક બ્રાહ્મણ કુટુંબ રહેતું હતું. પુરુષ શેર બજારમાં દલાલી કરતો હતો અને બાઈ સાહેબ ઘર આગળ એક ધીકતો ધંધો ચલાવતાં હતાં. બન્નેનાં આચરણ ખરાબ હતાં. સ્ત્રી પોતાના ધણીને માટે તેમ જ બીજા પુરુષોને માટે બાઇડીઓને કપટજાળમાં ફસાવવાનું કુટ્ટણીનું કામ કરતી હતી અને ધણી બહાર જાય ત્યારે પોતે ઘરમાં પરાયા પુરુષો ઘાલીને મોજ માણતી હતી. કેટલાકનાં ઘર ભાંગવાનો અને કેટલાંકનાં ઘર સાંધવાનો એમનો ખાસ વ્યવસાય હતો. કોઇ નાતરૂં કરવા ઇચ્છતી અબળાઓ, એ સ્ત્રી-પુરૂષનો આશ્રય લેતી; તો કોઇ વાંઢા અથવા વિધુરો બાઇડીવાળા બનવા સારૂ એ દંપતીની મદદ મેળવતાં. અઢારસો ને ચાલીસની સાલના સિક્કા તુલ્ય ગણાતી હિન્દુસમાજની

હતી, તે માળામાં એકાએક આગ લાગવાથી તેનું સર્વસ્વ બળી ગયું. અને તે રસ્તાની ભટકતી ભીખારણ બની ગઇ. જે લક્ષ્મીની લાલસામાં તેણે પોતાનાં પાતિવ્રત્યનો નાશ કર્યો હતો અને પોતાની જ પુત્રીના ભરથાર સાથે કુવ્યવહારમાં ઉતરી હતી; તે લક્ષ્મીનો એકાએક નાશ થતાં તે ગાંડી–દિવાની બની ગઇ અને એક ધર્માદા હોસ્પિટાલમાં સન્નિપાત જ્વરથી તેનું મોત થઈ ગયું. જેવી તે ખાલી હાથે આવી હતી, તેવી જ તે ખાલી હાથે આ દુનિયામાંથી ચાલી ગઇ, માત્ર પરલોકને સારૂ પાપનું ભાથું બાંધતી ગઇ.

આ જીંદગી ચાર દિવસનાં ચાંદરણા જેવી છે. પાપનું પરિણામ નજરે જોવા છતાં જેઓની આંખ ઉઘડતી નથી અને છેવટ સુધી પાપકર્મોને જેઓ ત્યાગતા નથી; તેઓની પરમેશ્વરના દરબારમાં કેવી ગતિ થશે તે હું કહી શકતી નથી. ઇશ્વરે આ સંસાર ક્ષણભંગુર તથા નશ્વર હોવા છતાં તેમાં એક એવી તો આકર્ષણ શક્તિ મૂકી છે કે તેનાથી ડાહ્યાં અને શાણાં માણસો પણ આખરની ઘડી સુધી ભુલાવામાં જ રહી જાય છે. મારો એક વખતનો સ્નેહી હરિશંકર એના પ્રત્યક્ષ ઉદાહરણ રૂપ છે, નાટકિયા જીંદગીને લીધે તે માંસભક્ષણ; મંદિરા પાન; પરસ્ત્રીસેવનના નાદમાં એટલો તો વધી ગયો કે તેને એક ભયંકર રોગ વળગ્યો અને ત્રણ માસ સુધી સખ્ત પીડા પામી તે પણ નરકનો નિવાસી થઇ ગયો. તેની વિધવા બ્હેન તેના મરણ પહેલાં જ એક મુસલમાનને લઇ ઉત્તર હિન્દુસ્થાનના કોઇ શહેરમાં ચાલી ગઇ હતી. એટલે મૃત્યુ વખતે એ વિષયના ગુલામ પાસે બે અશ્રુબિંદુ પાડનાર કોઇ આપ્તજન પણ નહોતું. જે સૌન્દર્ય તેના ભોગવિલાસનું સાધન થયું હતું, તેજ સૌન્દર્યે તેની દુર્દશા કરી અકાળે મરણની ઘટિકા નજીક આણી હતી. એના શરીરમાં કીડા પડયા હતા અને પ્રાણ ગયા પછી મુડદું બે દિવસ સુધી રખડયું હતું. એના મૃત્યુના સમાચાર એના મોહમાં લપટાએલી એક કામાંધ કામિનીએ મને કહી સંભળાવ્યા હતા.

આર્ય સ્ત્રીજાતિના નામને કલંકિત કરનારાં ધંધા મેં ચલાવ્યા છે. કોઈ વખત મારા શરીરનું લીલામ કરી મેં પાંચ પૈસા પેદા કર્યા છે તો કોઇ વખત કોઇ તરૂણ વિધવાને તેના ઘરમાંથી કઢાવી તેનાં ઘરેણાં હું હજમ કરી ગઇ છું. કોઇને ગર્ભપાત કરાવવામાં હું મદદગાર બની છું; તો કોઈ શ્રીમંત વિધવાને લૂંટી–ઠગી–નીચોવી, દેખતી દુનિયાની આંખમાં ધુળ નાંખવા સમર્થ થઇ છું. જેમ કોઈ લૂગડાં બદલાવે તેમ મેં નિત્ય નવા નવા ધણી બદલાવ્યા છે.

સંગદોષના પ્રભાવથી મેં અનેક કાળાં કામો કર્યાં છે. અને તેથી સમાજના અનેક સડાઓ મેં મારી નજરે પ્રત્યક્ષ નિહાળ્યા છે. અને એના ઉપરથી સાર રૂપે એટલું સમજાયું છે કેઃ વ્યભિચારી પતિ પત્ની પોતાના પાતિવ્રત્યનું પાલન કરી શકતી નથી. નીચ માણસનો પાડોશ કે સંગદોષ અજ્ઞાન અબળાઓને અનીતિના માર્ગમાં ઘસડી જાય છે. મુંબઇના માળાઓનું આંતરિક જીવન ઘણે સ્થળે વ્યભિચારને પોષણ આપનારૂં હોઇ ભયંકર પરિણામને નીપજાવનારૂં થતું જાય છે. નાતરાંનો હદ બહારનો રિવાજ સ્ત્રીઓને ચલિત બનાવી ભાવી સુખની ખોટી આશામાં ભ્રમણ કરાવે છે. એક ભવમાં અનેક ભવ થતાં સ્ત્રીઓનું સ્વાભાવિક સ્ત્રીત્વ ચાલ્યું જાય છે, એક પાપમાંથી અનેક પાપ જન્મે છે, વિવેકભ્રષ્ટાનો હજાર રીતે વિનિપાત થાય છે. સમાન વયનાં સ્ત્રીપુરુષનો એકાંત સમાગમ વ્યભિચારના અધોગતિદાયક માર્ગમાં દોરી જનારૂં સાધન થઇ પડે છે અને સમાજની પરંપરાગત અંધ રૂઢિઓ તેમાં મદદગાર થાય છે. મારા જીવન ઉપરથી મેં આ પ્રમાણે સાર ખેંચ્યો છે. વાચકોને તેમાંથી પોતાની બુદ્ધિ અનુસાર નિષ્કર્ષ કાઢવાની છૂટ છે.

પાપનું પરિણામ હંમેશ માઠું આવે છે. પરપુરુષના સંગથી પ્રાપ્ત થતું સુખ સ્ત્રીઓના સંબંધમાં પરિણામે વિઘાતક નિવડે છે. મારી માતાની એવી જ હાલત થઇ. જે માળામાં તે રહેતી

૧૨

# કોકિલા

'અરે, આ મને શું સૂઝયું ! દુઃખથી મારૂં મગજ ભ્રમિત થઇ ગયું હતું એ ખરૂં; પણ મારે આવું સાહસ કરતાં પહેલાં કાંઇક વિચાર કરવો જોઇતો હતો ! ' અબળા બુદ્ધિ પાનીએ ' કહેવાય છે એ લેશ પણ ખોટું નથી. મેં મહા મૂર્ખતા કરી છે. મારા જેવી અભાગિની વિધવાએ આવા અજાણ્યા પુરુષ સાથે ચાલી નીકળવું એ મૂર્ખતા નહિ તો બીજું શું ? લોકો લીલાધરના સંબંધમાં જે કહેતા તે આજ મને સત્ય સમજાય છે. કેવો લુચ્ચો માણસ ? મોટો શુભેચ્છક હોય તેમ મારી સાથે મળી જઈ મને આ માર્ગે ચડાવી લાવ્યો; પણ હજુ કાંઇ બગડી ગયું નથી. લોકો ભલે રાંડયા પછીનું ડહાપણ ગણે, પરંતુ આ દુષ્ટના પંજામાંથી મારે છૂટી જવું જોઇએ. એકાએક ગાડીનો વેગ ધીમો પડવાથી હું વિચારનિદ્રામાંથી જાગી ગઇ અને બારીમાંથી બહાર જોયું તો કોઇ સ્ટેશન આવ્યું હોય તેમ દેખાયું. તરત પાસેના ડબ્બામાંથી ' રણછોડરાયની જય ' એવો ધ્વનિ આવ્યો. મેં જાણી લીધું કે આ જ ડાકોરનું સ્ટેશન છે. પ્લેટફોર્મપર ગાડી સ્થિર થયા પછી લીલાધરે નીચે ઉતરી મજુરને બોલાવી તેના માથા ઉપર સામાન મૂકી

હું મહાપાપિની અને અપરાધિની છું; પણ મારી માતાની મરણદશાથી અને હરિશંકરની છેલ્લી ઘટિકાની દુર્દશાના શ્રવણથી મારી આંખ ઉઘડી ગઇ. મારી માતાના ઘરને આગ લાગવાથી મારો દરદાગીનો વગેરે જે કાંઇ હતું તે તેમાં ભસ્મ થઇ ગયું હતું અને હું પણ રસ્તાની ભીખારણ બની ગઇ હતી. મેં તત્કાળ મુંબઇનો ત્યાગ કર્યો અને મારા બાપના જુના ગામમાં હું આવીને રહી. ઉંચે આભ અને નીચે ધરતી સિવાય આ સંસારમાં મારૂં હવે કોઇ હતું નહિ; એટલે મેં મારી જીંદગીનો બાકીનો ભાગ ધર્મમાર્ગમાં વિચરીને પૂરો કરવાનો નિશ્ચય કર્યો. લાંબો વિચાર કરવાની બુદ્ધિ નહિ હોવાથી મારો આખો જન્મારો, જે મેં મારા હાથે જ રદ કરી નાંખ્યો હતો, તેનો મને પસ્તાવો થવા લાગ્યો, મુંબઇ છોડતી વખતે મારા જીવનની પાયમાલી કરનાર એ બ્રાહ્મણ—બ્રાહ્મણી વિષે મેં સાંભળ્યું હતું કે તેની એક છોકરી બાર વર્ષની ઉમ્મરે વિધવા થઇ મુંબઇમાં યથેચ્છ ચરો ખાતી હતી અને માતા પ્લેગના રોગમાં મરી ગઇ હતી. પુરુષ જુગાર અને મદ્યનો વ્યસની થયો હતો. કોઇવાર તે મુમ્માદેવી કે ભૂલેશ્વરના તળાવની પાળ ઉપર પડયો રહેતો અને જ્યાં ત્યાં રખડી આયુષ્ય પૂરૂં કરતો. કુદરતનો એક નિયમ જ છે કે જેવું બીજ વાવીએ છીએ, તેવું ફળ લણવું પડે છે. બાવળનું બીજ વાવીને આમ્રફળની આશા કોઇએ પણ રાખવી નહિ. હું મારી કરણીનું ફળ અત્યારે ભોગવું છું અને ઇશ્વરનો આભાર માનુંછું કે તેણે મને હજી વખતસર ચેતાવી છે. મારી ભોગવિલાસની વૃત્તિઓ ચાલી ગઇ છે અને સાદાઇમાં જ સંપૂર્ણ સુખ હું માની રહી છું. દરણાં ખાંડણાનું અને બીજી સાધારણ મજુરીનું કામ કરૂં છું અને બાકીના સમયમાં દુઃખિયાના વિસામારૂપ રેંટીઓ ફેરવી જીવનનિર્વાહ ચલાવું છું.

લીલાધર મને ભય દેખાડતો કહેવા લાગ્યો: 'કોકિલા, આ તું શું બકે છે? આ ડાકોર મહા વિચિત્ર સ્થાન છે. અહીં તારાથી આધાર વિના એક ક્ષણ પણ રહી શકાશે નહિ! મને લાગે છે કે પાસે કાંઈક પૈસા લઇને તું નીકળી આવી છે, તેથી આટલું જોર કરે છે; પણ યાદ રાખજે કે અહીં ચારે તરફથી દુઃખ આવી પડતાં તારૂં સર્વસ્વ ચાલ્યું જશે અને પછી જ્યાં ત્યાં તારે ભીખ માગવી પડશે.'

તેના એ શબ્દોનો મેં રોકડો જવાબ આપ્યો: 'લીલાધર! તમારી સાથે જ્યારે ડાકોર આવી છું—તમારાં વચનોમાં ફસાઇને જ્યારે ઘર છોડી અહીં નીકળી આવી છું; ત્યારે ભીખ માગીને ખાવું પડશે એ તો હું જાણું છું. મારી પાસે આ એક લુગડાં સિવાય બીજો એક પણ પૈસો નથી. મારી આવી અવદશા થવાની છે એવું પહેલાં જાણતી હોત તો આવું વગર વિચાર્યું કામ ન કરત. હું તમને વિનવું છું કે તમે જ્યાં જવું હોય ત્યાં જાઓ. હું ભીખ માગીને ખાઇશ. મારે હવે તમારી કૃપા નથી જોઇતી.'

લીલાધર મારા જડબાંતોડ જવાબથી નિરાશ થઇ શહેર તરફ વિદાય થયો. ગાડીમાંથી ઉતરેલાં લગભગ બધાં યાત્રાળુઓ ચાલ્યાં ગયાં હતાં. આશરે અર્ધોએક કલાક મારા કમનસીબ ઉપર વિચાર કર્યા પછી હું પણ શહેર તરફ ચાલવા લાગી. એકાએક સામેથી કોઇ ભલા માણસે આવી મને સ્નેહપૂર્ણ સ્વરથી પૂછ્યું: 'પુત્રી! તને જોતા મને અનુમાન થાય છે કે તું ડાકોરમાં કદી આવી નથી. બાઇ, શું તું એકલી જ આવી છે? માલુમ પડે છે કે તું રસ્તો ભુલી ગઇ છે. તારી સાથેનાં માણસોથી છૂટી પડી ગઇ છે. હું ગરીબ બ્રાહ્મણ છું. અહીં ડાકોરમાં રહું છું. ભગવાન રણછોડરાયનું નામ લીધા કરૂં છું. અને કોઇ ગરીબ અનાથ હોય તેની યથાશક્તિ સેવા કરૂં છું. બ્હેન! તારી ઉમ્મર નાની જણાય છે. તને આમ એકલી ચાલી જતી જોઈ મને પ્રભુ રણછોડરાયે બોલાવીને કહ્યું: 'જા બેટા આ નિરાશ્રિત બાઇને આશ્રય આપ.' હું પ્રભુની આજ્ઞા માથે ચડાવી તારી પાસે આવ્યો છું.'

દીધો. હું પણ નીચે ઉતરી. સ્ટેશન બહાર જતાં જ ગાડીવાળાઓએ અમને ઘેરી લીધાં. બે ચાર ગોર મહારાજો પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ લીલાધરને પકડી નાના પ્રકારની દુકાનદારી કરવા લાગ્યા. કેટલીક વાર પછી લીલાધરે એક ગોરને પસંદ કર્યો, અને એક ભાડાની ગાડી બોલાવી તેમાં બેસવાનું મને કહ્યું. હું મસ્તક નીચું રાખી ઉભી જ રહી. તેણે મને ઘણી ઘણી રીતે સમજાવી; પણ મેં તેને સ્પષ્ટ કહી દીધું કેઃ 'હું તમારી સાથે શહેરમાં આવવાની નથી.'

લીલાધરે આશ્ચર્યથી પૂછ્યુંઃ 'તું ગાંડી તો નથી બની ગઇ?'

મેં કહ્યુંઃ 'ના.'

તેણે આવેશમાં આવી જઇ પૂછ્યુંઃ 'કમનસીબ કોકિલા, તું જાણે છે કે આ કયું સ્થળ છે? આ ઠેકાણે તારૂં મારા સિવાય કોણ છે? સમજી જા અને શહેરમાં ચાલ. લોકો આપણી ચેષ્ટા જુએ છે. તારી ઇચ્છા હશે તો બે ચાર દિવસ દેવદર્શન કરી આપણે પાછાં ભાવનગર ચાલ્યાં જઈશું.'

'ભાવનગર હવે શું મોઢું લઇને જવું? મારૂં ભાગ્ય જ્યારે મને અહીં ઘસડી લાવ્યું છે, ત્યારે મારી ફરજ છે કે મારે તેને આધિન થવું. જો હું પ્રથમથી આવું જાણતી હોત તો આ રસ્તો ન લેત અને તમારાં વચનોમાં ન ફસાત. એટલું સ્મરણમાં રાખજો કે જેનું કોઇ નથી તેનો ઇશ્વર છે. ભગવાન રણછોડરાય મને આશ્રય આપશે. જ્યાંસુધી હું તેમને નહોતી ઓળખતી ત્યાંસુધી તમારો આશ્રય લીધો હતો, હવે મારે કોઇની જરૂર નથી. મેં નિશ્ચય કર્યો છે કે ભાગ્યમાં લખ્યું હોય તેટલું સઘળું અહીં રહી ભોગવવું અને કાળું–કલંકિત વદન કોઇને પણ ન દેખાડવું. તમારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યા જાઓ, જ્યાંસુધી તમે અહીં ઉભા રહેશો ત્યાં સુધી હું એક ડગલું પણ આગળ વધવાની નથી.' મેં મારો નિશ્ચય જણાવી દીધો.

મારી વાત વચ્ચેથી જ કાપી નાંખી તે બોલ્યો. 'પુત્રી ! તું બિલકુલ ચિંતા કરીશ નહિ. મેં તને કહ્યું કે પ્રભુની આજ્ઞાથી જ હું તને આશ્રય આપવા તૈયાર થયો છું. તું મારી પુત્રી સમાન છે. તારા જેવી એક અનાથ બાલિકાને આશ્રય આપવાની શક્તિ આ રામનાથને ઈશ્વર આપી રહ્યો છે !' મહારાજે વાત વાતમાં પોતાના નામનો પરિચય મને કરાવી દીધો.

હું તેના ઉપર વિશ્વાસ મૂકી તેની સાથે ચાલી. રસ્તામાં જતાં જતાં તે મને કેટલાંએ સ્થાનોનો પરિચય કરાવતો ગયો. આખરે કેટલીક ગલીઓ વટાવ્યા પછી અમે નિયત સ્થાનપર જઇ પહોંચ્યાં. એક બે મજલાના ઘરમાં લઇ જઇ મને રામનાથે કહ્યું:–' પુત્રી ! આ ઘરમાં તારે રહેવાનું છે. મેં એક બ્રાહ્મણી રાખી છે, તે રાંધવાનું કામ કરે છે. તું વિધવા છે. તારા માટે તે સાત્વિક આહાર બનાવી આપશે. તારી સાથે ગોમતીસ્નાન કરવા અને દેવદર્શનાર્થે ફરવા નિયમિત તે આવ્યા કરે એવો બંદોબસ્ત હું કરી આપીશ. તને અહીં કોઇ જાતની અડચણ આવશે નહિ. '

આ પ્રમાણે કહી તે સર્વ પ્રબંધ કરવા માટે બીજા ઓરડામાં ચાલ્યો ગયો. હું એ ઓરડામાં પડેલી એક ચટાઇપર બેસી આમ તેમ જોવા લાગી. થોડીવારે રામનાથની બ્રાહ્મણી–ગૃહસંગિની એ ઓરડામાં આવી. બ્રાહ્મણીની ઉંમર ૨૫–૨૬ વર્ષની હતી. દેખાવમાં તે જેમ કુત્સિતા નહોતી જણાતી, તેમ બહુ ખાનદાન પણ નહોતી લાગતી. મારી પાસે આવી તેણે કહ્યું: ' બ્હેન ! શાંત કેમ બેઠી છે ? બહુવાર થઇ ગઇ,–મારી રસોઇ ઠરી જાય છે. પંડ્યાજીએ તને ગોમતીસ્નાન કરાવવાનું મને કહ્યું છે. ચાલ, જલદી ઉભી થા. તારૂં નામ શું છે બ્હેન ? '

તેના હાવભાવ, રીતભાત, બોલચાલ વગેરે મને ઠીક લાગ્યાં નહિ. મારા મનમાં જે કાંઇક શાંતિ હતી તે એ બ્રાહ્મણીને જોતાં એકદમ ચાલી ગઇ. એ સ્થાન, એ ઘર અને એ સ્ત્રી મને જરા પણ

એ દિવસથી આવા સ્નેહપૂર્ણ સ્વરે મને કોઇએ બોલાવી નહોતી. એ આધેડ વયના બ્રાહ્મણનાં આશ્વાસક વચનોએ મને કાંઇક શાંતિ પ્રેરી. પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી. મને અસહાયા જોઇ આ બ્રાહ્મણને સહાયતા માટે મોકલ્યો છે એમ મેં માની લીધું. બે હાથ જોડી મેં તેને પ્રણામ કર્યા અને પછી ધીમેથી કહ્યું: 'પિતાજી ! હું એક દુઃખિયારી છું. અત્યંત આપત્તિમાં આવી પડવાને લીધે હું ભગવાન શ્રીરણછોડજીના ચરણ શરણમાં આવી છું. મારી સાથે કોઇ નથી, તેમ મારી પાસે કાંઇ પણ નથી. કેવળ એક ઇશ્વર ઉપર મારો આધાર છે. કાલે આખી રાત ગાડીમાં પડયાં પડયાં મેં રણછોડરાયનું સ્મરણ કર્યું છે. મને લાગે છે કે તેમણે જ મારી ઉપર દયા કરીને આપને અહીં મોકલ્યા છે. આપ બ્રાહ્મણ છો, હું પણ બ્રાહ્મણની પુત્રી છું. આપ મને આશ્રય આપશો તો હું આપને ઘેર દાસીનું કામ કરીશ.'

એ વૃદ્ધનું હૃદય વધારે પીગળ્યું હોય તેમ મને લાગ્યું. તેણે મને કહેવા માંડયું: 'પુત્રી ! રસ્તામાં આટલા બધા લોકો ચાલ્યા જાય છે; મારી દૃષ્ટિ કોઇના ઉપર પડી નથી. ભગવાન રણછોડરાયે મારા હૃદયની અંદર પ્રવેશીને તને સહાયતા કરવાની આજ્ઞા આપી છે. તને હું જાણતો નથી, ઓળખતો નથી; કેવળ પ્રભુની આજ્ઞાથી જ તારી પાસે આવ્યો છું. તારે કોઇ જાતનો ડર રાખવો નહિ. તું મારી સાથે ચાલ. મારે ઘેર રહેજે. તારે દાસીનું કામ નહિ કરવું પડે અને ભીખ પણ નહિ માગવી પડે. આ ગરીબ બ્રાહ્મણ ઉપર પ્રભુની મહેરબાની છે. રણછોડરાયની આ પવિત્ર નગરીમાં આવ્યા પછી કોઇ ભુખે મરતું નથી, માત્ર શ્રદ્ધા ને ભક્તિ જોઇએ.'

તેના આ શબ્દોથી મારૂં હૃદય વધારે શાંત થયું. મેં દીનતાથી તેને કહ્યું: 'આપને હું પિતાતુલ્ય લેખું છું. મેં જાણી જોઇને કોઇ પાપ કર્યું નથી. હું વિધવા છું. મોટા કષ્ટમાં પડીને અહીં આવી ચડી છું. જો કોઈ વખત સમય મળશે તો મારા કમનસીબની કરૂણ કહાણી તમને કહી સંભળાવીશ. તમે તમારી પુત્રી પ્રમાણે મને ગણજો. મારી પાસે એક પૈસો પણ નથી. બીજું કપડુંય નથી...'

કેટલીક વાર પછી રામનાથે જ્યારે ઘેર આવી સાંભળ્યું કે અનાથ વિધવા કાંઇ ખાધા પીધા વિના ઓરડીનાં બારણાં બંધ કરી પડી છે; ત્યારે તેણે પોતાની રાખેલી બ્રાહ્મણી ઉપર ગુસ્સે થઇ કહ્યું: ‘ રંડા ! જરૂર તેં એને કાંઇક કહ્યું હશે ! ’

‘ મેં તો તેને કાંઇ કહ્યું નથી. એની સાથે ઝગડો કરવાની કે બોલવાની મારે શી મતલબ હોય ? વાતવાતમાં ઉદાસ થઇ તે દ્વાર બંધ કરી પડી રહી છે. એ કાંઇ મારી મા કે માસી નથી જે હું તેને મનાવા જાઉં ! તમારે ગરજ હોય તો પગે પડી એને મનાવી લ્યો. ’

‘ જો શ્યામા ! મારી સામે આંખ કાઢીને બોલવું તને યોગ્ય નથી. હું કોના માટે શું કરૂં છું, તે તારા સમજવામાં નથી આવ્યું; માટે જ તું આ પ્રમાણે બોલે છે. સ્ત્રીઓનાં રૂપ જોઇને મોહાંધ થઇ જવાના અમારા દિવસો ગયા છે. હવે તો પૈસાની જ ફીકરમાં, કેવળ ફરતો ફરૂં છું. મામલો સાંભળીશ ? આપણા ઘરમાં જે ગૃહસ્થ ઉતર્યો છે તે આ બાઇને ફસાવી–જુઠી વાતો કહી અહીં ડાકોરમાં ઉપાડી લાવ્યો છે. બાઇ રસ્તામાં એ પુરૂષની મતલબ સમજી ગઇ અને તેની સાથે લડી પડી. ટ્રેનમાંથી ઉતર્યાં પછી બન્ને જુદા જુદા માર્ગે ચાલવા લાગ્યાં. એ જોઇ મેં આ કામમાં માથું માર્યું. બાઇ ઘણી રૂપાળી છે. જો તેની પાસેથી તને બરાબર કામ લેતાં આવડશે તો પૈસાનો ઘણો સારો તડાકો પડશે. તે નથી જાણતી કે તેની સાથેનો ગૃહસ્થ અહીં છે. જો જાણતી હોત તો શું તે અહીં આવત ? મને લાગે છે કે તારા બોલવા ઉપરથી તે કાંઇક વહેમાઇ ગઇ છે અને તેથી જ બારણાં બંધ કરીને પડી રહી છે. ’

‘ ત્યારે આ વાત પહેલાં જ ભસી નાંખવી હતી ને ! તમે પણ પૂરા અક્કલના બારદાન છો. મેં તો જાણ્યું કે જાતિ–કુળનો સંબંધ તોડી, જેવી રીતે અનેક બાઇઓ અહીં ડાકોરમાં આવે છે, તેવી રીતે આ બાઇ પણ આવી હશે. દૂર કયાં જાઓ છો ? મારી જ

સારાં લાગ્યાં નહિ. મેં મનમાં વિચાર્યું: 'હું અહીં ક્યાં આવી ચડી?' પણ હું એકલી આશ્રય વિનાની બીજું શું કરૂં? મારા મનમાં ભિન્ન ભિન્ન વિચારો આવવા લાગ્યા અને હૃદયમાં કાંઇક ભયનો પણ સંચાર થઇ ગયો.

મને એવી સ્થિતિમાં બેઠેલી જોઇ તે સ્ત્રી પુનઃ બોલી: 'ચાલ, બ્હેન, શું વિચાર કરે છે? ન્હાઇ ધોઇ જમી લે. પછી આખો દિવસ અને રાત પડયાં છે. તું ઇચ્છામાં આવે એટલા વિચાર કર્યા કરજે. તારૂં નામ શું?'

મેં નીચું મસ્તક રાખી જવાબ આપ્યો: 'મારૂં નામ કોકિલા છે. હું બ્રાહ્મણની પુત્રી છું ને વિધવા છું.'

બ્રાહ્મણી કાંઇક વિરક્ત થઇને બોલી: 'અત્યારે આટલા બધા પરિચયની આવશ્યકતા નહોતી; ચાલ, ઉઠ હવે આપણે સ્નાન કરી આવીએ. તારૂં બીજું છાયલ ક્યાં છે? ઉપર તારા શેઠ પાસે હોય તો હું લઇ આવું.'

'શેઠ? શેઠ કોણ? મારી સાથે તો કોઇ નથી!'

'મેં જાણ્યું કે બીજા માળ ઉપર ઉતરેલો ગૃહસ્થ તારો સંબંધી હશે. તું તેની સાથે આવી હશે.'

'ના, હું કોઇની સાથે નથી આવી. રસ્તામાં મને એકલી જોઈ ગોર મહારાજ મને અહીં તેડી લાવ્યા છે. હું બહુ દુઃખિયારી છું—અભાગિની છું.'

મારી વાતથી ઉદાસ થઇ તે સ્ત્રી કાંઇક બબડતી ચાલી ગઇ. મારા મનમાં વિચારમાળા ઉપડી: 'બીજા માળ ઉપર ઉતરેલો ગૃહસ્થ લીલાધર તો નહિ હોય? ડાકોર તીર્થસ્થાન છે. તીર્થના ગોર લોકો બહુ વિચિત્ર હોય છે. રામનાથ મને અહીં ફસાવીને તો નહિ લાવ્યો હોય? મારો મનોદેવતા કહે છે કે: 'અવશ્ય આમાં કાંઇક દગો છે, પ્રભો! એવું હશે તો મારી શી દશા થશે?' મગજ ભમી જવાથી હું ઓરડીનાં બારણાં બંધ કરી ચટાઇ ઉપર સૂઈ ગઇ.

વિપત્તિ પડવાથી મોટા મોટા બુદ્ધિમાનોની અક્કલ મારી જાય છે. મારી પણ એજ દશા થઇ; છતાં મને ત્યાંથી છૂટવાનો ઉપાય જડી આવ્યો. હું તરત બારણાં ઉઘાડી બહાર આવી. રામનાથ ઓસરીમાં બેઠો હતો. તેણે મને પૂછ્યું: 'પુત્રી! તું ખાધા પીધા વિના કેમ સૂઇ રહી હતી?'

મેં કહ્યું: 'રસ્તાના પરિશ્રમથી મારૂં માથું દુઃખતું હતું; એટલે બે ઘડી નિરાંતે સૂઇ રહી હતી. હમણાં બહાર કાંઇક બોલાચાલી સાંભળી જાગી ઉઠી છું.'

રામનાથે અનુમાન કર્યું કે તેમની વાત મેં કાંઈ સાંભળી નથી. તેના ચહેરા ઉપર સંતોષનાં ચિહ્ન જણાયાં. તેણે કહ્યું: 'બ્હેન! તારે લીધે એ બ્રાહ્મણી સાથે મારે ઝગડો થયો. મેં એને ઘરમાંથી કાઢી મૂકી છે. યજમાનોની સેવા ચાકરી ન કરે એવાં માણસનું શું કામ હોય? હું હમણાં બીજી બ્રાહ્મણી લાવું છું. નોકરનો અહીં કયાં તોટો છે? તું સવારની ભુખી છે, માટે કાંઇક બનાવી લે.'

મેં કહ્યું: 'અત્યારે રસોઇ કરવાનો સમય નથી. બહુ મોડું થઈ ગયું છે. હું વિધવા છું. એક બે ઉપવાસ કરીશ તેથી મને કાંઇ દુઃખ થવાનું નથી.'

રામનાથ બોલ્યો: 'ત્યારે દુકાનેથી હું કાંઇક ખાવાનું લઇ આવું, અત્યારે એનાથી ચલાવી લે. રાત્રે રસોઇની વ્યવસ્થા કરી લઇશું.'

મેં કહ્યું: 'બજારની ચીજ હું ખાતી નથી. સંધ્યા વખતે હું રણછોડજીની આરતીનાં દર્શન કરવા જઇશ; ત્યારે કાંઇક ફળાહાર લેતી આવીશ.'

ગોર મહારાજને તેથી સંતોષ થયો અને તે કાંઇક કામ નિમિત્તે બહાર ચાલ્યો ગયો.

ધીમે ધીમે સાંજ પડવા આવી. સૂર્યનારાયણ અસ્તાચળમાં ચાલ્યા ગયા. પૃથ્વીપટ ઉપર અંધારૂં વિસ્તરવા લાગ્યું. હું દેવદર્શન નિમિત્તે ઘરબહાર નીકળી. રામનાથને મારી નિષ્કપટતાનો વિશ્વાસ

વાત કરોને ! હું કેવી રીતે આવી હતી ? મને શી ખબર કે આ બાઇમાં હજુ પણ સતીપણાનો દંભ હશે. વળી એ કાંઇ મારી નાતજાતની નહોતી કે હું તેની સાથે વાતો કરવા ગઇ હોઇશ !'

'મને તો સ્પષ્ટ સમજાય છે કે તારી સાથે કાંઇપણ વાત ન થઇ હોય તો એ બાઇ આટલો ગુસ્સો કરે જ નહિ.'

'ત્યારે વાત થઈ હશે લ્યો, હવે બીજું કાંઇ કહેવું છે ? નકામી મારી સામે આંખ ન કાઢશો. સારા માણસની છોકરીઓને ફસાવી લાવી તેનું સત્યાનાશ કરો છો. તેના જાતિ-કુળને ભ્રષ્ટ કરો છો અને પાછા બીજાની ઉપર લાલ આંખો કાઢો છો ? જાઓ, જાઓ, તમારા જેવા ઘણાએ ગોર જોયા છે; હવે હું તમારી અધિક ધમકી સહન કરી શકતી નથી. જો આ પ્રમાણે કરવું હોય તો હું અત્યારે જ ચાલી જાઉં. કેટલાએ લોકો મને રાખવા માગે છે.'

રામનાથ એ સાંભળી અગ્નિશર્મા થઇ ગયો. તે ક્રોધ કરીને બોલ્યો : 'કુલટા ! નીકળ મારા ઘરમાંથી ! બદમાશ, બદજાત, ભીખારણ ! નાને મોઢે મોટી વાત કરે છે ? ચાલી જા, અહિંથી !'

શ્યામા એ તિરસ્કાર સાંભળી રહે એવી નહોતી; તે પણ બોલી ઉઠી : 'દુષ્ટ, શયતાન ! મોઢું સંભાળીને વાત કર. તારા જેવા પાપીના ઘરમાં આગ લાગો. હું મારે આ ચાલી !' એમ કહી તે બહાર નીકળી ગઇ.

હું આ બન્નેની વાત ઓરડીમાંથી સાંભળતી હતી. મારા ભવિષ્યના મને અનેક વિચારો આવતા હતા. જ્યારે શ્યામા ઘર બહાર નીકળી, ત્યારે મેં પાછળની બારીએથી તેના તરફ દયાર્દ્ર દૃષ્ટિએ જોયું. એ બાઇ મારા મનનો ભાવ સમજી બારીની નજીક આવી. મેં તેને કહ્યું: 'શ્યામા, તારે પગે પડું છું. તું મારી રક્ષા કર, મને આ પાપમાંથી બચાવ.'

તેણે કહ્યું: 'બ્હેન ! ધીમેથી બોલ, હું તને બચાવીશ. આજ રાતના આઠ વાગે આ રસ્તા ઉપર હું ઉભી રહીશ. તું હરકોઈ પ્રકારે ઘરમાંથી નીકળી ત્યાં આવજે.'

શક્તિ નથી આપી? તારા જેવી તરૂણ સુંદરીને આ તીર્થસ્થાનમાં પૈસાની શી ખોટ છે? બે ચાર દહાડામાં તને એક સારો શેઠ શોધી આપીશ. એક શેઠને છોડીને આવી છે તો બીજા દસ શેઠ મળી રહેશે.'

હું તેની એ વાત સાંભળી ભયથી ધ્રુજવા લાગી. શ્યામા આ શું કહે છે? મેં તેને કરૂણ સ્વરે કહ્યું: 'શ્યામા તું મારી મા છે, મારે તો કોઇ શેઠ નથી. હું ઘર છોડી આવી છું પણ મેં હજુ સુધી મારો ધર્મ છોડયો નથી.'

મારી એ વાત તેને સાચી લાગી નહિ. તે તત્કાળ બારણાં બંધ કરી મીઠાઇ લેવા ઘરબહાર ચાલી ગઇ. હું મારી મૂર્ખતા ઉપર વિચાર કરવા લાગી. સાથે સાથે મને શ્યામાના સંબંધમાં પણ કલ્પનાઓ થવા માંડી. શું આ ઘર શ્યામાનું હશે? જો તે આવા મકાનની સ્વામિની હોય તો રામનાથને ત્યાં રસોયણ તરીકે શા માટે રહે? શ્યામા ખરાબ ચાલતી સ્ત્રી છે. તે મૂઠી અન્નને માટે બીજાને ઘેર નોકરી કરે તેવી જણાતી નથી. અવશ્ય આ ઘર કોઇ બીજાનું હોવું જોઇએ. એના રંગ ઢંગ એક કુટ્ટણખાના જેવા જણાય છે. મેં સાંભળ્યું છે કે તીર્થનાં સ્થળોમાં એવાં અનેક કુટ્ટણખાનાં હોય છે. ડાકોર પૂણ્યભૂમિ છે, પવિત્ર સ્થાન છે; એ વાત તદ્દન અસત્ય છે. ડાકોરના જેવું ગુજરાતમાં બીજું એકેય અપવિત્ર સ્થાન નથી. ભગવાન રણછોડરાયના ચરણ કમળમાં આશ્રયને માટે ગોમતીતીર ઉપર અંતિમ દેહત્યાગને અર્થે અનેક ધર્મ પિપાસુ નરનારીઓ પોતાના જીવનનો શેષ ભાગ વીતાડવા અહીં આવે છે. દુનિયાના પાપનો બોજો ઉતારવા ધર્મના નામ ઉપર ભયંકર કાર્યો કરવા સેંકડો નરનારીઓ અહીં આવે છે અને ખુલ્લી રીતે તેઓ બીલત્સ કાર્યો કરે છે. તીર્થસ્થાનોમાં જે કુત્સિત કાર્યો થાય છે તેનું વર્ણન તો દૂર રહ્યું; પરંતુ તેનો વિચાર કરવાથી પણ શરીર કંપી ઉઠે છે! મારા હૃદયમાં ભયંકર ચિંતા થવા લાગી. શ્યામાએ મારો ઉદ્ધાર નહોતો કર્યો; પણ મને દુઃખની ગર્તામાં નાંખી હતી. એ

આવ્યો હતો એટલે તેણે તેમાં વાંધો લીધો નહિ. થોડે દૂર જતાં મેં જોયું કે શ્યામા ઉભેલી છે. તેણે હાથના સંકેતથી મને પોતાની પાછળ આવવા કહ્યું. હું ઉતાવળે પગલે ચાલવા લાગી. થોડીએક ગલીઓ વટાવ્યા પછી એક બે મજલાના ઘર આગળ અમે આવી પહોંચ્યાં. શ્યામા વીજળીના વેગે તે ઘરમાં પેસી ગઇ અને મારે પણ તેની પાછળ તેમાં પ્રવેશ કરવાની ફરજ પડી. એ ઘરની વ્યવસ્થા કાંઇક વિલક્ષણ હતી. તેમાં સરસામાન બહુ થોડો હતો. બન્ને માળ ઉપર એક એક પલંગ, પાણીની ડોલો અને દીવાબત્તીની સગવડ હતી. મને એ ઘર જોઇને ભયંકર કંપ છૂટયો.

શ્યામા મારી એ હાલત સમજી જઇ બોલી: 'બ્હેન! આ ઘર મારૂં ખાનગી છે. રામનાથને તેની માહિતી નથી. તારે અહીં કોઇ વાતે ડરવાનું કારણ નથી. વરસોનાં વરસ સુધી તું અહીં રહીશ તોપણ તારો કોઇને પતો લાગશે નહિ.'

હું એ દિવસની તદ્દન નિરાહાર હતી. આગલો દિવસ ટ્રેનમાં વીત્યો હતો અને આજનો દિવસ ગોરને ઘેર અન્ન વિના કાઢયો હતો. મને ભુખનું દુઃખ તો કાંઇ નહોતું; પણ મારૂં શું થશે, એ જ ચિંતા મને દુઃખ ઉપજાવતી હતી. મેં શ્યામાને કહ્યું: 'બ્હેન! મને બહુ તૃષા લાગી છે. થોડું શુદ્ધ પાણી લાવી આપે તો સારૂં.'

તેણે કહ્યું: 'હું એ જ વિચારમાં છું. તેં આજ બિલકુલ ખાધું નથી માટે પ્રથમ ખાવાની વ્યવસ્થા કરૂં છું; પછી પાણી આપીશ. અત્યારે ગરમ રસોઇ બને તેમ નથી. બજારમાં જઇને થોડી મીઠાઇ લઇ આવું છું.'

મેં કહ્યું: 'મીઠાઈ લાવવા માટે મારી પાસે એક ફૂટી બદામ પણ નથી. હું રસ્તાની ભીખારણ છું. મારી પાસે બીજું વસ્ત્ર પણ નથી.'

તેણે મને હિંમત આપી: 'બ્હેન! તું પૈસાની વાત ન કરીશ. શું પ્રભુએ મને તારા જેવી એક અનાથ વિધવાને નિભાવવા જેટલી

અશક્ય લાગે છે. પાપિણી શ્યામાએ બતાવેલી લાલચો તથા ધમકીઓનો હું સવિસ્તર ઉલ્લેખ કરી શકતી નથી. એ દુષ્ટાનો હેવાલ લખી મારી આ આત્મકથાનાં પૃષ્ઠો શા સારૂ કલંકિત કરૂં ? મેં એ નરપિશાચના હાથમાંથી મારા સતીત્વ રત્નનો શી રીતે બચાવ કર્યો ? એનો જ સંક્ષેપમાં ઉલ્લેખ કરી એ પાપદશ્ય ઉપર પરદો નાંખી દઇશ.

રાતના દસ વાગ્યા હતા. જે ગલીમાં તે ઘર હતું તે ગલી બહુ અંધકારમયી હતી. માત્ર પાછળની બારી એક સરિયામ રસ્તા ઉપર પડતી હતી. હું એ બારી પાસે બેઠી હતી. જ્યાં એ દુષ્ટા તથા દુષ્ટે મારા ઉપર બળાત્કારનો પ્રયાસ કર્યો; ત્યાં મેં એક ભયંકર ચીસ પાડી. મારા સદ્ભાગ્યે બારીની નીચે એક ભલો માણસ જતો હતો. તત્કાળ તેણે ઘર આગળ આવી શોરબકોર મચાવ્યો. પોલિસ ચોકી ત્યાંથી બહુ દૂર નહોતી. એકદમ ત્રણ પોલિસો આવી પહોંચ્યા: જે વિપદ્ભંજન મધુસૂદને સભાની મધ્યમાં દ્રૌપદીની લાજ રાખી હતી, તેણે મારા સતીત્વની રક્ષા કરી.

સિપાઇઓએ નીચેથી કહ્યું: 'દરવાજા ખોલો.'

સહસા વજ્રપાત થવાથી જેવી રીતે મનમાં ભયનો સંચાર થાય છે; તેવી રીતે એ પોલિસ લોકોનો હુકમ સાંભળતાં જ તે દુષ્ટ અને દુષ્ટા થરથરવા લાગ્યાં. તેમની બુદ્ધિ બહેર મારી ગઇ. ફરી અવાજ થયો: 'બારણાં ખોલો.' પણ તેનો કાંઈ ઉત્તર મળ્યો નહિ. સિપાઇઓએ જોરથી બારણાંને લાત મારી. કમાડ જુનાં હતાં. બેત્રણ ધક્કા લાગતાં તે તૂટી પડયાં. માણસોએ ઘરમાં પ્રવેશ કર્યો. શ્યામાએ દીવો બુઝાવી અંધારૂં કરી દીધું હતું; પણ આવનારાઓ પૈકી એક જણે પોતાની પાસેની મીણબત્તી સળગાવી અંધકારને દૂર હઠાવ્યો. મારા હૃદયમાં કાંઇક હિમ્મત આવી. શ્યામાનું મોઢું ઉતરી ગયું. પેલો શયતાન્ પણ ધ્રુજવા લાગ્યો. પોલિસના નાયકે પિસ્તોલ કાઢી

સ્ત્રી પાપની પ્રત્યક્ષ પ્રતિમા સમાન હતી. તે નારીદેહધારિણી પિશાચિની હતી. તે ઘણીવાર થઇ તોપણ પાછી ફરી નહિ; એટલે મને વધારે ચિંતા થવા લાગી. નીચેનું બારણું ઉઘાડું હતું. ઘરમાં બીજું કોઇ માણસ નહોતું, અજાણ્યું સ્થળ હતું અને હું નિરાધાર એકલી હતી. શ્યામાને ગયાને જેમ જેમ વાર થવા લાગી, તેમ તેમ મારી ચિંતા વધવા લાગી. પાંજરામાં પૂરાએલા પક્ષીની પેઠે હું તરફડવા માંડી. મારૂં હૈયું ધડકવા લાગ્યું; પણ ત્યાંથી છૂટવાનો કોઈ ઇલાજ નહોતો. ઘણો સમય એ પ્રમાણે વીત્યા પછી તે ચાલાક ચતુરા પાછી આવી અને પોતાની સાથે આણેલી ચીજો એક ખુણામાં રાખી મને કહેવા લાગી: 'બ્હેન ! આજ તો મને અહીંથી જતાં જ અપશુકન થએલાં. હું સુખડીઆની દુકાને ગઇ અને મીઠાઇ પાછી લઇ લેવા કહ્યું, ત્યારે તે બોલ્યો કે: 'તું મોચી હશે કે મુસલમાન હશે—નાત જાત ઓળખ્યા વિના હું મીઠાઈ પાછી નહિ લઉં' મેં કહ્યું: 'હું બ્રાહ્મણની સ્ત્રી છું.' પણ તેણે તે માન્યું નહિ. મારી પાસે બીજો રૂપિયો નહોતો; એટલે તે જોખાવેલી મીઠાઇ એક તરફ મૂકી હું મારી બ્હેનપણીને ત્યાં જઇ રૂપિયો લઇ આવી અને એવા દ્રાવિડી પ્રાણાયામથી મને આવતાં મોડું થયું.'

અમે જ્યાં આ પ્રમાણે વાત કરતાં હતાં ત્યાં નીચેથી કોઇએ બારણાં ખખડાવ્યાં. શ્યામા એકદમ નીચે ચાલી ગઇ. તત્કાળ એક નૌજવાન રંગીલો પુરુષ ઉપર ચડી આવ્યો. આટલી મોડી રાત્રે શ્યામા તેને શામાટે આ ઘરમાં તેડી લાવી હશે તે સમજી જતાં મને વાર લાગી નહિ. મારૂં આખું શરીર ભયથી કંપવા લાગ્યું. શ્યામાએ નીચેનાં દ્વાર બંધ કરી ઉપર આવી તે પુરુષને જે વાત કરી તે હું અહીં લખી શકતી નથી. તે બન્નેની વચ્ચે મદિરાપાન વગેરેની જે લીલાનો આરંભ થયો, તેનું પૂરૂં વિવરણ કરવું એ મર્યાદા બહારનું કામ છે. તે નારકી વાતોનું, એ પિશાચી દશ્યનું અને તેમાંથી મારા સતીત્વ રક્ષણના પ્રકારનું સંપૂર્ણ વર્ણન કરવું એ મને



વાર્તા ૧૨ મી

**કોકિલા :**

પોલિસના નાયકે પિસ્તોલ કાઢી શ્યામા સામે ધરી. શ્યામા મોતને નજીક આવેલું જોઈ રડી પડી ને નાયકના પગ પકડી કહેવા લાગી : 'સાહેબ મારો કાંઈ વાંક નથી. આ શેઠ અમને અહીં બોલાવી લાવ્યા છે.'

શ્યામા સામે ધરી. શ્યામા મોતને નજીક આવેલું જોઇ રડી પડી. તે નાયકના પગ પકડી કહેવા લાગીઃ

'સાહેબ! મારો કાંઇ વાંક નથી. આ શેઠ અમને અહીં બોલાવી લાવ્યા છે. હું રામનાથ ગોરને ત્યાં રસોયણ છું. કૃપા કરીને મને છોડી મૂકો. ફરી આવા કામમાં હું કદી પણ નહિ ઉભી રહું.'

નાયકે કહ્યુંઃ 'શું રામનાથ ગોર પણ આ મામલામાં છે કે? ઠીક. આ કાઠીઆવાડી છોકરી કોણ છે?'

'હું એને નથી ઓળખતી. આ શેઠ એને લાવ્યા છે; જો હું આવું જાણુતી હોત તો આ શેઠની સાથે આવત જ નહિ!'

'તું જુઠું બોલે છે; તેં જ આ સર્વ કાંઇ પ્રપંચ રચ્યો છે. ખબરદાર! એક ડગલું પણ આગળ વધીશ નહિ. હું આ છોકરીને પૂછું છું.'

હું બારી પાસે બેઠી બેઠી રડતી હતી. મારૂં ઓઢવાનું છાયલ તાણાતાણમાં ફાટી ગયું હતું. નાયકે મારી આગળ આવી મને પૂછ્યું: 'શી હકીકત છે?'

મેં કહ્યુંઃ 'સાહેબ, આપ ન આવ્યા હોત તો મારી દશા શી થાત, એ ભગવાન રણછોડરાય જ જાણે છે. હું દુઃખની મારી અહીં આવી ચડી છું. મારી જીવનકથા બહુ વિલક્ષણ છે. મારા પાપકર્મનો હજુ છેડો નથી આવ્યો; તેથી જ આવી સજા ભોગવી રહી છું. આપ મને આ દુષ્ટોના હાથમાંથી બચાવો. ભગવાન તમારૂં ભલું કરશે.'

મારા એ શબ્દોથી તે નાયકનું હૃદય દ્રવી ગયું. તેણે મને ધીમેથી કહ્યું: 'બ્હેન! તારી સઘળી હકીકત મને કહે તો એ ઉપરથી તારા હવે પછીના પ્રબંધની ગોઠવણ હું કરી શકું. આ મામલો કોર્ટમાં ચડે તો આ અપરાધીઓને ભયંકર સજા થયા વિના રહે નહિ; પણ તેમાં તારે કોર્ટમાં સાક્ષી આપવા આવવું પડે. તું દેખાવમાં

ખાનદાનની કન્યા લાગે છે અને કોઈ અજબ ભુલના પરિણામે અહીં આવી ચડી જણાય છે. તારૂં જીવન મને રહસ્યમય ભાસે છે, માટે હરકત ન હોય તો સઘળી હકીકત પ્રથમથી આરંભીને કહેઃ એટલે આગળ મારે કેમ કરવું તેની સુઝ પડે.'

પોલિસ અધિકારીના એ શબ્દોથી મને કાંઇક શાંતિ મળી. મેં આંખોનાં આંસુ લૂછી નાંખી નીચું મોહું રાખી મારી કર્મકથા શરૂ કરી.

'ભાવનગરમાં એક કુલીન બ્રાહ્મણને ઘેર મારો જન્મ થયો છે. મારા પિતાને બાલ્યાવસ્થામાંથી જુગારનું એક ભૂરૂં વ્યસન લાગ્યું હતું. ઘરમાં પ્રથમ પૈસો ટકો ઘણો હતો; પણ તેમની એ ખરાબ આદતને લીધે ધીમે ધીમે તે ઓછો થવા લાગ્યો હતો. સ્ટેટની દરબારી બેંકમાં મારા પિતા નોકર હતા અને દર મહિને પચીસ રૂપિયા પગારના મેળવતા હતા. મારી માતા ઘણી શાંત અને સહનશીલ હતી અને તેથી મારા પિતાને પૈસા ઉડાવતાં તે અટકાવી શકતી નહિ. ધીમે ધીમે તેને જુગારમાંથી એના વડીલ ભાઇ સટ્ટાનું વ્યસન વળગ્યું અને ઘર તદન ખાલી થઇ ગયું. હાર્યો જુગારી બમણું રમે એ કહેવત મુજબ તેમણે હવે વધારે રમવા માંડયું. કરજનો બોજો માથા ઉપર વધવા લાગ્યો. આવકનું કોઇ સ્થળ નહિ હોવાથી આખરે મારૂં લીલામ કર્યું. ત્રણ હજાર રૂપિયા લઇ મને એક બુઢ્ઢા પતિ સાથે પરણાવી. પરણ્યા પછી હું ત્રીજે જ મહિને રાંડી; પણ મારા જુગારી બાપની આંખ ઉઘડી નહિ. તેમણે બેંકમાંથી પાંચ હજાર રૂપિયા ઉચાપત કર્યા અને તે ગુન્હો પકડાતાં તેમને બે વર્ષની સખ્ત કેદની સજા થઇ. હું અને મારી માતા તદ્દન નિરાધાર થઇ ગયાં. મારા પિતાનો એક મિત્ર હતો અને તેમનું નામ સુન્દરલાલ હતું. તેઓ ભાવનગરમાં એક વર્તમાનપત્ર કાઢતા હતા. અમારી ગરીબ હાલત જોઇ તે અમને પોતાને ઘેર તેડી ગયા. સુંદરલાલના ઘરમાં માણસોની સારી ભરતી હતી. તેમની એક મોટી સાળી પોતાના ૧૮ વર્ષની ઉમ્મરના એક પુત્રને લઇ ત્યાં અંગ્રેજી ભણાવવા આવી રહી હતી. સુંદરલાલની આમદાની સારી હતી; તેમ તે

સમુદાયમાં આપણાથી છૂટથી વાતચીત થઇ શકતી નથી અને હૃદયની એકતા કરી શકાતી નથી.'

હું તેના બોલવાનો હેતુ સમજી શકી નહિ. લીલાધરની વાતો સાંભળવામાં અને લીલાધરના સહવાસમાં રહેવામાં મને અપાર આનંદ થતો હતો. એટલે મેં તેના વિચારને અનુમોદન આપ્યું. અમે એક દિવસ પ્રયાણને માટે નક્કી કર્યો અને સંકેત પ્રમાણે પાછલી રાતે અમે ઘરમાંથી નીકળ્યાં. હું તદ્દન બુદ્ધિહીના બની ગઇ હતી એટલે મેં બીજું કપડું પણ સાથે લીધું નહિ. સ્ત્રીઓ સાહસિક અને અવિચારિણી હોય છે. એમ જે ડાહ્યા પુરૂષોએ કહ્યું છે તે અક્ષરસઃ સત્ય છે. મારા જેવી બાળવિધવાને કેવું શિક્ષણ આપવું જોઇએ અને કેવી રીતે બ્રહ્મચર્યનું પાલન કરતાં તેને શીખવવું જોઇએ, તે તરફ ઘણા માબાપો દુર્લક્ષ કરે છે. પોતાની એકની એક દીકરી બાળવિધવા થતાં ઘણાં માબાપો તે 'બિચારી ઓછી છે' એમ ગણી તેણે યથેચ્છ છૂટ આપે છે અને તેનું પરિણામ પાછળથી ભયંકર આવે છે.

મને સ્ત્રીધર્મનું કે વૈધવ્ય ધર્મનું કદીપણ શિક્ષણ મળ્યું નહોતું. મારી ગરીબ માતાએ મને કદીપણ ઉંચે સાદે બોલાવી નહોતી. હું લાડકોડમાં ઉછરી હતી અને હમણાં તો વળી તરૂણ પુરૂષોની બીભત્સ વાર્તાઓમાં અને સંગીતના સૂરોમાં મારો સઘળો સમય વીતતો હતો. આવી પરિસ્થિતિમાં પૂર્ણ યુવતી એવાં પ્રલોભનથી મુગ્ધ બની કુપથમાં પડે અને અમૂલ્ય સતીત્વરત્નને નષ્ટ કરે; તો એમાં આશ્ચર્ય પામવાની કાંઇ આવશ્યક્તા નથી. સારૂં શિક્ષણ મેલવવા છતાં કેટલાક યુવકો ચરિત્રહીન બની જાય છે, તો પછી મારા જેવી અશિક્ષિતા બાળવિધવા એ પ્રલોભનનું સંવરણ ન કરી શકે તો એમાં નવાઇ છે ? હું મારાં માતપિતાના કુલમાં કલંક લગાવી, રાત્રિના ગાઢ અંધકારમાં પાપથી ઘેરાયલું કાળું હૃદય લઇ ઘર બહાર નીકળી; પણ ટ્રેનમાં બેસતાં જ મને મારી કરણીનું ભાન થયું. લીલાધરની

ઉદાર પણ હતા. અમે મા-દીકરી ત્યાં સુખચેનમાં રહેવા લાગ્યાં. મારી બાનો મળતાવડો સ્વભાવ અને કામની આવડત સર્વના પ્રીતિનાં પાત્ર થઇ પડયાં. સુંદરલાલને હું કાકા કહેતી. તેમનો મોટો દીકરો રમણલાલ બહુ ડાહ્યો અને કહ્યાગરો હતો. મારા ઉપર તે ઘણું હેત રાખતો હતો. સંગીતનો તેને પૂરો શોખ હતો. રોજ સાંજે સ્કૂલમાંથી આવ્યા પછી મિત્રોને જમાવી તે પેટી બજાવતો અને મોડી રાત સુધી નાટકનાં ગાયનો લલકારતો. તેની માસીનો દીકરો લીલાધર પણ ખુબ શોખીન હતો. 'રાંડી પુત્ર શાહજાદા' જેવો તેનો ખેલ હતો. રમણલાલ કરતાં એનો સ્વભાવ તદ્દન નીરાળો હતો. પારકે પૈસે એ ખૂબ પરમાનંદ ઉડાવતો અને મિત્રોની ટોળી એકઠી કરી યથેચ્છ મહાલતો. દરરોજ સાંજે એ મંડળીને માટે ચાહ બનાવી આપવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જેમ સંગીતપ્રિય હોય છે, તેમ હું પણ સંગીત તરફ અનુરાગવાળી હતી. એ કન્સર્ટપાર્ટીને દરરોજ ચાહ બનાવી દઇ હું તે મહેનતના બદલામાં સુન્દર સુન્દર ગાયનો સાંભળતી. ધીમે ધીમે એ પાર્ટીમાં બીડી, સિગારેટ, સોડા, કોલ્ડીંગ વગેરેનો પ્રવેશ થયો અને પછી અશ્લીલ સંગીત તથા અશ્રાવ્ય રસિકતા દાખલ થયાં. હું અજ્ઞાન હતી, મેં સંસાર જોયો નહોતો, એટલે સારાસારનો વિચાર હું કરી શકી નહિ. વળી માનવ હૃદયનો એક અબાધિત નિયમ છે કે તેનું મન સારી વાત કરતાં નઠારી વાત તરફ વધારે ખેંચાય છે. ધીમે ધીમે એ કન્સર્ટપાર્ટીમાં મેમ્બરોનો વધારો થવા લાગ્યો. લીલાધર મારા ઉપર બહુજ સદ્દભાવ દેખાડવા લાગ્યો. મારા માટે તેણે કપડાંલત્તાનું અને બીજું પુષ્કળ ખર્ચ કરવાનું આરંભ્યું. તે મોઢાનો બહુ મીઠો હતો અને જેવી તેની વાચળતા મોહક તેવું જ તેનું રૂપ પણ આકર્ષક હતું. ક્રમે ક્રમે હું એ રૂપ તરફ ખેંચાવા લાગી. એક દિવસ તેણે મને કહ્યું:-'કોકિલા! આપણે થોડા દિવસ કયાંય બહારગામ જઈ આવીએ તો હૃદયને સંતોષ થાય. અહીં માણસોના

હોંશ ઉડી ગયા. તેણે નાયકને સલામ કરીને કહ્યું: ' સાહેબ! આટલી મોડી રાત્રે આપ આ ગરીબને ઘેર કેમ પધાર્યા છો?'

નાયકે પૂછ્યું: ' તમારા ઘરમાં આ છોકરી હતી?'

' જી હા, આ છોકરી સ્ટેશન ઉપર એકલી ઉભી હતી. હું તેને નિરાધાર સમજી મારે ઘેર લાવ્યો હતો. સાહેબ! આ છોકરી બહુ લુચ્ચી છે. રણછોડરાયનાં દર્શન કરવાને બ્હાને રસ્તામાં પોતાના યારની સાથે ક્યાંક નાસી ગઈ હતી!'

' બસ કરો, તે બધું અમે જાણીએ છીએ. આ તમારા ઘરની રસોયણ કેવી છે? તમારા ત્રીજા મજલા ઉપર જે પુરૂષ છે, તેને બોલાવો. આજ તમને, તમારી રસોયણને અને એ પુરૂષને અમે સારી રીતે સુધારી દઈશું!'

રામનાથ ભયથી ગળગળો થઈ બોલ્યો:–' દયા કરો, માફ કરો, ધર્માવતાર! હું કાંઈ નથી જાણતો. મારો કાંઈ અપરાધ નથી. હું ગરીબ બ્રાહ્મણ છું.'

પણ પોલિસ નાયકે એ વાત કબુલ રાખી નહિ. આખરે રામનાથને ઉપર જઈને લીલાધરને બોલાવી લાવવાની ફરજ પડી. લીલાધર ભયથી કંપવા લાગ્યો: ' શું થયું છે? કેમ મને જગાડયો?' વગેરે પૂછવા મંડયો.

રામનાથે કહ્યું: ' તમે સારા માણસ જણાઓ છો; તો પછી આ છોકરી કોની? ક્યાંથી ઉપાડી લાવ્યા છો? તમારા જેવા યજમાનને તો નમસ્કાર કરવા જોઈએ. મને ગરીબ બ્રાહ્મણને ફસાવી દીધો. ચાલો જલદી. પોલિસના નાયક સાથે એ કોકિલા પણ આવી છે અને મામલો ઘણો ગંભીર બન્યો છે.'

' ગોર મહારાજ! હું તમારે પગે પડું છું. મને બચાવો. જે કહેશો તે આપીશ; પણ મારી આબરૂનું રક્ષણ કરો.' લીલાધરે હતાશ થઈ કહ્યું.

રામનાથ બોલ્યો: ' અરે ભાઈ! પ્રથમ હું તો બચું, પછી

વાગ્જાળમાં ફસાઇ હું કેવું અઘોર, નિંદનીય કર્મ કરવા નીકળી છું; તેનો મને વિચાર આવ્યો અને તત્કાળ મેં મારા હૃદયમાં એક નિશ્ચય કરી લીધો. સ્ટેશને ઉતર્યા પછી એ નિશ્ચયને વળગી રહી મેં લીલાધરનો તિરસ્કાર કર્યો; પરંતુ મારૂં ભાગ્ય મને રામનાથ ગોરદ્વારા પાછું તેની પાસે ઘસડી ગયું. આ શ્યામા એ ગોરને ત્યાં રસોયણ છે. કોઇ વિશિષ્ટ કારણથી આજે રામનાથ અને શ્યામા લડી પડયાં અને મને એ ભયાનક સ્થળની માહિતી મળી ગઇ, શ્યામાને કાલાવાલા કરતાં તેણે મારો એ નરકમાંથી ઉદ્ધાર તો કર્યો; પણ મારા ભયંકર ભાગ્યાકાશમાં દુઃખનું જ નિર્માણ થએલું હોવાથી અહીં પણ એ જ પીડા આવીને મારી પાસે ઉભી રહી. જો આજે તમે વખતસર ન આવી પહોંચ્યા હોત તો જરૂર મારી જીંદગીને કલંકનો ડાઘ લાગી જાત; પણ ભગવાન રણછોડરાયે આજ મારી રક્ષા કરી છે.' આટલું કહેતાં કહેતાં મારી આંખો આંસુથી ભરાઇ આવી.

પોલિસ નાયક દયાળુ હતો, તેણે મારી ઉપર અત્યાચાર કરવા આવેલા શ્યામાના સહચરને બે તમાચા મારી ખુબ ધમકાવી મકાન બહાર કાઢી મૂકયો. તેને બહાર જતો જોઇ શ્યામા દાદર ઉતરવા લાગી; પણ નાયકે તેનો હાથ પકડી અટકાવી રાખી અને કહ્યું: 'તું કયાં જાય છે? તને અમે છોડીશું નહિ. ચાલ, રામનાથ ગોરનું ઘર બતાવ. ત્યાં ગયા પછી તારા સંબંધમાં શું કરવું તેનો વિચાર થશે.'

તત્કાળ અમે એ મકાન છોડી આગળ ચાલ્યાં. બે દિવસના ઉપવાસ અને ઉજાગરાથી મારૂં શરીર બિલકુલ સુસ્ત બની ગયું હતું; છતાં સૌની સાથે હું પણ ચાલી.

કેટલીક ગલીઓ વટાવ્યા પછી રામનાથ ગોરના ઘર આગળ અમે આવી પહોંચ્યાં. પોલિસે બોલાવવાથી ગોરે આવીને બારણું ઉઘાડયું. સિપાઇઓ સાથે મને અને શ્યામાને જોઇને તેના

પુત્રને સોંપી દીધો હતો. તેમનેં માસિક સો રૂપિયા પેન્શન મળતું હતું. તેમણે યુવાન અવસ્થામાં સારી સંપત્તિ એકઠી કરી હતી, એટલે વૃદ્ધાવસ્થામાં નિશ્ચિંતપણે પ્રભુભજનનો વ્યવસાય આરંભી દીધો હતો. તેઓ બહુ ભલા અને માયાળુ સદ્‌ગૃહસ્થ હતા. ગરીબ લોકોને છૂટે હાથે તેઓ દાન આપતા હતા. મને આશ્રય આપવામાં તેમણે જરા પણ સંકોચ કર્યો નહિ; પરંતુ તેમના પત્નીશ્રી તેથી પ્રસન્ન થયા નહીં. હું મુંગે મોઢે દાસીનું કામ કરવા લાગી. વીસ વીસ કલાક મેં ઘરના કામમાં વીતાડવા માંડયા. મારા જેવી આશ્રયહીના વિધવા યુવતીને આવો આશ્રય પણ કેટલો સુન્દર લાગ્યો હશે તે વાંચકોએ વિચારી લેવું. પરિચારિકાનું કામ મેળવીને પણ હું કૃતાર્થ થઇ ! સ્ત્રીહૃદયનો મદિરા સમાન મોહ કેવું વિલક્ષણ પરિણામ નીપજાવે છે ?

મેં એ બ્રાહ્મણના આશ્રયમાં એક વર્ષ વીતાડયું. દુઃખથી દાસીવૃત્તિ કરી જીવનના બાર મહિના પૂરા કર્યા; પણ ભગવાને મારા ભાગ્યમાં સુખ લખ્યું નહોતું. જો સુખ લખ્યું હોત તો બાલ્યાવસ્થામાં શા માટે વિધવા થાત ? મારા પિતા શા માટે કેદમાં પડત ? હું ઘર છોડીને શા માટે બહાર નીકળત ? લીલાધરના ક્ષણિક મોહમાં પડી માતાનો પવિત્ર આશ્રય શા માટે છોડી દેત ? મારી બુદ્ધિમાં એવો વિલક્ષણ ફેરફાર શા માટે થાત ? અને મારી પવિત્રતાના રક્ષણ માટે હંમેશ શા માટે મને ચિંતા રહ્યા કરત ? મારા હૃદયમાં જે પાપનો સંચાર થયો હતો, તેને જ પરિણામે મારી એ અધોગતિ થઇ હતી. એક વિધવા તરીકેનો મારો એ અપરાધ અક્ષમનિય હતો. એ અપરાધના પ્રાયશ્ચિત રૂપે મેં એનો કઠોર દંડ ભોગવવાનું શરૂ કર્યું હતું અને જીવનના અંત સુધી તે ભોગવવાનો નિશ્ચય કર્યો હતો. મારા મનમાં એક સામાન્ય પાપનો ઉદય થયો હતો અને વાસનાની એક નાની ચિનગારી સળગી હતી: પણ તેને પરિણામે હું રાતદિવસ ચિંતાના અગ્નિમાં બળતી હતી. ક્ષણિક મોહની

તમને બચાવીશ. અહીંના નાયક બીજા પોલિસો જેવા નથી કે પૈસાની લાલચમાં લપટાઇ જાય ! એમના હાથમાંથી છૂટવું બહુ મુશ્કેલ છે. નીચે આવીને એમના પગમાં પડવાથી કદાચ દયા આવશે તો છોડી મૂકશે. '

લીલાધર કદી આવી આફતમાં સપડાયો નહોતો. ભાવનગર હોત તો તેને અનેક માણસોની મદદ મળત; પણ અહીં ડાકોરમાં કોણ તેને મદદ કરે ? એના પગ ધ્રુજવા લાગ્યા. તેણે કાતર સ્વરથી સઘળી હકીકત કહી દીધી. નાયકે તે સાંભળી કહ્યું: ' જે થવાનું હતું તે થઈ ગયું છે. કોકિલાની એક સામાન્ય ભુલનું આ બધું પરિણામ છે. એ ભુલનું પ્રાયશ્ચિત તેને મળી ચુકયું છે. તમારે આજે રાત્રે જ ભાવનગર પાછા ચાલ્યા જવું. આ મામલો કોર્ટમાં લઇ જઇને કોકિલાને કોર્ટમાં ઉભી રાખવી ઠીક નથી. રામનાથ ! તમારે આવો ધંધો ચલાવવો ઉચિત નથી. આ શ્યામા બહુ ખરાબ સ્ત્રી છે. તેને પૂરેપૂરી શિક્ષા કરાવવી જોઇએ. '

શ્યામા હાથ જોડી ભયથી રડવા લાગી. તેણે કાલાવાલા કરી નાયકની માફી માગી અને છૂટકારાનો રસ્તો મેળવ્યો. મને પણ ભાવનગર જવા એ ભલા અધિકારીઓએ સલાહ આપી. પણ મેં તેમને કહ્યું કેઃ ' હું હવે શું મોઢું લઇને ત્યાં જાઉં ? મારી માતા મને ઘરમાં રાખશે નહિ. મારા માટે હવે બીજું કોઇ પણ સ્થાન નથી. હું અહીં જ ભગવાન્ રણછોડરાયના ચરણ શરણમાં રહીને મારા આયુષ્યના દિવસો પૂરા કરીશ ! '

પછી મારા માટે એ નાયક સાહેબે તત્કાળ એક પ્રતિષ્ઠિત કુલીન બ્રાહ્મણનું ઘર પસંદ કર્યું અને ત્યાં દાસી તરીકે રહેવાની મને ગોઠવણ કરી આપી.

એ બ્રાહ્મણનું નામ હરિમોહન હતું. તેઓ નડિયાદના વતની હતા; પણ વૃદ્ધાવસ્થાને લીધે સરકારી નોકરીમાંથી પેન્શન લઇ સપત્નીક ડાકોરવાસ કરી રહ્યા હતા. તેમણે ઘરનો બધો ભાર

વેદનાઓ દૂર કરી, ભગવાન રણછોડરાયનું નામ લઇ મારા પાપના ચિર પ્રાયશ્ચિતને માટે મેં એ જળમાં પડતું મૂક્યું. ઘાટ ઉપર એ વખતે કોઇ મનુષ્ય નહોતું, એટલે મને કાંઇ બાધા નડી નહિ. સહસા મારા દુર્ભાગ્ય દેહ ઉપર પવિત્ર પાણી ફરી વળ્યું અને હું મને સર્વ રીતે મુક્ત થએલી માની સુખિની થઇ.

પણ મારા ભાગ્યમાં સુખ ક્યાં હતું? અનાથ હિંદુ વિધવા ઉપર મોત પણ દયા કરતું નથી ! આઠમે દિવસે જ્યારે મારી આંખ ઉઘડી ત્યારે હું એક સંન્યાસીઓના આશ્રમમાં શય્યા ઉપર સૂતેલી છું; એવું મને ભાન થયું. મારી આસપાસ ભગવી ચીંધરીવાળા આઠ દસ સાધુઓ બેઠા હતા. એ સાધુઓમાં એક મહંત હતો. તેની ઉમ્મર ચાળીસેક વર્ષની હતી. બીજા સાધુઓ તેના ચેલા હતા. આઠ દિવસ પછી મારો તાવ મોળો પડયો; પણ અશક્તિ હજુ જેવી ને તેવી હતી. એક સંન્યાસી ચોવીસે કલાક મારી પાસે બેસી રહી મારી સેવા કર્યા કરતો હતો. તેનું નામ આત્માનંદ હતું. તેની ઉમ્મર ૨૨–૨૩ વર્ષની હતી. તે પ્રભુનો પૂર્ણ અનુગામી હતો. આશ્રમમાં જેટલા સાધુઓ હતાં, તેમાં આત્માનંદ મોટો ધર્માત્મા હતો. તે બીજા સાધુઓની પેઠે ગાંજો–ચલમ પીતો નહોતો. હંમેશાં વેદાંતનો પાઠ કરવામાં તે પોતાનો સમય વીતાડતો હતો. હું જ્યારે જ્યારે આંખ ઉઘાડીને જોતી હતી. ત્યારે ત્યારે આત્માનંદ મારી પાસે જુદા આસન ઉપર બેઠેલો જણાતો હતો. ધીમે ધીમે મારામાં શક્તિનો સંચાર થવા લાગ્યો. મને મહંતે આવીને કહ્યું કેઃ 'તું હવે સંસારમાં ફસાઇશ નહીં. અમે તને દિક્ષા આપીશું. તું આ આશ્રમમાં જ રહેજે.'

એક દિવસ આત્માનંદ મારી પાસે આવીને કહેવા લાગ્યો: 'બાઇ ! તું હવે સારી થઇ ગઇ છે. તારે હવે તારા ભવિષ્યનો રસ્તો શોધી લેવો જોઇએ. હું લગભગ એક માસથી તારી સેવા કરૂં છું. તારી પ્રાણરક્ષામાં મેં આટલા દિવસ વીતાડયા છે. તારા ભલાને માટે હું તને કહું છું કે તારે આ આશ્રમમાં રહેવું યોગ્ય નથી. આ

ઉત્તેજનામાં પડીને પરપુરુષ સાથે સંકેત કરી ગૃહત્યાગ કરવો એ હિન્દુ વિધવાને માટે અક્ષમ્ય અપરાધ છે—મહા પાપ છે! એ પાપનું પ્રાયશ્ચિત શું અલ્પ હોઇ શકે? મારા નસીબમાં હજુ પણ કાંઇક વધારે ભોગવવાનું બાકી હતું!

હું જે પેન્શનર ગૃહસ્થને ઘેર રહેતી હતી, તેમણે ત્રણ જ દિવસના મંદવાડમાં સ્વર્ગવાસ કર્યો. તેમનો મોટો પુત્ર ત્યાં શ્રાદ્ધાદિક ક્રિયા કરવા આવી પહોંચ્યો. મરનારનું બારમું તેરમું વગેરે થઇ ગયા પછી એક બે દિવસ રહી તે પોતાને ગામ જનાર હતો. પણ તે પહેલાં જ મારા રૂપની જ્વાળાએ તેને ઉન્મત્ત બનાવ્યો. એ ઘણો વિલાસી અને અયશઆરામી હતો. શરાબ પીવાની તેને બૂરી આદત હતી. હું તેના આચરણ જોઇ ડરવા લાગી. પણ મારે બીજે કોઇ-પણ સ્થળે જવાનું સ્થાન નહોતું; એટલે મુંગે મોઢે તેના અત્યાચાર સહન કરવાની ફરજ પડી. તેણે ભિન્ન ભિન્ન પ્રકારની ચેષ્ટાઓથી મને સતાવવા માંડી. મારે કેટલા પ્રલોભનોની સામે સંગ્રામ કરવો પડયો, મનની થોડી ચંચળતા—થોડી ભુલને પરિણામે કેટલા જુલમ સહન કરવા પડયા? તેનું સંપૂર્ણ વિવરણ હું આપી શકતી નથી, મારા જેવી વિધવા યુવતીએ એવા પ્રકારનું નગ્નચિત્ર—બીભત્સ દશ્ય દેખાડવું ઉચિત નથી. ટુંકામાં એટલું જ કહેવું યોગ્ય છે કે જે દિવસે તેણે મારી ઉપર બળાત્કારનો પ્રયોગ કર્યો; તે દિવસ મધરાતને વખતે એ દુષ્ટને એક તમાચો લગાવી હું ઘોર અંધકારમાં એકલી એક જ કપડાંભેર એ ઘરનો ત્યાગ કરી ચાલી નીકળી.

મારે હવે બીજે કયાં જવાનું હતું? હું સીધી ગોમતીતટ ઉપર ગઇ. મારા જેવી અભાગિની, પરિત્યકતા, કુળકલંકિની, પતિત પ્રમદાને માટે એ પતિતોદ્ધારિણી, કલુષનાશિની ગોમતી મૈયા જ એક અંતિમ આશ્રય રૂપ હતી. મેં આ દુનિયાના સઘળા અત્યાચારો અને સંતાપોથી છૂટવા સારૂ એ નિષ્કલંક, નિર્મળ જળરાશિમાં ઝંપલાવ્યું. સઘળા પાપના પરિતાપને ધોઇ નાંખવાનું મને બીજું એવું ઉત્તમ સ્થળ કયાં મળે તેમ હતું? સઘળી માનસિક

મેં કહ્યું: 'ભગવાન્ રણછોડરાયે મને મંત્રનું દાન કર્યું છે. મારે બીજા મંત્રની જરૂર નથી. તમારાં આચરણ મને સારાં લાગતાં નથી; માટે કૃપા કરી મને એકાંતમાં મળવાનું બંધ કરશો.'

મારા એ શબ્દોથી તે ગુસ્સે થઇ બોલ્યો: 'સાવધાન! તું કોની સાથે વાત કરે છે? મોઢું સંભાળીને બોલ. તારૂં અહીં કોઇ નથી.'

'મારૂં અહીં કોઇ નથી તો એક પ્રભુ તો છે જ. તારા જેવા લંપટ, વેશધારી સાધુનો મને જરા પણ ડર નથી!'

તે મારા મોઢા સામે ક્રોધ અને મોહથી જોવા લાગ્યો. તેનો ઇરાદો મારી ઉપર બળાત્કાર કરવાનો હોય એમ લાગ્યું. મારૂં હૃદય ભયથી ધડકવા લાગ્યું. હું સાહસ કરી એકદમ એ આશ્રમ બહાર નીકળી પડી. મહંત આંખો ફાડી જોતો રહ્યો. રાત અંધારી હતી. મારા જેવી અનાથ વિધવાને માટે ડાકોરમાં કોઇ નિર્ભય સ્થાન નહોતું. મારૂં હૃદય રડવા લાગ્યું. હું ફરી આપઘાત કરવા ગોમતી તટ ભણી ચાલી. એક દુકાનના ઓટલા ઉપર આત્માનંદને બેઠેલો મેં જોયો. મને તેણે બોલાવી, પરંતુ તે પણ એક સાધુ હતો. મહંતના જેવાં દુરાચરણો તેનામાં નહિ હોય એની શી ખાત્રી? મને વળી ભય લાગ્યો. મારા હૃદયનો ભાવ તે સમજી ગયો હોય એમ જણાયું. તે મધુર સ્વરે બોલ્યો:

'કોકિલા! દૂધથી દાઝેલાં છાશ ફુંકીને પીએ છે અને સર્પથી ભય પામેલાં રજ્જુથી ડરે છે. પણ સૌ માણસો એક સરખાં હોતાં નથી. સઘળી વિધવાઓ જેમ તારા જેવી આદર્શ નથી હોતી, તેમ સઘળા સાધુઓ મહંત જેવા લંપટ પણ નથી હોતા. કોકિલા! તારે હવે ભાવનગર જવું જોઇએ. તેં પાપ કર્યું નથી. પરમેશ્વરે તારૂં ચરિત્ર ભ્રષ્ટ કરી તને નીચે પડવા દીધી નથી. અણસમજમાં તેં એક ભુલ કરી હતી. તેનું પ્રાયશ્ચિત તું ભોગવી ચુકી છે. પશ્ચાત્તાપના પુનિત જળથી તારાં સઘળાં પાપ ધોવાઇ ગયાં છે—તું નિષ્કલંક છે. હિન્દુ વિધવાનું શું કર્તવ્ય છે તે તું સમજી ગઇ છે. તુચ્છ લાલ-

સ્થળ તારા જેવી બાળવિધવાને માટે ભયંકર છે. સાધુના રૂપમાં સર્વ શયતાનો અહીં વસે છે. હું એમના કુકર્મથી કંટાળી ચાલ્યો જવાનો હતો; પણ તું અસ્વસ્થ થઈને મરણની હાલતમાં અહીં આવી, તેથી તારી સારવાર કરવા રોકાઈ ગયો. પ્રભુ કૃપાએ તને આરામ થયો છે. પણ તું અહીં રહી પાપની ગર્તામાં પડે એ મને ઠીક લાગતું નથી. અમારા સંન્યાસીદળમાં ચોર, લંપટ, અસાધુ અને દુષ્ટ માણસો એટલા બધા છે કે તેનું વર્ણન હું કરી શકતો નથી. પરમહંસ, સ્વામી, સરસ્વતી વગેરે નામો ધારણ કરી લોકો ઉપર પોતાનું પ્રભુત્વ જમાવે છે અને બહારનો આડંબર બતાવી પાછળથી દુનિયાને ઠગે છે. તારી પણ એ જ દશા થવાની છે. જો તારા નારીધર્મની તારે રક્ષા કરવી હોય તો અહીંથી બીજે કોઈ પણ સ્થળે ચાલ્યા જવું ઉચિત છે!'

હું બહુ દુઃખિની હતી. મને આત્માનંદનો ઉપદેશ રૂચ્યો નહિ. સંસારમાં મારે માટે કોઈ સ્થાન નહોતું, હું ત્યાંથી ક્યાં જાઉં? મેં તેમને કહ્યું: 'ક્ષમા કરો, હું અહીં જ રહેવા ઇચ્છું છું. મારા ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે.'

આત્માનંદ બીજે દિવસે ચાલ્યો ગયો. તેના ગયા પછી બે ત્રણ દિવસ તો મને કોઈએ કાંઈ કહ્યું નહિઃ પરંતુ તે પછી એ દુષ્ટ મહંતે પોતાનું પોત પ્રકાશવા માંડયું. મને આત્માનંદના ભાખેલા ભવિષ્યની પ્રતીતિ થવા લાગી. લોકો બદમાશોના હાથમાંથી પોતાનું રક્ષણ કરી શકે છે; પરંતુ સાધુઓના હાથમાંથી તેઓ બચી શકતા નથી. ભગવાં વસ્ત્ર, સફેદ ભસ્મ, લાંબું તિલક અને મોટી જટા વગેરે કૃત્રિમ સાધનોથી તેઓ જે પ્રપંચની જાળ પાથરે છે, તે મોટા અભેદ્ય દુર્ગ જેવી હોય છે. મારા મનમાં ભયનો સંચાર થવા લાગ્યો. એક દિવસ સાયંકાળે હું મારા આસન ઉપર બેઠી હતી, ત્યાં તે મહંતે આવી પૂછ્યું: 'કોકિલા! મારી પાસેથી મંત્રદિક્ષા કયારે લઈશ?'

હું કોઇપણ રીતે ત્યાં જઇ શકીશ નહિ. મને અહીં જ મરવા દ્યો. હું શરમની મારી સ્વજનોનાં મોઢાં સામે નહિ જોઇ શકું! હું તેમને છોડીને નાસી આવેલી છું. તેઓ મારૂં કલંકિત વદન જોશે નહિ. તમને મારી કાંઇ પણ દયા હોય તો મને સુખેથી મરવા દ્યો.'

'પણ કોકિલા! આપઘાત મહાપાપ છે. આ જન્મમાં એવું પાપ વહોરી બીજા જન્મનું સુખ શા સારૂ ગુમાવે છે? હું તારી સાથે આવીશ. તારા કલંકનો ત્યાં બચાવ કરીશ.'

'હું ભીખારણ છું. મારી પાસે એક પાઇ પણ નથી. ભાવનગર શી રીતે પહોંચવું?'

'તેની ચિંતા તું બિલકુલ કરીશ નહિ. રેલ્વેભાડાનો સઘળો પ્રબંધ હું કરી લઇશ.'

બીજો એકેય ઇલાજ નહિ હોવાથી નિરૂપાયે હું આત્માનંદ સાથે જવા તૈયાર થઇ. અમે સ્ટેશને આવી ટ્રેનમાં બેઠાં અને બીજે દહાડે ભાવનગર આવી પહોંચ્યાં. ઘર આગળ જતાં મારા પગ બહુ ધ્રુજવા લાગ્યા. મારા પિતા જેલમાંથી છૂટીને આવ્યા હતા અને તેઓ રાતદિવસ મારી ઝંખના કર્યા કરતા હતા; પણ મારી માતાના સ્વભાવમાં આત્માનંદના કહેવા પ્રમાણે મૃદુતા આવી નહોતી. મારા આગમનની વાત સાંભળી તે કહેવા લાગી:–'મારે કોકિલા નામની કોઇ પુત્રી જ નથી. જે વિધવા હોવા છતાં ધર્મની રક્ષા કરી શકે નહિ, જે ચોરની પેઠે મધરાત વખતે ઘરમાંથી નાસી જાય અને જે કુળને કલંક લગાવે–તે કદી મારી પુત્રી હોઇ શકે નહિ. મારી કોકિલા તો બે વર્ષ પહેલાં મરી ગઇ છે!'

'ના, કોકિલા હજુ મરી ગઇ નથી, આજ તે મરવા માટે આવી છે. હું આજ તેને આ સ્મશાનમાં લાવ્યો છું.' એમ કહેતાં કહેતાં આત્માનંદે પોતાનો વેશ ઉતારીને દૂર ફેંકી દીધો. અહા, કેવું આશ્ચર્ય! આત્માનંદ બીજો કોઇ જ નહિ, પણ સુન્દરલાલ કાકાનો રમણ જ હતો. બાળસ્નેહની ખુબી ન્યારી છે. મારા ગુમ થયા પછી તેણે મારો શોધ કરવા સાધુનો સ્વાંગ લીધો હતો અને

સાઓને મનમાં સ્થાન આપવાથી કેટલી કષ્ટપરંપરા ઉભી થાય છે, તેનો તને સારો અનુભવ થઇ ગયો છે. તારા સદ્ભાગ્યથી જ તું વ્યભિચારના કલંકથી બચી ગઇ છે. હવે તારે તારી માતાને મળી આયુષ્યના દિવસો ત્યાં જ પૂરા કરવા જોઇએ.'

'પણ હું ત્યાં શું મોઢું લઇને જાઉં? હું વિધવા છું. મારી માતાની પાસેથી મધરાત વખતે નાસી આવેલી છું. મેં ઘણું કલંકિત સાહસ કર્યું છે. જો કે ઘર છોડતાં જ મારી ભુલ મને સમજાઇ હતી અને તેથી હું ભયંકર પાપમાંથી બચી છું; પણ મારાં સ્વજનો મારા માટે શું ધારતાં હશે? કુટુંબમાં મારી માતાની કુખ વગોવાતી હશે અને મારા નામ ઉપર લોકો થુંકતા હશે. ભાવનગરમાં પુનઃ નહિ જવાના નિશ્ચયથી જ હું ગોમતીજીમાં ડૂબીને મરવાની હતી; પણ મારા અભાગિનીના નસીબમાં મૃત્યુનું સુખ પણ નહોતું! ડૂબી મરવા છતાં મારા પ્રાણ નીકળ્યા નહિ અને ફરીને હું શિયળની કસોટીએ ચડી.'

'અને તેથી જ તારી કિંમત બમણી વધી. તેં મોટી ભુલ કરી હતી; પરંતુ તેની સજા પણ મોટી ભોગવી છે. તારી માતા તને રાત દિવસ યાદ કરે છે. પુત્રી કુમાર્ગમાં ગઇ હોય, તેણે પોતાનો ધર્મ નષ્ટ કર્યો હોય; છતાં માતાનું હૃદય તેનો અસ્વીકાર કરવા જેટલું કઠોર થઈ શકતું નથી! તારી સઘળી વાત હું જાણું છું. તેં તારા સતીત્વના રક્ષણને માટે જે કષ્ટ વેઠયું છે; તેવું કષ્ટ બીજી થોડી જ સ્ત્રીઓ વેઠે છે! તું બિલકુલ ચિંતા કરીશ નહિ. તારી માતા તારા માટે હંમેશ રડયા કરે છે. તે તારી સઘળી વાત સાંભળીને તારો અવશ્ય સ્વીકાર કરશે. તેં કાંઈ અપરાધ કર્યો નથી. તું કુમાર્ગમાં ગઇ નથી. તેં તારા ધર્મની રક્ષા કરી છે અને એક નજીવી ભુલનું ભારેમાં ભારે પ્રાયશ્ચિત કર્યું છે!'

'પરંતુ એકવાર પરપુરુષ સાથે નાસી આવ્યા પછી ઘેર શું મોઢું લઇને જવું? મારા શિયળસંરક્ષણની વાત ત્યાં કોણ માનશે?

१३

# રૂ ખી:

તને રોનારાંની અસર નવ થાએ કંઇ જરા,
કૃતિ તારી દેખી રસહિન થશે આ રસધરા;
તને સોંપ્યું હૈયું કર કતલ કાળા કર થકી,
અમારી સત્તા તો રૂદનસમ બીજી કંઈ નથી !

સાંજના પાંચ વાગી ગયા હતા. નર્મદાના મનોહર તટ ઉપર મારા આશ્રમમાં આજ ઘણી સ્ત્રીઓ એકઠી થઈ હતી. પાણીની લહરી ઉપરથી આવતો શીતળ પવન આશ્રમની શાંતિમાં વધારો કરતો હતો. મારૂં શરીર આજ અસ્વસ્થ હતું. મન પણ બિલકુલ શાંતિમાં નહોતું. એકઠી થએલી સ્ત્રીઓએ હંમેશની પેઠે શ્રદ્ધા અને ભક્તિથી મારૂં પૂજન કર્યું; પણ મને તેથી ન થયો સંતોષ કે ન થયો આનંદઃ

મારી એવી ઉદાસીન વૃત્તિ જોઇ એ સ્ત્રીઓમાંની એક સ્ત્રી-જેનું નામ મનોરમા હતું, તેણે મને પૂછ્યું:—

'માતાજી ! તમારૂં ઉદ્વિગ્ન મન અને અસ્વસ્થ શરીર જોઇ આજ અમને સર્વને દુઃખ થાય છે. તમારૂં વિશુદ્ધ જીવન જોઇ અમે

તેમાં તે આ પ્રમાણે વિજયી થયો હતો. ઘરમાં એકાએક સૌ માણસો એકઠાં થઇ ગયાં. રમણે સઘળી વાર્તા સહુને વિસ્તારથી કહી સંભળાવી. મારા પિતાએ મને જોઇ કપાળ ઉપર હાથ મૂકયો અને પોતાની કરણીને વાસ્તે પશ્ચાતાપનાં આંસુ પાડયાં. મારી માતાએ મને ગોદમાં ઘાલી અને પોતાની અસાવધતાને માટે ખેદ કર્યો. થયું, મારી કર્મકથા આ પ્રમાણે પૂરી થઇ.

કઠોર વૈધવ્યના મારા બાકીના દિવસો હું શી રીતે પૂરા કરૂં છું એ કહેવાની હવે જરૂર નથી. ઘરમાં અને સ્વજનમાં હું જે આદર પામું છું, તે બીજી વિધવાઓ નથી પામતી; પણ મેં એને માટે ઓછું સહ્યું નથી. મારા હાથે ભુલ થઇ હતી ખરી પણ શું એ ભુલને માટે હું એકલી જ જવાબદાર છું? મારા પિતાએ જુગારના છંદમાં પડી મારૂં વૃદ્ધ પતિ સાથે વેચાણ કર્યું નહોત, મને બાળપણમાં મારી માતાએ ધર્મ—નીતિનું શિક્ષણ આપ્યું હોત અને તરૂણ યુવકોના સહવાસમાં આવવાની તક ન આપી હોત તો શું મારાથી એવી ભુલ થઇ શકત? અમને વિધવાઓને સંસારમાં અનેક પ્રલોભનો નડે છે. જગત્‌ની દૃષ્ટિએ હું દોષિત ઠરી હતી, અઘોર પાતકી બની હતી; પણ મારી વિવેક દૃષ્ટિને હું નિષ્કલંક લાગતી હતી. જગન્નિયંતા મારૂં એ કૃત્ય દયાની નજરે જોશે એવો મને વિશ્વાસ હતો, પૂર્વનાં પૂણ્યસંચયથી હું પાપ પ્રવૃત્તિમાં પડી નહોતી અને હવે તો અનુભવથી મારૂં જીવન ઘડાઇ ગયું છે. મારી આર્યબ્હેનોને હું એટલી જ પ્રાર્થના કરૂં છું કે ઈશ્વરી યોગથી સારા માઠા જે જે પ્રસંગો આવે તે દરેકમાં મનને વશ રાખી વિવેક દૃષ્ટિથી પગલું ભરજો અને તમારા ઉચ્ચ સતીત્વથી ઉભય કૂળને દીપાવજો. મને મારા ભાગ્યમાં જે અનુભવ થયો છે, તે અહીં મેં પ્રકટ કર્યો છે. તેમાં અતિશયોક્તિનો અંશ બિલકુલ નથી. મારી થએલી ભુલને પશ્ચાતાપના પાણીથી ધોઇ નાંખી હું વધારે 'શુદ્ધ થવા મથું' છું અને આ દેશની વિધવાઓને ઇશ્વર સદ્‌બુદ્ધિ આપે એવી એ દયાઘનને પ્રાર્થના કરૂં છું.

'માતાજી, અમારો આપના પ્રત્યેનો પ્રેમ ઓછો થવાની વાત કરશો જ નહિ. તમારા ઉપદેશમાંથી અમે ગુણ લેતાં શીખ્યાં છીએ. દુનિયામાં કોનાથી દોષ થતો નથી? જગત ભુલો કરીને જ આગળ વધે છે.'

'તો સાંભળો: મારૂં નામ રૂક્ષ્મણી છે પણ અમારી પાટીદાર કોમમાં રૂક્ષ્મણીનું અપભ્રંશ 'રૂખી' કહીને જ બોલાવવાનું સામાન્ય ધોરણ થઇ પડયું છે. મારો જન્મ નડિયાદની પાસે કુંજરીમાં થયો હતો. બાલ્યાવસ્થાથી જ મારા પિતાજીએ મને તથા મારા બે ભાઇઓને બહુ પ્રેમથી ઉછેર્યાં હતાં. હું જ્યારે પાંચ વર્ષની હતી ત્યારે મારા બન્ને ભાઇઓનો કોલેરાના રોગથી સ્વર્ગવાસ થયો અને હું સાત વર્ષની થઇ ત્યાં તો મારા દુર્ભાગ્યે પિતાજીનો પણ દેહાંત થઇ ગયો! અમારી થોડી જમીન હતી, તે મારા કાકાએ હાથ કરી લીધી. પિતાજીના સ્વર્ગવાસ પછી, તેમણે વીમો ઉતરાવેલો તેના પાંચ હજાર રૂપીઆ વીમા કંપની તરફથી મારી માતાને મળ્યા હતા. મારા કાકાની એ રૂપીઆ તરફ સ્વાર્થ દૃષ્ટિ હતી; તેથી મારી માતા મને લઇને પોતાને પિયર ચાલી ગઇ અને ત્યાં બીજે જ વર્ષે, એટલે જ્યારે હું આઠ વર્ષની થઇ ત્યારે મારો વિવાહ કરી દીધો! અમારા તરફ ચરોતરની વિવાહ પદ્ધતિ બહુ ખરાબ છે. હું જન્મથી પાટીદાર અને કુલીન પાટીદારને ત્યાં મારો વિવાહ થયો, પછી પૂછવુંજ શું? વર પક્ષને મારી માતાએ ત્રણ હજાર રૂપીઆ આપ્યા અને હજારેક રૂપીઆ લગ્ન પ્રસંગે બીજું ખર્ચ થયું. લગ્ન કઇ બલાનું નામ છે, તે હું જાણતી નહોતી. મને તો સારૂં સારૂં ખાવાનું ને પહેરવા ઓઢવાનું મળતું હતું, તેથી આનંદ થતો હતો. મારી માતા પોતાની સુડી લગભગ પરવારી ચુકી હતી. એના જીવનમાં એને કાંઇ રસ નહોતો. એના દીકરાઓ મરી ગયા પછી એ બ્હાવરી બની ગઇ હતી અને તેમાં રંડાપાએ એને હતાશ બનાવી દીધી હતી. મારૂં લગ્ન કરી દઇને એણે પોતાની ઉપરનો ભાર ઓછો કર્યો; પણ દુર્દૈવ એને એમ કયાં છોડે તેમ હતું?

અમારી જાતને પુણ્યશાળી માનીએ છીએ. જ્યારથી તમારાં પુનિત ચરણોનું આ સ્થાનમાં આગમન થયું છે, ત્યારથી દિવસે દિવસે અમારી શ્રદ્ધા અને ભક્તિ આપના પ્રત્યે વધતી આવી છે. આપના ઉપદેશે અમારાં ઘણાંનાં જીવન અજવાળ્યાં છે. આપે અમારા ઉપર બહુ ઉપકાર કર્યો છે. આપના પવિત્ર જીવનનું રહસ્ય કોઇ ગૂઢ સંકેતથી ભરેલું હોય એમ અમને લાગે છે. આપે કેટલીકવાર એ રહસ્યોનો માર્મિકતાથી બોધ કરેલો છે; પણ આપની સળંગ જીવનકથા જાણવા હજુ અમે ભાગ્યશાળી થઇ શકયાં નથી. કદાચ એ સાંભળવા અમે લાયક નહિ થયાં હોઇએ......'

'અરે, ના, ના, એવું કાંઇ નથી. મારી જીવન ઘટના જાણવા માટે હું આખા જગત્‌ને લાયક ગણું છું. તમારી શ્રદ્ધા અને ભક્તિથી મને આનંદ થાય છે. તમારાથી ગુપ્ત રાખવા જેવું મારા જીવનમાં કાંઈ નથી. મારો વેશ સંન્યાસિનીનો છે; પણ હું મારા ભૂત જીવનનાં સારાં માઠાં કર્મોનું સ્મરણ કરી નિરંતર દુઃખી થઇ રહી છું. તમે સહુ મારા ઉપર ભક્તિભાવ રાખો છો, તેથી મારી ઇચ્છા છે કે જ્યાં મેં મારૂં વિશુદ્ધ જીવન ગાળ્યું છે, ત્યાં જ- મારા જીવનમાં બનેલી દુર્ઘટનાઓનું પણ વર્ણન કરી દઇને મારા હૈયાનો ભાર હલકો કરૂં. કદાચ તમને તેથી લાભ ન થાય; પણ ભવિષ્યની પ્રજા એ દુર્ઘટનાઓથી અવશ્ય લાભ મેળવશે......'

'માતાજી, અમને તો તમારા તરફથી ડગલે ને પગલે શિક્ષા લાભ મળ્યા કરે છે.'

'પણ એવું જીવન ઘડવાને મેં બહુ દુઃખો સહન કર્યાં છે અને ઘણી મહેનતે મારા શિયળની અને પ્રતિષ્ઠાની રક્ષા કરી છે. મેં જે જે વ્યાખ્યાનો કથાના રૂપમાં તમને સંભળાવ્યાં છે, તેમાંની ઘણી ખરી ઘટનાઓ મારા પોતાના ઉપર જ વીતેલી છે. મારા પૂર્વ જીવનની વાત સાંભળી કદાચ તમારો સદ્‌ભાવ ઓછો થશે; પરંતુ મારા સાધુ જીવનને હવે એ વાતની દરકાર ન હોઈ શકે.'

ઝાડા અને ઉલટીથી રાત જેમ તેમ કરી વીતાડી. પ્રભાત થયું અને મેં વ્યાકુળ ચિત્તે પાણી માગ્યું. મારી માતા, સાસુ અને બીજી સ્ત્રીઓ ત્યાં હાજર હતી. તે મને કહેવા લાગી કેઃ–' આજ નિર્જળા એકાદશીનું વ્રત છે. તને પાણી શી રીતે અપાય? તું વિધવા છે. તારે દુઃખ વેઠીને પણ તારા વ્રત–ઉપવાસનું પાલન કરવું જોઇએ. આ દેહ ક્ષણભંગુર છે. તેનો શો વિશ્વાસ છે? ભગવાનનું સ્મરણ કર. વિધવાએ ભુલથી પણ ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ.'

હું આખો દિવસ પાણી વિના તરફડીઆં મારતી રહી; પણ કોણ જાણે કેમ આ પાપી પ્રાણ શરીરમાં ટકી રહ્યો? દવા દારૂ તો દૂર રહ્યાં; પણ ચોવીસ કલાક સુધી તો પીવાને પાણી સરખું પણ મને આપવામાં આવ્યું નહિ. હિન્દુ વિધવા પરાણે વ્રત–ઉપવાસ ન કરે તો સંસ્કૃતિનું સત્યાનાશ નીકળી જાય! રૂઢિના દાસોને ફરજિયાત વ્રતો કરાવી વિધવાઓ પાસે સ્વર્ગને સલામત રખાવવું છે!!

મેં સગાં–સંબંધીઓની અધમતાનો અનુભવ કર્યો. ધર્મને નામે તેમણે મારી પાસે કઠોર રિવાજોનું પાલન કરાવ્યું, અને પંદર વરસની કાચી ઉમ્મરમાં રાત દિવસના કલહે મેં જીવનને ઝેર સમાન–અકારૂં બનાવી દીધું. ઘરમાં ને બહાર સર્વત્ર મારો અનાદર કયા અપરાધથી થતો હતો તે હું સમજતી નહોતી. મારી નણંદ અને મારી સાસુ મને હજારો ગાળો દેતી હતી અને મારા હૃદયને વીંધતી હતી. સવારમાં વહેલી ઉઠીને હું નીચે આવું તો તે અમંગળ મનાતું હતું. મારાથી સારૂં કપડું પહેરાતું નહોતું કે પેટ ભરીને સારૂં અન્ન જમાતું નહોતું. મને વાંચવા માટે ચોપડી મળતી નહોતી, તેમજ મારી સાથે કોઇ હસીને વાત કરતું નહોતું. એક માત્ર પાપી પેટનો ખાડો પૂરવાને માટે હું સવારથી મધરાત સુધી ઘરનું ગદ્ધાવૈતરૂં કરતી હતી અને ખેદની વાત છે કે મારા એ કામની બીલકુલ કદર કરવામાં આવતી નહોતી.

મારી માનસિક હાલત છેક કંટાળા ભરેલી થઇ હતી. હું એ

હું સાસરેથી આવી અને પહેલાંની પેઠે મારાં રમકડાં અને ઢીંગલીઓ લઇ રમવા લાગી. મને એ વખતે કશું જ્ઞાન નહોતું. પરણ્યા પછી ૭ મહિનામાં જ મારા પતિનો દેહાંત થઇ ગયો. સવારના આઠ વાગ્યાનો સમય હતો. હું અગાસી ઉપર રમતી હતી, તેવામાં મારી માતા રડતી કૂટતી મારી આગળ આવી અને કહેવા લાગીઃ 'ઉઠ, રાંડ, અભાગણી! રમત બંધ કર. તારૂં નસીબ ફરી વળ્યું. તારો ધણી મરી ગયો...'

હું મારી માતાની વાત સમજી શકી નહિ. મેં સામો ઉત્તર આપ્યોઃ—'મરી ગયો હોય તો મરવા દે. હું તો મારે રમવાની...'

આખા ઘરમાં રોકકળ થઇ રહી. ગામનાં બૈરાં ભેગાં થયાં. સહુએ મને પકડીને મારા હાથની ચુડીઓ ભાંગી નાખી. બળાત્કારે મારા શરીર ઉપરનાં આભૂષણો ખુંચવી લીધાં. મને એક કાળો સાલ્લો પહેરવા આપ્યો. એ ઉપરાંત મારી માતા મને મારવા લાગી અને પરાણે રડવાનું કહેવા લાગી. મારાં રમકડાં તેણે ફેંકી દીધાં અને ભાંગી નાંખ્યાં, એ મને મોટું નુકસાન થયું લાગ્યું. બીજા નુકસાનની મને એ વખતે સમજણ નહોતી. આ સંસારમાં મને એ ગોઝારા દિવસ પછી મુદ્દલ સુખ મળ્યું નથી.

બાળોતીઆનાં બળેલાંને કદી સુખ મળતું જ નથી. હું જન્મની દુઃખિયારી હતી, તેમાં મારા ધણીના મૃત્યુથી મારા ઉપર દુઃખનું વાદળ તૂટી પડયું. મને જે અસહ્ય યાતના આપવામાં આવી હતી, તે સંભારતાં હાલ પણ મારૂં હૃદય કંપી ઉઠે છે. મને બરાબર સ્મરણ છે કે જ્યારે મારી ઉમ્મર ૧૨ વર્ષની હતી, ત્યારે અમારા ગામમાં કૉલેરાનો ભયંકર રોગ આવ્યો હતો. સેંકડો લોકો એ રોગના ભોગ થઇ પડયા હતા. ઘણાં માણસો જીવ બચાવવા ગામ ખાલી કરી ગયાં હતાં. જ્યાં જુઓ ત્યાં ઉજ્જડ વેરાન જેવું જણાતું હતું. ઝાડો ઉપરથી કાગડાઓના અમંગળ કર્ણકઠોર અવાજો હૃદયને વિદીર્ણ કરી નાંખતા હતા.

એક દિવસ રાતના એક વાગે મને પણ કૉલેરા લાગુ પડયો.

સંબંધમાં ઘણી મહત્તા ભરેલી વાતો કહી દેખાડી. અમે ફરતાં ફરતાં એક ઓરડામાં ગયાં અને ત્યાંથી એક પત્થર ખસેડી ભોંયરામાં ઉતર્યાં. આ ભોંયરૂં અજબ સામગ્રીઓથી ભરેલું હતું. તેમાં એક પ્રકારનો માદક સુગંધ પ્રસરી રહ્યો હતો. કોઇ રાજા–મહારાજાને ત્યાં ન હોય એટલી વૈભવ–વસ્તુઓ ત્યાં મોજુદ હતી. મેં જીવનમાં કદી આવું સ્વર્ગ સમું સ્થાન જોયું નહોતું. અમે એ સ્થાનમાંથી આગળ વધી એથી પણ વધારે રમણીય બીજા સ્થાનમાં પ્રવેશ કર્યો. ત્યાં સુંદર ઉંચા પલંગો ઉપર મખમલની તળાઇઓ બીછાવેલી હતી અને તેમાંથી ઉંચા અત્તરોની સુવાસ ફેલાઇ રહી હતી. મારી પાડોશણ એ ઓરડાની આગળના ચોકમાં જ્યાં નળ હતો ત્યાં પાણી પીવાનું બહાનું કાઢી દોડી ગઈ કે તરત તે ઓરડાનાં દ્વાર બંધ થઇ ગયાં અને એકદમ ભૂગર્ભમાંથી પાંચ પુરુષો નીકળી આવ્યા. હું ભયથી કંપવા લાગી. મારા હૃદયને જબરો આઘાત થયો. મારાથી એક કારમી ચીસ પડાઇ ગઇ અને તરત નીચે પડી હું બેહોશ બની ગઇ.

જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મેં મારા ઓસીકા આગળ એક અજાણી સ્ત્રીને બેઠેલી જોઇ. અત્યારે તે મારી પાડોશણ પણ નહોતી ને એ પાંચ પુરુષો પણ નહોતા. હું ઉઠી અને નમ્રભાવે તે સ્ત્રીને પગે પડી. મેં કોઇ સુરક્ષિત સ્થાને મને પહોંચાડી દેવાની તે સ્ત્રીને પ્રાર્થના કરી. તેના ઉત્તરમાં તેણે કહ્યું કે:–

'તું હવે એક ભયંકર કેદખાનામાં સપડાએલી છે. અહીંથી તારો છૂટકારો થવો અસંભવિત છે. આ દેવમંદિર સાક્ષાત્ મદનમંદિર છે. અમદાવાદનાં વિલાસી સ્ત્રી પુરુષોનું આ રમણસ્થાન છે. શહેરના અનેક સહેલાણીઓ આ સ્થાનની હંમેશ મુલાકાત લેવા આવે છે. આખા અમદાવાદમાં એવો કોઇ પુરુષ કે સ્ત્રી નથી કે જેણે આ સ્થળનું આતિથ્ય ન સ્વીકાર્યું હોય. સારા પ્રતિષ્ઠિત પુરુષો અને શ્રીમંત ઘરની સ્ત્રીઓ અહીંના મહંતશ્રીની મહેમાનગીરી ચાખ્યા વિના રહ્યાં નથી. મહંત બહુ દયાળુ છે. વિલાસી સ્ત્રીપુરુષના કામવ્યાધિને શમાવવાનું તે મહા પરોપકારી કામ કરી રહ્યા છે.

જીવતા દોઝખમાંથી છૂટવા ઇચ્છી રહી હતી. આવી દશામાં એક પાડોશણે મારા ઉપર દયા દેખાડી. હું અજ્ઞાન હતી. મારામાં સારાસારનો વિચાર નહોતો. હું એ પાડોશણના ફંદામાં ફસાઇ પડી. તે મને ફોસલાવી–પટાવીને મારા હાથે મારા ઘરમાં ચોરી કરાવી મને અમદાવાદ ઉપાડી ગઈ. મેં હજારેક રૂપીઆનો માલ મારા ઘરમાંથી ઉપાડયો હતો. અમદાવાદમાં મને તે એક પુરુષના આશ્રયમાં મૂકી પલાયન થઇ ગઇ હતી; કારણકે તેના ઉપર મારાં સગાંઓ તરફથી કાંઇ આળ ચડે નહિ!

હું અજાણ્યા પુરુષના આશ્રયમાં શિયળની સલામતી જોઇ શકી નહિ. મેં રડી કકળીને એક દિવસ પૂરો કર્યો. હું બીજે દિવસ ત્યાંથી નાસી છૂટી. અજાણ્યા શહેરની અજાણી પોળોમાં મેં ભટકવા માંડયું. જાણે અજાણે ઘરબહાર નીકળી ગએલી વિધવાઓની હાલત અકથનીય થાય છે. અનાથ સ્ત્રીઓને માટે સ્થળે સ્થળે કાંટાઓ જ વેરાએલા હોય છે. અમદાવાદમાં મેં ગલીએ ગલીએ ભીખ માગી છે, શ્રીમંતોના ઘરનાં વાસણ માંજ્યાં છે. અપમાનથી ઉદરપોષણ કર્યું છે. સાધુના રૂપમાં શયતાનો નીહાળ્યા છે. રક્ષક હોવાનો આડંબર કરનારાઓ ભક્ષક થવા આવતા અનુભવ્યા છે. શું કહું અને શું ન કહું? પરમાત્માએ જ મને અનેક આપત્તિઓમાંથી ઉગારી છે અને મારા શિયળની રક્ષા કરી છે.

અમદાવાદમાં હું એક શ્રીમંત વૃદ્ધ સ્ત્રીને ઘેર કામ કરવા રહી હતી. મેં તેને મારી ધર્મમાતા માની હતી. તેના ઉપર મારો પૂર્ણ વિશ્વાસ હતો. તે રોજ છ સાત કલાક દેવસેવામાં ને પૂજાપાઠમાં ગાળતી હતી. એક દિવસ તેની આજ્ઞા લઇ હું પાડોશણ સાથે અમદાવાદનાં દેવસ્થાનોનાં દર્શન કરવા નીકળી. ફરતાં ફરતાં અમે રાયપુર દરવાજા બહારના એક એકાંત મંદિરમાં આવી પહોંચ્યાં. મારી પાડોશણ હંમેશ આ મંદિરમાં આવતી હોય એમ મને લાગ્યું. તેણે મને મંદિરના બધા ભાગો ફરીને બતાવ્યા અને ત્યાં મહંતના

જે પુરૂષ ભૂગર્ભમાંથી આવ્યો તેની કાન્તિ સૌમ્ય હતી. તેના ચ્હેરા ઉપર વિવશતા કે મોહાંધતા જણાતી નહોતી. તેણે એક ખુરશી ઉપર બેસી મને ધીમેથી કહ્યું :–

'દેવી, ગભરાશો નહિ. હું તમને વિશ્વાસ આપું છું કે મારા હાથે તમારૂં રક્ષણ જ થશે. હું પાપી નથી. હા, જે સ્થાનમાં તમે આવી ચડયાં છો તે સ્થાન પાપનું ભરેલું છે. અહીં ધોળે દિવસે ધર્મી કસાઇઓના હાથે ભયંકર અત્યાચારો ચાલે છે–પણ તમારે ડરવાનું કારણ નથી.'

મને એના વચનોમાં વિશ્વાસ ન આવ્યો. હું રડવા લાગી. આરૂં ભાવિ મને ક્યાં ઘસડી લાવ્યું હતું? અને હવે મારૂં શું થશે? એ ચિંતાએ મારા મનનો ઉદ્વેગ વધી પડયો હતો. મારી એવી કરૂણ હાલત જોઇ એ પુરૂષ બે હાથ જોડી કહેવા લાગ્યો :–

'બ્હેન, હું સમાજસેવક છું. સ્ત્રીઓના સ્ત્રીત્વનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે. હું આ નરકસ્થાનમાં ભુલનો ભોગ બની ફસાઇ આવેલી મારી ધર્મભગિનીઓના ઉદ્ધારને માટે ભટકું છું. મેં અહંતને મારો હેતુ બીજા પ્રકારનો જણાવ્યો છે; પણ ખરૂં કારણ મેં તમને કહ્યું તે જ છે. અમદાવાદમાંથી આ પાપસ્થાનનો સદાને માટે નાશ કરાવવાનો મેં નિશ્ચય કર્યો છે. અહીનો દુરાચારી–વ્યભિચારી મહંત અધમ સ્ત્રી પુરૂષોના યોગ કરાવી આપી જે દલાલીના દામ એકઠા કરી શકયો છે; તેની સંપૂર્ણ પાયમાલી કર્યા સિવાય હું સ્થિર થવાનો નથી.'

મને એના આશ્વાસનથી કાંઇક શાંતિ મળી; પરન્તુ મારૂં હૃદય તો હજુ કંપ્યા જ કરતું હતું. પૃથ્વી ઉપર આવાં દેવસ્થાનો હોય, એવી મને કલ્પના જ નહોતી. મેં ધીમે ધીમે હૃદયને સ્વસ્થ કર્યું અને રડતાં રડતાં મારી બધી વીતક વાત મેં એ ભદ્ર પુરુષને કહી સંભળાવી. બસ, તે પછી એ મહંતને કાંઇક ભુરખી દક્ષિણા આપી મને એ નરકસ્થાનમાંથી તેણે બહાર કાઢી અને પોતાની સાથે આ નર્મદા કિનારા ઉપર લઇ આવ્યો.

આ બંગલો તેના પિતાની માલિકીનો છે. એનો પિતા એક ભદ્ર પુરૂષ હતો. એ પુરૂષને એક પ્રેમવતી નામની કન્યા હતી. એ

તું વિધવા છે, સૌન્દર્યવતી છે. તારી જુવાનીનો જો તું સારો ઉપયોગ કરી લઇ કોઇ છેલબટાઉની સંગિની થઇ રહીશ, તો ઘણો લાભ મેળવી શકીશ અને જો સતીની પુંછડી થઇને ખોટી હઠ પકડી રહીશ તો રીબાઇ રીબાઇને કમોતે મરીશ. અહીંના અહંતશ્રીએ મુંબઇનાં એક શ્રીમંત તરૂણને આજ સાંજ પહેલાં કોઇ સારો શિકાર શોધી આપવાનું વચન આપ્યું છે અને તેના બદલામાં સારા દામ મેળવ્યા છે. તારી પાડોશણ તને અહીં મૂકી જવાની મહેનતના પાંચ રૂપીઆ લઇને પલાયન કરી ગઇ છે. તારૂં અહીં કોઇ નથી.'

'જ્યાં મારૂં કોઇ નથી, ત્યાં મારો પ્રભુ તો છે જ.' મેં હિંમત લાવી કહ્યું. પણ મારા હૃદયમાંનો ભય લેશ પણ ઓછો થયો નહોતો. મારી આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી નીકળી.

તે કુટણી મારા રૂદન ઉપર હાસ્ય કરતી કહેવા લાગીઃ 'તારાં સ્ત્રીચરિત્ર અહીં ચાલવાનાં નથી. તું સીધી રીતે નહિ માને તો આ ઠેકાણે જ તારા ઉપર બળાત્કાર થશે. તું મોટી સતી શિરોમણી હતી, ત્યારે ઘર મૂકીને રાતોરાત આ શહેરમાં શા માટે નાસી આવી? મને તારી બધી વાતની માહિતી છે. હવે નકામો દંભ શા માટે કરે છે? ચાલ, ઉઠ, ભોજન તૈયાર છે. જે ભાવે તે જમી લે અને પછી તને ગમે તેવાં વસ્ત્ર અલંકારો પહેરી આ સ્વર્ગીય સુખનો લ્હાવો લે.'

હું એ સ્ત્રીના શબ્દો સાંભળી તદન શોકનિમગ્ન થઇ ગઇ. મને તેણે હાથ ઝાલીને ઉઠાડી. કાષ્ટની પુતળી પેઠે હું ઉઠી અને તેની પાછળ પાછળ એક ઓરડામાં ગઇ. તે ઓરડામાં ખાવાપીવાની પુષ્કળ સામગ્રી હતી. પણ મને તો પ્રાણની ચિંતા અને ધર્મભ્રષ્ટતાની બ્હીક હતી, એટલે હું કાંઇ પણ એમાંનું લઇ શકી નહિ. તે સ્ત્રી ત્યાંથી મને બીજા ઓરડામાં લઇ ગઇ અને એક પલંગ ઉપર મને ધકેલી પોતે બહાર ચાલી ગઇ. ઓરડાનાં બારણાં એકદમ બંધ થઇ ગયાં. અને પ્રથમની પેઠે ભૂગર્ભમાંથી એક પુરૂષ બહાર આવ્યો. મારૂં હૃદય કંપવા લાગ્યું, એ ભયાનક દ્રષ્ય યાદ કરૂં છું ત્યારે હાલ પણ મારૂં હૈયું કંપી ઉઠે છે.

૧૪

# સુધા

મારાં લખાણો કેવળ શુષ્ક છે. તેમાં રસ નથી, ભાવના નથી, હાસ્ય નથી, આનંદ નથી. એક કરૂણ કહાણીમાં એવું કયાંથી હોય ભલા? છતાં હ્રદયમાં એવું દુઃખ થાય છે કે તે બહાર કહી નાંખ્યા સિવાય ઇલાજ નથી. મરી ગએલી બૈરી પાછળ પોક મૂકીને રડનારા, શોકને બ્હાને કાળી કે ધોળી પાઘડીઓ પહેરનારા અને અમુક દિવસો સુધી ગળ્યું કે ચીકણું નહિ ખાનારા પતિઓ, એ બૈરી જીવતી હોય ત્યારે તેને ધરાઇને ધાન ખાવા આપતા નથી. બાઇડીના મરણ પછી લાગણીવશ થઇ કવિતાઓ કરનારા, મૃત પત્નીને પુસ્તકોની અર્પણપત્રિકાઓ આપનારા અને મિટિંગો તથા સભાઓમાં ગમગીનીનો ઠરાવ સ્વીકારનારા; એ પત્ની જીવતી હોય ત્યારે પ્રેમનો અંશ પણ દેખાડતા નથી. આજકાલ સમાજમાં બીજી બાબતોની પેઠે સ્ત્રી–પુરુષના સહવાસમાં પણ કૃત્રિમતા દાખલ થઇ ગઇ છે અને તેણે અનેક ભલી ભામિનીઓનાં જીવન રસ વગરનાં કરી મૂકયાં છે.

હું મારી કથા શરૂ કરૂં તે પહેલાં મારાં આ ઉપરનાં વચનો કેવળ કલ્પના ભરેલાં નથી એ દેખાડવા મારી શોકયની પેટીમાંથી

કન્યાની સાથે મારા શિક્ષણનો તેમણે પ્રબંધ ગોઠવી દીધો. મારી અને પ્રેમવતીની વચ્ચે થોડા જ સમયમાં સારો સ્નેહ જામી ગયો. અમે બન્ને સાથે અભ્યાસ કરવા લાગ્યાં.

જ્યારે પ્રેમવતી ૧૬ વર્ષની થઇ ત્યારે તેના પિતાએ મુંબઇમાં તેનાં લગ્ન કરી દીધાં. મેં એ જ વખતે સંન્યાસ લીધો. પ્રેમવતી સંસારિણી થઇ અને હું સંન્યાસિની બની. આ વખતે મારી ઉમ્મર એકવીસ વર્ષની હતી. શાસ્ત્રાભ્યાસથી મારા હૃદયની ગ્રંથીઓ તૂટી ગઇ અને ધર્મના બળે મારામાં નવું બળ પેદા કર્યું. મેં મારી સ્ત્રીશક્તિ ઉપર વિચાર કર્યો. નારી મંડળનાં દુઃખો તરફ ધ્યાન આપ્યું અને તે દૂર કરવા માટે ઘેર ઘેર ફરીને ધર્મજ્ઞાનનો પ્રચાર કરવાની શરૂઆત કરી. સ્ત્રીજીવન કાચના સીસા જેવું છે. તેનો ભુલેચુકે વીનિપાત થવાથી તે ફરી સંધાઇ શકતું નથી. પૂર્વના પુણ્યયોગે હું ભયંકર આફતમાંથી બચી ગઇ છું, પણ તેથી કાંઇ મારી અજ્ઞાનતા, મુર્ખતા, અવિચારિતા અને સાહસિકતા માફ થઈ શકે તેવાં નથી. મેં આ નર્મદાના કિનારા ઉપર મારૂં વ્રત નિભાવ્યું છે. મનને સંયમના ચાબુકથી વશ રાખ્યું છે. તમારા જેવી દેવીઓની મદદથી ઘણી સ્ત્રીઓનાં જીવન સુધાર્યાં છે. મારા નિમિત્તથી સેંકડો કુમારિકાઓને શિક્ષણનો લાભ મળ્યો છે. હજારો ભુખ્યાંઓ અન્નસામગ્રી પામી ચુક્યાં છે. ઈશ્વર કૃપાથી આ અભાગિનીનો આશ્રમ હર કોઇને જ્ઞાનદાનનું સાધન થઈ પડયો છે, તેથી મને સંતોષ થાય છે. પણ હું જ્યારે ગુજરાતના સ્ત્રીધનનો મોટો ભાગ એળે વહી જતો જોઉં છું, ત્યારે મારૂં હૈયું ભરાઇ આવે છે. આ દેશનું કુમારિકા જીવન, પરિણીતા જીવન અને વૈધવ્ય જીવન–એકેય સંતોષકારક નથી. જ્યાં જોઇએ ત્યાં ગોઝારી રૂઢિઓએ સત્યાનાશની ઘડી આણી છે. મારા જીવનમાં મને બહુ કડવા અનુભવો થયા છે. પ્રભુ એવા અનુભવો કોઇને ન કરાવો.'

મેં મારી આત્મકથા પૂરી કરી એટલે સાંભળનારી બ્હેનો મારા તરફ અનુકંપા દર્શાવતી ત્યાંથી ધીમે ધીમે પોતપોતાને ઘેર ગઈ.

મારો જન્મ થયા પછી તરતજ મારાં માબાપનું સુખ મારા ભાગ્યમાંથી ચાલી ગયું છે. એક મારા પિતરાઇ કાકાને ઘેર કાકીના કપરા સ્વભાવ નીચે હું ઉછરી છું. દશ વર્ષની ઉમ્મરે મારૂં લગ્ન કરવામાં આવ્યું હતું. મારા પતિની ઉમ્મર પણ એટલી જ હતી; એટલે અમે સંસાર બહુ નાની ઉમ્મરે શરૂ કર્યો હતો; છતાં હું સ્વામીનો સ્નેહ સંપાદન કરી શકી નથી. જે આબરૂદાર કુટુંબમાં મારૂં લગ્ન થયું છે, તે કુટુમ્બની દીકરીઓને તેમના સાસરામાં સુખ જોઇએ અને તેમના ધણી તેમનો પડતો બોલ ઝીલે એવા હોવા જોઇએ; જ્યારે દીકરાની વહુ ગાય જેવી ગરીબ જોઇએ અને સાસુ, નણંદ તેને દમે તથા ગુલામડી પેઠે ગણે તેમાં હરકત ન હોવી જોઇએ; દીકરીના સાસરામાંથી તકરારો આવે તોપણ તે બિચારી ડાહી દીકરી ઠરે; જ્યારે દીકરાની વહુના ઝીણા ઝીણા દોષો ખોળી તેના બાપની સાત પેઢીને ગાળો દેવાય અને તેને વશ રાખવા પુત્રના કાન ભંભેરાય. મારા સ્વામીના કાન હંમેશ એવા ભંભેરાતા કે મારો અભાવ દિવસે દિવસે તેમના હ્રદયમાં વધતો જ જતો. પરિણામે મારૂં યૌવન વધવા લાગ્યું, તે સાથે મારા પતિનો મારા ઉપરનો તિરસ્કાર પણ વધવા લાગ્યો. ઘટના એવી બની કે હું અઢાર વર્ષની થઇ તે વેળાએ મારા યૌવનનો વસંત સમય હોવાથી મારૂં બ્રહ્મચર્યવ્રત અખંડ હોવા છતાં પણ મારા યૌવનનો સુંદર રીતે વિકાસ થવા લાગ્યો. અન્યને જાણીને આશ્ચર્ય થશે, પણ હું સત્ય જ કહું છું કે મેં મારા સ્વામીનું શયનસ્થાન કદી પણ જોયું નહોતું. હું હંમેશ મારી સાસુની પાસે સૂઇ રહેતી. રાત્રે મોડી રાત સુધી તેમની ચરણસેવા કરવાનો અને પરોઢીએ વહેલાં ઉઠી ઘંટી દળવાનો મારે માથે ફરજિયાત કર હતો. ઘરમાંથી ઘી-ગોળ ચોરી ખાઇ મદમસ્ત બનેલી મારી નણંદો સુલક્ષણી અને ગરીબ ગણાતી; જ્યારે મને ટાઢું-શીળું પેટપૂર અન્ન પણ ન મળતું; છતાં હું ઢોંગીલી ધુતારી મનાતી. તેમનું જરા માથું દુઃખતું કે શરીર

મળી આવેલી એક નોંધપોથી આ નીચે જેમની તેમ આપું છું. મારા પતિએ પોતાના વડીલ સગાંસંબંધીઓના આગ્રહથી પોતાની સેવા કરવાને મને રસોયણ કે દાસી તરીકે ઘરમાં આણી છે. તેમની ઉમ્મર ૪૦ વર્ષની છે અને મને તો હજુ હમણાં જ તેરમું વર્ષ બેઠું છે; પણ હજાર રૂપિયા મારે નામે સેવિંગ બેંકમાં મૂકી, રૂ. ૨૫૦૦ મારા બાપને ખાવા આપી મને તેઓ લાવ્યા છે. મારા પતિ એક કવિ છે. તેમણે પોતાની પ્રથમ પત્નીના સંબંધમાં થોડાં કાવ્યો લખી એક સંગ્રહ છપાવ્યો છે. વળી હમણાં એક નવલકથા પ્રકટ કરાવી તેની અર્પણપત્રિકા પણ મારી એ બ્હેનને આપી છે; પણ આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે તેમનો પ્રેમ યથાર્થ તેવો હતો. જો તેઓ ખરેખરી રીતે તેને ચાહતા હોત તો એ બાઇ આવાં દુઃખભર્યાં સ્મરણો લખી જાત નહિ. વાંચો એના દિલનું દર્દઃ—

× × × × ×

'મારા જીવનમાં સ્વામીનો સ્નેહ મેળવવા હું બહુ ઇંતેજાર હતી. મેં મારી સર્વ શક્તિઓ એને માટે વાપરી હતી; પણ તે સઘળી નિષ્ફળ ગઇ હતી. જીન્દગીના પ્રથમ કાળમાં સુખ પ્રાપ્ત કરવાની લાયકાત મેળવવા મેં નથી જોયાં ભુખ, કે તરસ, નથી ગણ્યાં માન કે અપમાન અને નથી ઇચ્છયાં સુખ કે વૈભવ; છતાં હું તે મેળવી શકી નથી. મારૂં લગ્ન જે કુટુંબમાં થયું છે તે કુટુંબમાં દીકરીઓનાં માન સૌથી વધારે છે અને જ્યાં દીકરીઓનાં માન હોય ત્યાં વહુઓને મરવાનું જ હોય ! મારે પાંચ નણંદો છે. છુપી પોલિસના માણસો જેવી વર્તણુક ચલાવવામાં અને ચાડી ચુગલીના કામમાં તે હોંશિયાર છે. તેમનાં ભાઇ–ભાભીની એકાંતની વાતો છાની રીતે રહી સાંભળવાનું અને તે તેમની બાને કાને પહોંચાડવાનું તેમ જ ભાઇના દેખતાં ભાભીને હલકી પાડી નીચ, વેશ્યા, રાંડ કહી લેવાનું અને ઘરમાં ચોરીઓ કરી તેનું આળ ભાભીને માથે ચડાવવાનું તેમને બાળપણથી શિક્ષણ આપવામાં આવેલું છે. તેમના એવા શિક્ષણને લીધે જ મારા જીવનની પાયમાલી થઇ છે.

તા. ૮–૨–૧૦: આ જીવનમાં હવે કાંઇ આશા રહી નથી. હું મનુષ્યજન્મ વૃથા જન્મી છું. હે પરમેશ્વર! મારૂં હૃદય બહુ દુર્બળ છે, જો તમે બળ નહિ આપો તો તેના કકડા થઈ જશે. મનને વશ કરવા બહુ યત્ન કરૂં છું; પણ હૃદય ફાટી જાય છે. રક્ષા કરો, ઇશ્વર રક્ષા કરો. સ્ત્રીજાતિને સંસારનાં પ્રલોભનો કેટલીક વખત બહુ વિલક્ષણ પરિસ્થિતિમાં મૂકી દે છે. પોતાની પ્રતિષ્ઠાને જે વિકારવશ વનિતાઓ ક્ષણિક મોહમાં પડી ગુમાવી બેસે છે અને પોતાનાં ઉભય કુળને કલંકિત કરે છે, તેવી કુળકલંકિની કામિનીઓને ધિઃક્કાર છે. હું એવો ધિઃક્કાર મારા શિર ઉપર નહિ વહોરી લઉં! દયાળુ ઇશ્વર! મેં સાંભળ્યું છે કે તમે દયામય છો. મારી પરીક્ષાને માટે આટલું દુઃખ, આટલી વિષમ કસોટી હોય નહિ. હું મારી ફરજ અદા કરવામાં બહુ કાળજી રાખું છું; પણ સ્વામીના મોઢા ઉપર સંતોષનું ચિહ્‌ન જોઇ શકતી નથી. પ્રભો! હવે તો હદ થાય છે!

× × × × ×

તા. ૪–૬–૧૦: આટલી મુદતમાં ખૂબ પ્રયત્ન કર્યો; પણ મનને વશ કરી શકી નહિ. દિવસે દિવસે શરીર વધારે ક્ષીણ થતું જાય છે. નણંદનાં મ્હેણાં અને સાસુનો જુલમ અત્યંત વધી પડયો છે. કાલે અટકચાળી નાની નણંદીએ દાળમાં વધારે મીઠું નાંખી દઇ તેનું આળ મારે માથે ચડાવ્યું અને આખા ઘરમાં મને અકારી કરી મૂકી! આ વર્ષે અથાણું બગડયું એમાં મારો શો અપરાધ? સાસુજી દરરોજ એ નિમિત્ત કાઢી મારા બાપની ત્રણ પેઢીને ગાળો દે છે. આજે તો તેમણે થોડો હાથઉથલો પણ કરી લીધો. અત્યાર સુધી તે પોતાના ચિરંજીવીના હાથે મને મેથીપાક ખવરાવતાં હતાં; પરંતુ આજ તો તેમણે પોતે જ તસ્દી લીધી! બળ્યું આ જીવતર અને બળી આ સમાજની ઘાતકી રૂઢિઓ! જ્યાં સુધી આ દેશમાં ઘેર ઘેર મારા જેવી પુત્રવધુઓ રીબાય છે, ત્યાં સુધી દેશનો ઉદ્ધાર ક્યાં થવાનો છે? પ્રભો! ભારતના ભાગ્યમાંથી આ કલંક દૂર કરો.

× × × × ×

ભારે થતું તો તરત વૈદ્ય-ડૉક્ટરને બોલાવી ઉપચાર શરૂ કરાવાતા; જ્યારે હું આખા ઘરના તમામ કામના બોજાને લીધે શરીરે કૃશ બની ક્ષીણ થતી જતી હતી; છતાં એદી, આળસુ, હરામ હાડકાની અને લુચ્ચી ગણાતી. હિન્દુ સંસારના સાચા નમુના જેવા આ કુટુંબમાં મારા દિવસો કેવી રીતે ગયા, તે હું વિસ્તારથી લખતી નથી. જે બ્હેનોને એવી મહાયંત્રણામાંથી પસાર થવું પડયું હશે, તેઓ આ વાત સહજમાં સમજી શકશે. મારા સંસારમાં નિષ્ફળતા લાવવામાં મારી સાસુ તથા નણંદોએ કાંઇ બાકી રાખ્યું નથી અને તેથી જ સ્વામીનો પ્રેમ હું આ જીવનમાં મેળવી શકી નથી. સંસારભરમાં સ્વામી સિવાય મારૂં બીજું કોઇ આપ્તજન નહિ હોવાથી આ હૃદયનો ભાર કોની પાસે ખાલી કરૂં? હતભાગિનીની ગંભીર મર્મવેદના અને નિરાશા કાગળની ધરતી ઉપર આજથી ચીતરી બતાવવાનો રસ્તો હું હાથ ધરૂં છું.'

× × × × ×

તા. ૫-૨-૧૦: આજે મારાં લગ્નને આઠ વર્ષ પૂરાં થયાં. મારા સ્વામીએ એકવાર પણ એ બાબતનો વિચાર કર્યો નથી. મેં પૂર્વજન્મમાં કોઇ મહાન પાપ કર્યું હશે કે જેના પ્રભાવથી અત્યારે આટલું દુઃખ છે. સ્વામી ઉપર હું કેટલો સ્નેહ કરૂં છું, તે શી રીતે બતાવું? તેઓ જ મારૂં સર્વસ્વ છે. તેમનાં ચરણોમાં આશ્રય લઇ મારો સ્ત્રીજન્મ સાર્થક થયો છે. પણ અફસોસની વાત છે કે એક પણ દિવસ તેમનું હસતું મોઢું મેં જોયું નથી! મારી સાથે લગ્ન કરી તેઓ સુખી થયા નથી. જો મને આવા દુઃખના દાવાનલમાં સળગતી રાખવી હતી તો તેઓ શા માટે પરણ્યા હશે? પણ નહિ, એ બધો મારા નસીબનો વાંક છે. જે સુખ સંસારમાં મારા કર્મે લખાયું નથી, તેને માટે હૃદય આટલું બધું આતુર કેમ રહે છે? હે પરમેશ્વર! મારા હૃદયમાં બળ આપો.

× × × × ×

નું જ અનુકરણ કરે છે; આ હું કાંઇ તમને ઉપદેશ નથી કરતી પણ મારા નાથની કીર્તિને કલંક લાગે એ સહેવા જેટલી શક્તિ નહિ હોવાથી માત્ર વિનતિ કરૂં છું.

× × × × ×

તા. ૨૫-૭-૧૦: કાલે તો મેં સ્વામીનાં ચરણ પકડી બહુ જ વિનવ્યા; પણ તેમના હૃદય ઉપર તેની કાંઇ અસર થઇ નથી ! જે કુળમાં ભર્ત્તા ભાર્યાથી અસંતુષ્ટ રહે છે, તે કુળનો વિનાશ થાય છે, એવું આર્યશાસ્ત્રો કહે છે અને તેથીજ દયામય પ્રભો ! તમને પ્રાર્થના કરૂં છું કે મારા પતિના કુળને ચિરાયુ કરજો. તે ગમે તેવા છે પણ એમનાથી મારૂં સૌભાગ્ય ઉજળું છે. આ સંસારમાં પતિ એજ સ્ત્રીનું સર્વસ્વ છે, સ્ત્રી એટલે ભર્તૃહરિના કથન પ્રામણે **यद्भर्तुरेव हितमिच्छति तत्कलत्रम्**.--જે સ્વામીનું હિત ઇચ્છે એજ સ્ત્રી. ગમે તેવી પરિસ્થિતિમાં આર્યસ્ત્રીઓ પોતાનું ગૌરવ ઘટવા દેતી નથી અને તેથી જ નવલરામભાઇએ ગાયું છે કે:—

નારી ફૂલ ગુલાબનું સૂકે કે કરમાય,
કે કોહે વણકાળજી, તોયે જાતિ સુગંધી ન જાય
સંસારનું નૂર છે નારી.

× × × × ×

તા. ૩૦-૭-૧૦: પ્રભો ! હું ભુલું છું. રંકના ભાગ્યમાં રત્ન કેદી પણ છાજે ? દરિદ્રીને સ્વપ્નમાં મળેલા વૈભવનું સુખ કેટલા દિવસ પહોંચે ? જીવનના આરંભકાળની મારી સર્વ આશાઓ કાળના વહેવા સાથે પાણીના રેલાની માફક ચાલી ગઇ છે. મધુરા સમયમાં કરેલા ભાવીના વિવિધ વિચારો, મનઃસૃષ્ટિમાં જોએલા સુખના ચળકતા રંગો અને હૃદયમાં પોષેલી સુખની આશાઓ ભવિષ્યના ગાઢ અંધકારમાં લય બની ગએલ છે, અત્યારે કેવળ નિરાશામય હતભાગી જીવન વ્યતિત કરૂં છું, અધિકાર વિના કરેલી સુખની આશાઓ કયાંથી ફળે ? દયાળુ પિતા ! આ રંક બાલિકાની

તા. ૨૦–૬–૧૦ : આજે દૃઢ નિશ્ચય કરૂં છું કે મારા મનને ઉદાસ નહિ કરૂં. પત્ની તરીકે મારી ફરજ એ છે કે નિરંતર મારે મારા પતિનું કલ્યાણ ઇચ્છવું. પરમેશ્વર! એમને લાંબુ આયુષ્ય આપજો અને સદૈવ સુખી રાખજો. મારા હૃદયની વેદના હું એમને નહિ જણાવું. સ્વાર્થત્યાગ અને નિષ્કામસેવા એ જ આ દેશની સ્ત્રીઓનું પરમ ધ્યેય મનાય છે. હું એ ધ્યેય શા માટે ચુકું? યૌવનના દુર્દમનીય આવેગમાં જે સ્ત્રીઓ બહુધા એક જ બાબત તરફ લક્ષ આપે છે, તે સ્ત્રીઓ પરિણામે અનીતિની ઉંડી ગર્તામાં પડે છે. બજારની મીઠાઇમાં જો સાર હોય તો જ અનીતિના માર્ગમાં સાર હોઈ શકે! પ્રભો! મને એ રસ્તાથી બચવાનું બળ આપજે.

× × × × ×

તા. ૧૨–૭–૧૦ : આજે મારા જીવનમાં એક ભયંકર બનાવ બન્યો છે. ભયંકર જવાળામુખીનો બહુ બૂરી રીતે સ્ફોટ થયો છે. મારા સ્વામીના પુરુષોચિત વિકારે અવળો પંથ પકડયો છે. હાય હાય! એ અનાચારે શાં શાં અનિષ્ટ પરિણામો નહિ નીપજે? મારી સાસુ હજુયે સમજતાં નથી. મારા દેવ! મારા નાથ! આ શું કર્યું? તમારાં ચરણોમાં મેં શું અપરાધ કર્યો છે? મને બળતીને વધારે બાળવાનો રસ્તો તમે શા સારૂ લીધો? હવે મારાથી નહિ જીવાય! હૃદયના ટુકડે ટુકડા થઇ જાય છે! લોહીના એક એક બિંદુમાં નિરાશા ભરાઇ ગઇ છે! સ્વામી! હું ઇર્ષ્યા નથી કરતી. અધર્મના અનિષ્ટ પરિણામની કલ્પનાથી કંપું છું! તમે બીજી સ્ત્રી પરણો. હું તમારી દાસી રૂપે જીવનભર બ્રહ્મચર્ય પાળી રહીશ. પ્રભો! પરનારીનું સુખ ઝાંઝવાના જળ જેવું છે, એટલું જ નહિ પણ પરિણામે મહા ભયંકર અને વિઘાતક પરિણામ લાવનારૂં છે. તમે એનાથી દૂર થાઓ, માનસિક દુર્બળતા હઠાવી ઉત્તમ ભાવનાઓનું સેવન કરો. મનમાં જે ભાવના પ્રબળ હોય છે તે જીવનમાં પ્રત્યક્ષ થાય છે; કારણ કે માણસનું જીવન એના આદર્શો-

મારી સાથેનું તેમનું વર્તન ભયંકર થયું છે. સમાજની એ પણ વિચિત્રતા છે કે સ્ત્રીને એક વખત સાસુપણું આવ્યું એટલે તે પોતાની એક વખતની વહુની દશા ભુલી જાય છે. કેટલીક સ્ત્રીઓને સાસુપદ મળ્યું એટલે બ્રહ્મપદ મળ્યા જેવું લાગે છે. પુત્રવધુને પીડવા સિવાય તેમને બીજો સંકલ્પ જ થતો નથી! સાસુની દૃષ્ટિમાં વહુ પશુ સમાન ભાસે છે, પશુના જેવું તેની પાસેથી કામ લે છે. અને પશુ પ્રમાણે તેને ત્રાસ આપે છે. સમાજમાં સાસુ એ એક ભયપ્રદ શબ્દ થઇ ગયો છે. જુલમથી વર્તનારો અધિકારી, ત્રાસ દેનારો શિક્ષક અને એવા જ બીજા જુલમ કરનાર કોઇ બીજી વ્યક્તિ કરતાં સાસુનો ત્રાસ મહાન છે. પશુને જે દુઃખ ભોગવવાં પડે છે તે દૂર કરવા માટે આપણા સમાજમાં દયાળુ આગેવાનોએ 'પશુ દુઃખ નિવારણી' સભાઓ સ્થાપીને તે સંસ્થાદ્વારા પશુ ઉપરના જુલમ નિવારવાનું કામ ઝપાટાથી શરૂ કર્યું છે. પશુને કોઇએ માર મારવો નહિ, તેમના ઉપર વધારે બોજો મૂકવો નહિ, તેમની પાસે વધારે મજલ કરાવવી નહિ—આવા પ્રકારના એ સભાએ નિયમો કરેલા હોઇ, તેની વિરૂદ્ધ આચરણ કરનારા ઉપર કામ ચલાવવામાં આવે છે; પરંતુ સમાજમાં ઘેર ઘેર પુત્રવધુઓ પીડાતી હોઇ તેમના દુઃખ-નિવારણ કરવાની જવાબદારી કોઈ શિર ઉપર લેતું નથી; આ ઉપરથી વહુ એટલે પશુ કરતાં પણ નીચ! પશુ કરતાં પણ દુર્દૈવી!! મને જોતાં જ મારા સાસુજીને અત્યંત ક્રોધ ચડે છે. વહુને ત્રાસ દેવાના સમાજમાં જેટલા પ્રયોગો છે, તે સર્વ પ્રયોગો તેમણે મારી ઉપર અજમાવ્યા છે. કાલે સવામણ ડાંગર ખેડાવી તેમાંના ચોખા કણકી-વગેરે જુદાં પાડવાનું કામ તેમણે મારી એકલીની પાસેથી લીધું હતું. દરરોજ વીસ વીસ બેડાં પાણી હું એકલી કૂવા ઉપરથી ભરી લાવું છું. આજે મારૂં માથું જરા ચડયું હતું. છતાં મધ્યાહ્ને પોણો મણ ઘઉં મારી પાસે દળાવ્યા અને પછી ઘરનાં તમામ માણસોના કપડાં આપી મને ધોવા મોકલી. કપડાં ધોતાં સાબુ જરા વધારે

વિનતિ ધ્યાનમાં લેજો અને સંયમનું નવીન બળ આપજો. હું મારા હૃદયમાં મારા સ્વામીનું પૂજન કરૂં છું, ફળની આશા મને મુદ્દલ નથી.

× × × × ×

તા. ૧–૧૨–૧૦: રક્ષા કરો. સ્વામી રક્ષા કરો, મારા તુચ્છ નારીજીવનના તમે તારણકર્ત્તા છો. શું હું તમારી સેવિકા થવાને યોગ્ય નથી ? તમારૂં ગૌરવ મારી દૃષ્ટિમાં દેવતાઓ કરતાં પણ અધિક છે. હું કુલાંગનાના પવિત્ર પદની અધિકારિણી છું. મેં યુવતીસુલભ કપટ વ્યવહાર તમારાથી કદી પણ કર્યો નથી. આપણે લગ્નના પવિત્ર બંધનથી બંધાયાં છીએ તથાપિ આપણી ઇચ્છા–અનિચ્છા, રૂચિ–પ્રવૃત્તિ આપણે એક બીજા પ્રતિ કદી જણાવી નથી. હિન્દુસમાજમાં એવી રીત પણ નથી. માતાપિતા જ લગ્નની સર્વ વ્યવસ્થા કરે છે. વિવાહ પહેલાં વરકન્યા એક બીજાને શુભ દૃષ્ટિથી જોઇ પણ શકતાં નથી. જો કે તમે તો એકવાર લગ્ન પહેલાં તમારા મિત્રોની સાથે આવી છાનામાના મને જોઇ ગયા હતા અને મારા સૌન્દર્યથી પ્રસન્ન થઇ તમારા મિત્રો આગળ મલકાતા હતા. સ્વામી ! ક્યાં ગયો તમારો એ સૌન્દર્યાનુરાગ ? આઠ આઠ વર્ષ લગ્નને વીતિ જવા છતાં હું હજુ અવિવાહિતાની અવસ્થામાં જ છું. મને એનો અફસોસ નથી. જીંદગીપર્યંત્ તમારી છાયામાં હું મનઃસંયમ રાખી શકું; પરંતુ તમારા અનીતિના વર્ત્તનથી હું કંપું છું, મારા હૃદયમાં તમારા પ્રતિ પ્રેમનો અખંડ ધોધ વહે છે; પરંતુ કલંકિની કુલટાઓ જેવા હાવભાવ અને નખરાં કરી તમને રીઝાવવાની કળા હું જાણુતી નથી. નાથ ! એ બહારની ટાપટીપમાં ન ફસાઓ. આ કલિયુગ છે. કુલટાઓના કુચ્છંદમાં પડનારાઓનો સહજ વિનાશ થાય છે. પ્રભો ! બચાવો.

× × × × ×

તા. ૩–૧૨–૩૨ : સાસુનો અમાનુષ છળ વધતો જાય છે.

થઇ જાય છે. પણ તેની એ દરકાર કરતો નથી; આવાં દંપતી પણ દુનિયામાં પડયાં છે. હું એ સર્વ ઉપરથી ધડો લઉં છું અને મારા મનને આશ્વાસન આપું છું. પ્રભુએ મારા અભાગિનીના નસીબમાં સુખ લખ્યું હશે તો મારા પતિ જતે દિવસે પણ સમજશે બાકી અત્યારે તો સાસુ–નણંદના જુલમ સહન કરી શાંતિ રાખ્યા વિના છૂટકો જ નથી. પ્રભો ! તું મને એવું બળ દે કે જેથી હું સુખ દુઃખ સહેલાઇથી સહન કરી શકું. તું મને એવી શક્તિ આપ કે જેથી કુટુંબસેવા અને પતિસેવાદ્વારા તારો પ્રેમ હું સાર્થક કરી બતાવું. ચ્હાવા અને સહેવાના મહામંત્ર વિના બીજી કઇ બળવાન્ નીતિ સ્ત્રીને સદ્‌ગતિ અપાવી શકે તેમ છે ? હસતાંયે પરોણો અને રડતાંયે પરોણો; તો પછી રડીને દુઃખ સહન કરવા કરતાં હસીને સહન કરી તેને દૈવી તપ માનું તો અન્તઃકરણ પણ શાન્ત રહે અને તપનું ફળ પણ મળે ! પુણ્યમાર્ગનો પ્રતાપ અજબ છે. સેવાધર્મનો પ્રભાવ જ્વલંત છે. વાદળાંની પાછળનો સૂર્ય કદાચ નજરે ન પડે, તેથી તે નથી એમ શી રીતે કહેવાય ? મારી વિશુદ્ધ ભાવનાઓ મારી જીવનનૌકાને કોઇ અણકલ્પ્યા ભાવી તરફ લઇ જશે અને પુણ્યમાર્ગને તે વધારે સુચવશે.

× × × × ×

તા. ૫–૧૨–૧૭: હૃદયનાં ઉભરાતાં આંસુ નિષ્ફળ થતાં જણાય છે. લાગણીઓના પરિપાક માટે જગત્માં સ્થાન જ નથી. પ્રેમને મૂર્તિમાન કરવાની ઘણી ઇચ્છા છે; પણ દુનિયામાં તેમ કરવાની અનુકુળતા નથી. લાગણીવશે હૃદય ખોલી શકતી નથી. ખોલું તો કોઇને તે જોવાની દરકાર નથી. મારા સ્વામીનું હૃદય મારા સ્વાધીન નથી. હું તે ગુમાવી બેઠી છું. જગત્ તેથી મને શૂન્ય ભાસે છે; કારણકેઃ—

વપરાયો તેમાં તો મારી માની ત્રણ પેઢીને ન દેવાય તેવી ગાળો દઇ વાળી. આ વખતે ઘરમાં ગ્યાસતેલ વહેલું ખૂટી રહ્યું તેનોય દોષ મારે માથે આવ્યો. શું હું પી જતી હઇશ?! મારી કેટલીક બ્હેનોને આમાં અતિશયોક્તિ લાગશે, પરંતુ મારૂં આ આત્મકથન અક્ષરસઃ ખરૂં છે. ગુલામગીરી જેટલી કઠીન છે, પરદાસ્ય જેટલું અસહનીય છે અને પશુતા જેટલી શોચનીય છે તે કરતાં વહુપણું વધારે કઠીન, અસહનીય અને શોચનીય છે. સેંકડે નવ્વાણું સાસુઓ પુત્રવધુને ગુલામતુલ્ય ગણે છે. સાસુપણું એટલે એક પ્રકારનું આતૃત્વ છે, એવું સમજનારી સ્ત્રી મહિલાસમાજમાં સેંકડે એક પણ મળવી મુશ્કેલ છે.

× × × × ×

તા. ૪-૧૨-૧૦ : સમાજની વિલક્ષણતાની હું શી વાત લખું? દંપતીના કેટલીક જગ્યાએ સ્વભાવ નથી મળતા આવતા તો કેટલીક જગાએ દરિદ્રતાને લીધે સુખનો લોપ થઇ ગયો છે. કોઇ જગ્યાએ પ્રતિદિન અણબનાવ રહે છે તો કોઇ જગ્યાએ સ્ત્રી-પુરૂષ એકબીજાથી નિરંતર અસંતુષ્ટ રહે છે. આ દેશની લગ્નની પ્રથા જ વિચિત્ર છે. જ્યાં યોગ્યતા વિના સર્વ કોઇને પરણવાનો અધિકાર હોય ત્યાં દુઃખની પરંપરા જ હોય! અમારા પાડોશી રામરાવ વકીલ શક્તિહીન છે. તેમની પત્ની અત્યંત દુઃખિની છે. એ બાઇ કોઇને મોઢે વાત કહી દે એ ભયથી તેઓ તેને પિયર જવા દેતા નથી. લખતાં વાંચતાં એ બાઇને આવડતું નથી કે જેથી પત્રવ્યવહાર પણ કરી શકે! થોડાં વર્ષો સુધી તો તેણે સતીત્વ સાચવ્યું; પણ આખરે ભંગ થઇ ગયો. એક છોકરો થયો છે; પણ વકીલને તેની પરવા નથી. તે પોતાની નિર્બળતા છુપાવવા ચાહે છે. આવી રીતના જોડામાં સુખનું સ્વપ્ન ક્યાંથી હોય? મારી એક બ્હેનપણીનો પતિ ઘરની કામ કરનારી ચાકરડીને રાખી રહ્યો છે. તે એને પ્યારથી ઘરમાં રાખે છે. પત્ની રાતદિવસ દુઃખથી બળીને ભસ્મ

મને કોઇનો ડર નથી. મારી મોટી નણંદ મને અવળા પંથમાં ઉતારવા તત્પર છે. કારણ કે તેઓ શીંગનાં સડેલાં છે; પણ હું ક્યાં એવી અજ્ઞાન છું કે એક ભવમાં બે ભવ કરૂં! મારા સ્વામીને દુરાચારના માર્ગમાંથી ઇશ્વર બચાવશે; પણ શું તેઓ અનીતિએ ચાલે, માટે મારે પણ અનીતિએ ચાલવું? પતિને પ્રભુ માનવાની ભાવના આ દેશની સ્ત્રીઓના અંતઃકરણમાં જ્યાંસુધી ચાલુ છે, ત્યાંસુધી કાંઈક ઠીક છે; પછી તો હિન્દુ સ્ત્રીઓને કોઇ નરકમાંયે નહિ ટકવા દે! ભલે મારા વહાલાનું વહાલ નથી, ભલે દુનિયાની બૂરાઇ અને સગાંવહાલાંની નફટાઇ મને પીડયા કરે છે; પણ હું મારા મનથી મગરૂર છું. જીવનનો જે આદર્શ મેં સ્વીકાર્યો છે. તેમાં વફાદારી અને ભક્તિ મને સબળ બનાવશે. પછી હું આત્મશોધન સરલતાથી કરી શકીશ અને સંસારમાં આવીને આત્મશોધન સિવાય માણસને બીજું શું કર્તવ્ય હોય છે?

× × × × ×

તા. ૬–૧૨–૧૦: આજે મનમાં બહુ અકળામણ થતી હતી. તેથી પાડોશીને ત્યાં ઘડીવાર જવા તૈયાર થઇ; પણ મારાં સાસુજીએ મને અટકાવી પગમાં એક લાકડી મારી. હું બારણા વચ્ચે પડી ગઇ અને કમાડનો ખીલો માથામાં વાગવાથી લોહી નીકળ્યું. તેમણે આખા મહોલ્લાની બાઇડીઓ એકઠી કરી. મેં માથું ફોડી જાણી જોઇને લોહી કાઢયું છે; એવો આરોપ મૂકયો. પડયા ઉપર એ એક પાટુ! સાંજે પાડોશમાં રહેતી રંભાએ આવી મને વશીકરણનો દોરો કરાવવાની સલાહ આપી, પણ આ સંસારમાં મારે સતીત્વ એ જ મોટું વશીકરણ–મેસમેરિઝમ–હીપનોટીઝમ અને મંત્રબળ છે! આ જન્મમાં તેનો સદુપયોગ નહિ થાય તો આવતા જન્મમાં પણ તે મને બહુ ઉપયોગી થશે. દુનિયાને મારી દરકાર નથી પણ જેનાં નયનો ભાવીનાં અંતર ભેદી શકે છે, તે નિરંતર મારી ભાવનાઓ તરફ દૃષ્ટિ રાખ્યા કરશે. મારૂં શોકસંગીત જે અતિ ગહન અને હૃદયસ્પર્શી ગાન જગાવે છે, તે વિશ્વવીણાના વિશુદ્ધ ગાયનના સ્વરો

સુખી દુઃખી કરી વિશ્વમાં શકે,
હૃદય એકલું ! ના બીજું કશું !
હૃદય જો મળ્યું તો બધું મળ્યું !
હૃદય જો નહિ તો નહિ કશું !

મારી સ્થૂળ જીંદગીને સૂક્ષ્મ જીંદગીથી જુદી પાડનાર એ હૃદયદાન મને મળ્યું નથી. જીવનપંથમાં પ્રિયતમનો સહવાસ નથી. સંસારક્ષેત્રમાં નાનાં, નિર્દોષ બાલુડાંનાં વ્હાલનો પ્રસાદ નથી. શું મારે મૃત્યુ સુધી નિરંતર આ જીવનભર એકલાં જ રહેવાનો હશે ? પતિનો પ્રેમ મને મળી શકે એમ નથી તો શું પ્રભુનો પ્રેમ મને એના પ્રકાશમાં જીવન ગાળું એટલું બળ નહિ આપે ? અત્યારે મારો પંથ મને અંધકારથી ભરપુર લાગે છે; પણ આશા છે કે પ્રભુજી મને સન્માર્ગે પ્રેર્યા કરશે ! પાર્થિવ જીવનનો મોહ તજી દેવાનો હું પ્રયાસ કરૂં છું, હવે આત્મત્યાગનો છેલ્લો પાઠ મારે શીખવાનો છે. ગમે તેટલા પ્રયાસ કરીશ તો પણ સંસાર મહાસાગરમાં ખરાબે ચઢી ગએલી, સૂકાન કે શઢ વિનાની મારી જીવનનૌકા કદી કિનારાપર સહીસલામત પાછી આવી શકે તેમ નથી. હૃદયમાં ભડભડ સળગતી અગ્નિની જ્વાળાઓ દહન કર્યા સિવાય વિરમવાની નથી, જીવનની ઉષાનો ઉદય થવાનો નથી અને સંસારપાટે સ્વર્ગ મંડાવાનું નથી. સંસારની સૌભાગ્ય કુંજોમાં કુંથની વિધાત્રી બની જીવનના જયધ્વજ ઉડાડવાનો કવિઓ ભલે ગર્જના કરી પ્રબોધ કરે; પણ અહીંનાં રૂઢિનાં બંધનો ક્યાં એને સફળતા મળવા દે છે ? હંમેશ મારા સ્વામીની પાસે તેમની બ્હેનો અને બા મારા અવગુણ ગાયા કરે છે અને તેને લીધે દંપતીધર્મનો પહેલો સિદ્ધાંત જે મનમેળ અથવા અંતરની એકતા તે અમારામાં સુદ્દલ નથી. ગામના નીચ માણસો અમારા અણબનાવની વાત જાણી ગયા છે, તેથી મારા સતીત્ત્વનો સંહાર કરવા તેઓ મહા પ્રયાસ ચલાવી રહ્યા છે; પણ હું સાદાઇ અને સંયમનાં શસ્ત્રો સજ્જ રાખીને રહું છું એટલે

અંત્યજોની ઉન્નતિ માટે હોંસીલા પ્રયત્નો અને તીવ્ર હરિફાઇ જામી છે; પણ સ્ત્રીજીવનના પ્રશ્નો માટે કોઇ વિચાર કરતું નથી.

× × × × ×

તા. ૯-૧૨-૧૦: કાલે આખી રાત રડવામાં વિતાડી તેથી આજ સવારમાં શરીર વધારે સુસ્ત થયું હતું. હંમેશાં તો સૌથી વહેલી ઉઠી ઘરમાંથી કચરો-પુંજો કાઢી, વાસી લોટા માંજું છું. પણ આજે જરા મોડું થયું અને એટલામાં તો કર્કશા, શંખણી અને ડાકણના વિશેષણો સાંભળ્યાં. મને એ વિશેષણોની તો કાંઇ નવાઇ નહોતી; પણ પાછલે પહોરે કામમાંથી પરવારી ઘડીભર આશ્વાસન મેળવવા પુસ્તક લઇ વાંચવા બેઠી તો તરત જ મારાં સાસુજી આડોશીપાડોશીને ભેગાં કરી કહેવા લાગ્યાં:-'આ જુઓ મારી સુલક્ષણી વહુ! કામ તો એકેય આવડતું નથી અને પુસ્તકો વાંચી મોટી પંડિતાઇ કૂટવી છે. રાંડને ભણી ભણીને વંઠી જવું લાગે છે. મારા ઘરમાં આ ઢોંગ નહિ ચાલે.' એમનો આ વાક્પ્રવાહ એટલેથી જ અટક્યો હોત તો ધુળ નાંખી, પણ મારા હાથમાંથી એ ચોપડી ઉચકી લઇ તેને ફાડીને તેમણે ચુરેચુરા કરી નાંખ્યા! મારા હૃદયના એથી હજારો ટુકડા થઇ ગયા.

× × × × ×

તા. ૨૦-૧૨-૧૦: આજ મેં નિશ્ચય કર્યો છે કે હવે આ જીવન વધારે લંબાવવામાં સાર નથી. સંસારયાત્રા સમાપ્ત કરવા માટે અગ્નિ, જળ અથવા વિષ એ ત્રણમાંથી કોઇ પણ એક વસ્તુનું શરણ લેવું જોઇએ. મેં એ સંબંધમાં ઘણીવાર સુધી વિચાર કર્યો, અન્તે અગ્નિનું જ શરણ લેવાનો નિશ્ચય થયો. મારાં શરીરમાં હવે અગ્નિ સળગાવી દઇશ કે જેથી સમાજના વિચારશીલ પુરુષોનાં અંતઃકરણ તપી જશે. આત્મયજ્ઞનો સમય નજીક આવ્યો છે. મારા મૃત્યુ પાછળ કોઇ અશ્રુપાત કરે તેમ નથી. હિન્દુસમાજમાં બૈરી મરી જાય તો કહેશે કે સડેલું ખાસડું ફાટયું! એટલે હું હવે મહાન્ નિદ્રામાં નિમગ્ન થઇ જઇશ કે જ્યાંથી ફરી કદી જાગવાની નથી. પ્રભો!

સાથે સુસંવાદી બનશે અને પરિણામે મને આત્મદર્શનની ઝાંખી થશે. કાળની દિવાલોમાં કામ કરતાં આપણે સર્વ ભાવિનાં કર્મકાર છીએ. આપણે આપણું કામ એવી ઉત્તમ રીતે કરવું કે જીંદગી અપૂર્ણ રહે નહિ. મારા પતિ ગમે તેવા છે, પણ હું તો ભવોભવ એ પતિની સેવા માગું છું. હિન્દુ આર્ય અબળા બીજું શુ ઇચ્છે?

× × × × ×

તા. ૭-૧૨-૧૦: જેમણે મહાસાગર ખેડયો નથી; તેમને ભરદરિયાના તોફાનનું ભાન કયાંથી હોય? હિન્દુ અવિભક્ત કુટુંબમાં જે બ્હેનો કચડાઇ નથી તેમને સાસુ-નણંદના જુલમની કલ્પના કયાંથી આવે? મારૂં ગુપ્ત અને પ્રસિદ્ધ દુઃખ અકથનીય છે. કોને કહું અને કોણ સમજે? આઠ વર્ષો થયાં દુઃખને દરિયે નાવ ચડયું છેઃ સુખનો કિનારો કયાંય પણ દૃષ્ટિગોચર થતો નથી. બાળપણમાં સબળ અભિલાષાઓ હતી! મનના એ હવાઇ કિલ્લાઓ હેઠા પડયા છે. રાંક ગરીબાઇમાં અવતરી-ઉછરીને સુખની પથારીમાં મીઠી નિદ્રા પણ કદી લીધી નથી! મને સંસાર માટે હેત હતું, માન હતું, આશા હતી પણ અત્યારે કાંઇ નથી. માનસિક પારતાપ અધિક પીડા આપે છે. પતિની સાથે જીવનમાર્ગમાં ચાલી સંસારની સુન્દરતા વધારવામાં તથા તેમાં સહૃયતા ખીલવી પ્રભુએ બક્ષેલી શક્તિઓદ્વારા પ્રભુની પ્રભુતાનો જગતને ખ્યાલ કરાવવામાં સ્ત્રીઓના જીવનની સફળતા છે. હું એ સફળતા મેળવી શકી નથી, એટલે મારૂં જીવન નકામું છે. ઠગારા સંસાર ઉપર હવે મને પ્રેમ નથી. તે દિવસ નાશિકના મેળામાં અનેક સ્વયંસેવકોએ અનાથોની સહાયતા કરી હતી, કેટલાય લોકોએ વિદેશી વસ્તુઓનો ત્યાગ કર્યો હતો, કેટલાયે યુવકોએ દક્ષિણ આફ્રિકાવાસીઓને માટે ભીખ માગી રૂપિયા એકઠા કર્યા હતા, ઇશ્વર એ દયાળુ અને ઉદાર પુરૂષોની સદા રક્ષા કરે; પરંતુ એ યુવકોનું ધ્યાન પોતાના દેશની દુર્દશા ઉપર કેમ નથી જતું? અત્યારે સમાજમાં ઘેર ઘેર મારા જેવી અનેક દુઃખી અબળાઓ રીબાય છે. તેમના આર્તનાદ કેમ કોઇ સાંભળતું નથી?

મારા પતિ કેળવાએલા છે, રસિક છે, સુજ્ઞ છે; પણ તેમનો બધો માનસિક વિલાસ પુસ્તકો અને કાર્ય–કલ્પનાઓ સાથે છે. સંસારમાં એવી કલ્પનાઓ મૂર્તિમંત થવી તેમને અશક્ય જણાય છે. તરૂણાવસ્થામાં માતા અને બ્હેનો આગળ પોતાનું કાંઇ નહિ ચાલવાથી મારી શોકયને તેઓ અન્યાય આપી શકયા હશે પણ અત્યારે મારા તરફ પણ ઉદાસીન રહે છે તેનું કારણ શું હશે? લગનથી આજસુધીમાં પતિ સાથે એકાંતમાં મને બોલવા–ચાલવાનો એક પણ પ્રસંગ પડયો નથી! તેઓ આખો દિવસ પોતાના કામમાં તથા સાંજના કલબો, પાર્ટીઓ અને મિટિંગોમાં એટલા બધા લીન રહે છે કે તેમને મારા હૃદયનો પ્રણય જોવાની ફુરસદ જ મળતી નથી. મને ઘણીવાર પતિની સાથે પ્રેમથી વાતો કરવાનું મન થાય છે, પણ તેમને મારી કાંઇ જ કિંમત લાગતી નથી. બહાર સભાઓમાં અને સમાજોમાં તેઓ સ્ત્રીકેળવણી, નારીપ્રતિષ્ઠા, ગૃહિણી ગૌરવ વગેરે વિષયો ઉપર મોટાં સુંદર વ્યાખ્યાનો આપે છે, સ્ત્રીઓની ઉન્નતિ કરવાના સંબંધમાં સારા રસિક લેખો લખે છે; પણ તે બધો માત્ર તેમનો સાહિત્યનો શોખ અને સરસ્વતીનો વિલાસ છે. તેઓ એક મહા ધુર્ત લેખક છે. હાથીના દાંત જેમ દેખાડવાના જુદા હોય છે અને ચાવવાના પણ જુદા હોય છે, તેમ તેમનાં લખાણોમાં અને વર્તનમાં મોટો તફાવત છે. તેમનો પરસ્ત્રીમાંનો મોહ હજુ ઓછો થયો નથી. વ્યભિચાર ઉપરાંત મદિરા-પાનનો હરામચસ્કો તેમને વળગેલો છે. તેઓ પોતાને એક પ્રખર વિદ્વાન માને છે અને હંમેશ બીજા લેખકોની નિંદા તેમના મોઢામાં ચાલુ જ હોય છે. સાધુના રૂપમાં તેઓ એક ભયંકર શયતાન્ છે. એમનું જીવન ચુડેલના વાંસા જેવું છે. વિલાયતી વિલાસના મોહમાં તેઓ આજકાલના સુધારાની ભયંકર રમણીયતા જોઇ શકતા નથી. અને તેથી જ પ્રાણહારક મૃગજળની પાછળ ભટકયા કરે છે. હું તેમની સ્ત્રી છું. નાને મોઢે વધારે વાત શું કહું? અબળાના આવા આર્ત્તનાદની પણ તેમને કાંઈ અસર થતી નથી. તેઓ રાતના બાર

શું લખું ? હવે વધારે લખી શકતી નથી. આ જીવનનોંધ મારા જેવું દુઃખ વેઠતી આર્ય બ્હેનોને આશ્વાસનરૂપ થશે, તો મારો આત્મા સ્વર્ગમાં પણ સંતોષ પામશે. બસ, હરિ ઓમ્ રૂમઃ

× × × ×

**થ**યું. મારી એ સદ્‌ગત શોક્યની જીવનકથા આ પ્રમાણે પૂરી થાય છે. એની મર્મવેદના વાંચતાં મને હંમેશ રડવું આવે છે. હું એનો નિત્ય પાઠ કરૂં છું અને એમાંથી અજબ માનસિક બળ મેળવું છું. કેવી ભલી અને સદ્‌ગુણી બાઇ ! પોતાના સંસારના મર્માઘાતો મુંગે મોંઢે સહન કરી એ આ સંસારમાંથી ચાલી ગઇ છે: મારાં સાસુ અત્યારે આ સંસારમાં નથી, તેમજ મારી પાંચ નણંદો પૈકી બે મોટી નણંદો પણ નથી. નાની ત્રણેય નણંદો વિધવાઓ થઇ છે અને તેઓ વારાફરતી મારે ઘેર રહે છે. તેમના વિચિત્ર સ્વભાવમાં હજુ તફાવત પડ્યો નથી. મારા પતિદેવની ઉદાસીનતા હજુ જેવીને તેવી જ છે; પણ મારી એ બ્હેનનું ઉજવળ જીવન મારી સમીપ રહેવાને લીધે મને વધારે અફસોસ થતો નથી. જગતમાં જ્યાં જ્યાં સદ્‌ગુણ જોવામાં આવે ત્યાં ત્યાં તેનો ઉત્સાહપૂર્વક નિખાલસપણે સ્વીકાર કરવો એ એક સમાજ પ્રત્યેનું ઋણ છે, અને એ ઋણમાંથી મુક્ત થવાના પ્રયાસ રૂપે જ આ જીવનનોંધ મેં જેમની તેમ આપી છે. તેનું સાસાંરિક કર્તવ્યપાલન એટલું ઉત્તમ, આદર્શરૂપ અને અનુકરણીય હતું કે તે ચારિત્ર્ય પ્રસિદ્ધ કરવું મને અહીં ઇષ્ટ લાગ્યું છે. હિન્દુસમાજનું એક પરમ દુર્ભાગ્ય છે કે અનેક અંતરમાં સુવાસ ફેલાવતી અને અનેક જીવનમાં પ્રકાશ પ્રસારતી આવી દિવ્ય ફૂલની કળીઓ વિકાસ પામ્યા પહેલાં જ કરમાઇ જાય છે; અને તેનું કારણ રૂઢિની અંધપરંપરા જ છે. અહીંની વિવાહ-પ્રણાલિકા એવી વિલક્ષણ છે કે તેના પરિણામે સ્ત્રીઓને જ દુઃખ સહન કરવાં પડે છે. સ્ત્રીપુરૂષની શારીરિક, માનસિક, આર્થિક અને સામાજિક અયોગ્યતા જ અનેક દુઃખોનું પ્રધાન કારણ છે. જેઓ વિવાહને યોગ્ય નથી તેમના વિવાહ થવાને લીધે વિવાહનું પવિત્ર સુખ દુઃખમાં બદલાઇ જાય છે અને હર્ષની જગાએ વિષાદ પ્રકટે છે.

એક વાગે દરરોજ બહારથી બાટલી ચડાવી આવે છે; ત્યારે તેમનું મોઢું એટલું ગંધાય છે કે મને પાસે ઉભાં રહેતાંયે કંટાળો આવે છે; પણ શું કરવું? જો કોઇ વખત કાંઇ કહેવા જાઉં છું તો મણ મણ મહાપ્રસાદ ચાખવો પડે છે. મારી શૅાક્યનું નામ સુધા હતું અને જેવું તેનું નામ હતું તેવા જ તેના અમૃતમય ગુણો હતા; પણ મારા સ્વામીની દૃષ્ટિમાં તે ઝેર સમાન હતી. આટલા ઉપરથી જ મારા પતિની વિલક્ષણ પ્રકૃતિનો પરિચય સર્વ કોઇને મળી શકશે. ગુજરાતમાં તેમનું નામ અત્યારે મશહૂર છે, પણ તેમનાં કર્મો મને મહા ભયંકર ભાસે છે. જો તેઓ પોતાની બુદ્ધિનો સદુપયોગ કરી સારાં પુસ્તકો લખે તો સમાજને તેથી ઘણો લાભ થઇ શકે. આ જીવનનોંધની લેખિકા જીંદગીભર બહુ દુઃખ વેઠી વેઠીને મૃત્યુ પામી છે અને મારે પણ એજ પંથે જવાનું છે; છતાં મારા વિદ્વાન્ પતિ તદ્દન બેદરકાર છે. સાક્ષરો વિપરીત થાય છે ત્યારે રાક્ષસો બને છે એ લેશ પણ ખોટું નથી. ભણેલા ભુલે ત્યારે તેની ભુલની હદ રહેતી નથી; એ હું આજે પ્રત્યક્ષ જોઉં છું.

મારાં લોભી માબાપને શું કહેવું? બીજ વરને આપવાથી કન્યા સુખી થશે એમ તેમણે ધાર્યું હશે; પરંતુ હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મેં સ્વામીને ઘેર આવીને એક પણ દિવસ સુખ જોયું નથી. મનની ચિંતાથી દિવસે દિવસે મારૂં શરીર દુર્બળ થતું જાય છે. શરીરમાં કેટલાક મહાન્ વ્યાધિઓ ઉત્પન્ન થયા છે. જીંદગી મને અત્યારથી જ બોજારૂપ લાગે છે. હું મોતને શોધી રહી છું. કારણ કે મારી શાંતિ મૃત્યુને પેલે પાર છે! હું આ દુઃખ સહન કરવાને તદ્દન અસમર્થ બની ગઇ છું. મારી જીંદગી બરબાદ થઇ ગઇ છે, મને મારા મરણનો અફસોસ નથી; પણ હિંદુસંસારમાં મારા જેવી કેટલીએ દુઃખી બાળાઓ અકાળે સંસારના તાપથી બળીને મરણ શરણ થતી હશે; એનો મને વિચાર થાય છે. હે પ્રભો! આર્ય સ્ત્રીઓનો તું ઉદ્ધાર કરજે અને સમાજનો સડો દૂર કરવાની સર્વને સન્મતિ આપજે.

મને બાળપણમાં મૂકીને પરલોકવાસી થઇ ગઇ હતી; એટલે મારા પિતાના સંસ્કાર મારામાં ઉતરી આવ્યા હતા. પરદેશ જતાં પહેલાં મારા સ્વામીએ મને એક પ્રણયપત્ર લખ્યું હતું; પણ મેં તેનો કાંઇ જવાબ આપ્યો નહોતો. પુરૂષોને પીડવાનાં જેટલાં સાધનો સૃષ્ટાએ સ્ત્રીજાતિને આપ્યાં છે, તે સઘળાં સાધનોનો આશ્રય લઇ મેં ઘણા દિવસ સુધી સ્વામીને નિર્દય રીતે પીડયા હતા. હું સ્ત્રી છું. મારી નિર્દયતાનું અને અભિમાનિતાનું મોઢું ઉઘાડીને હું શું વર્ણન કરૂં ? મેં હાથે કરીને દુઃખનો દાવાનળ સળગાવ્યો હતો. મારા સ્વામી તેને પોતાના પ્રણયરસથી શાંત કરવા ઇચ્છતા હતા; પણ હું એ આગને ફુંક મારીને વધારતી જતી હતી. મેં એમનું હૃદય કેટલું પીડ્યું હતું અને એમની સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓને કેટલી કચડી નાંખી હતી; એ વાત હું અંતઃક્ષોભથી લખી શકતી નથી. જે બ્હેનોએ સ્વામીને સંતાપવાનો પ્રયોગ કર્યો હશે અને જેઓ તે પ્રયોગમાં સફળ થઇ હશે; તેઓ મારા આ કથનનું રહસ્ય સહેલાઇથી સમજી જશે. હું શું કહું ? સ્ત્રી જાતિની મૂર્ખતા પૃથ્વી ઉપર જેટલું નુકસાન થયું છે, તેટલું પુરુષ જાતિથી નહિ થયું હોય ! અવિચારિણી અબળાઓએ સમાજની જેટલી ખરાબી કરી છે, તેટલી બીજા કોઇએ નહિ કરી હોય ! અમે પુરુષોની જેટલી દુર્દશા કરીએ છીએ તેટલી દુર્દશા બીજું કોઇ નથી કરતું ! અમારા મોહમાં અમે એમને એવા નચાવીએ છીએ કે તેઓ ઘણી વખત જ્ઞાનશૂન્ય બની જાય છે. હજારોની ઉપર સત્તા ચલાવનારો પુરુષ એની ત્રણ ટકાની બૈરી આગળ ગરીબ ગાય બની રહે છે, એ શું બતાવે છે ? સંસારના સરળ માર્ગમાં અમે કાંટા વેરીએ છીએ. એકનો એક યુવાન દીકરો બે બદામની બાઇડીને રીઝવવા વૃદ્ધ માબાપથી જુદો રહે, એ આ વીસમી સદીના સ્ત્રીયારાજ્યનો શું ઓછો પ્રભાવ છે ? પણ સદ્‌ભાગ્યની વાત છે કે સઘળી સ્ત્રીઓને હજુ આ વિદ્યાની પૂરેપૂરી માહિતી મળી ગઈ નથી; નહિ તો પૃથ્વીમાં ક્યારનોયે અગ્નિ ફેલાઇ ગયો

જ નિર્માણ કરી લાગે છે. આશા દેવીનાં મૃગજળ જેવાં સ્વપ્ન જોઇ હીઝરાયા કરવાનું મારા લલાટે લખાયું છે. હું એ સઘળું સહીશ. મારી ભુલનું-અભિમાનનું એ રીતે પ્રાયશ્ચિત કરીશ. પ્રભુની પાસે હું નિરંતર માગું છું કેઃ હે પ્રભુ ! તું મને ઘોર નરકમાં નાંખજે; પણ પૈસાદારની પુત્રી ન બનાવીશ ! હું ગરીબ માબાપને ઘેર જન્મી હોત તો શું મારી આવી દશા થાત ? લક્ષ્મીનો મદ કેવો અજેય છે ? તેણે આ જગત્‌માં કેવી ખરાબી કરી છે ? પૈસામાં બિલકુલ સુખ નથી. બાપના ઘરની રાજ્યગાદી કરતાં સાસરાંના ઘરની શૂળી સ્ત્રીઓને માટે હજાર દરજ્જે ઉત્તમ છે ! પરણ્યા પછી આજ હું ઘણે વર્ષે સાસરે આવી છું, મને એકવીસમું વર્ષ જાય છે; પણ આજ સુધી મેં સાસરૂં જોયું નહોતું. મારા મનમાં સ્વામીના દર્શનની અભિલાષા કદી થઇ નહોતી. મારા પિતા શ્રીમંત અને સસરા ગરીબ એટલે મને પિતાએ મોકલી પણ નહોતી. લગ્ન થયા પછી એકવાર મને દીવાળીનું આણું કરવા મારા સસરાજી જાતે આવ્યા હતા; પણ મારા ગર્ભશ્રીમંત પિતાએ તેમને કહ્યું હતું કેઃ "તમારા પુત્રને પ્રથમ અર્થોપાર્જન કરતાં શીખવો; પછી લલિતાને તેડી જાઓ. અત્યારે તેને લઇ જઇને શું ખવરાવશો ?' મારા સસરા તેથી ઉદાસ થઇને ચાલ્યા ગયા અને એ વાત મારા સ્વામીના જાણવામાં આવતા તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. પોતાની નિર્ધનાવસ્થાનો તેમને સંપૂર્ણ તિરસ્કાર આવ્યો અને કોઇ પરમુલકમાં જઇ દ્રવ્ય મેળવી લાવવાની ઇચ્છા તેમને દૃઢ થઇ.

મારૂં નામ લલિતા છે, પણ મારામાં સ્ત્રીઓને લાયક લલિત ગુણોની બહુ ખામી છે. મારો સ્વભાવ એ વખતે બહુ વિચિત્ર હતો. પત્ની તરીકેના મારા ધર્મનું મને મુદ્દલ ભાન નહોતું. અજ્ઞાન અને અભિમાનથી મારૂં હૃદય ભરેલું હતું. પ્રણય એટલે શું ? એ તો હું સમજતી જ નહોતી. પતિ-પત્નીના પ્રેમની મને માહિતી નહોતી અને તેથી મારૂં હૃદય ઘણે અંશે કઠોર થઇ ગયું હતું. મારી માતા

તૈયાર છે. પતિપત્નીનો સહવાસ જન્મ—જન્માંતરને માટે સ્થિર થાય છે. હિન્દુ વિવાહસંબંધ ઇશ્વરદત્ત છે–અટલ અને ધર્મની સુદ્રઢ સાંકળોથી તે જકડાયેલો છે. હિંદુ દંપતીનો સંબંધ સાંસારિક નથી, બલ્કે ધાર્મિક છે. હિંદુઓમાં પિતૃઋણથી મુક્ત થવાના હેતુ માટે વિવાહ સંબંધ યોજાએલો છે. એ એક ગંભીર પ્રતિજ્ઞા છે કે જેના વડે સ્ત્રીપુરૂષ અતિ પવિત્ર ભાવથી જીવન પર્યંતને માટે એક બની રહે છે. આ બધું જ્ઞાન મને અત્યારે થયું છે. એ વખતે તો વિવાહ મને શાપ સમાન લાગતો હતો. આકાશમાં વિહરતી પંખિણીને પાંજરામાં પૂરાઇ રહેવું જેમ અપ્રિય લાગે તેમ સ્વામીની સેવા કે સ્વામીની તાબેદારી મને અપ્રિય લાગતી હતી. મારા પિતાએ મને એવું જ શિક્ષણ અપાવ્યું હતું. એક પાદરીની મિશન સ્કૂલમાં હું ભણવા જતી હતી. અને ત્યાં મને હિન્દુ વૈવાહિક નીતિ અને તેથી મળતાં દાંપત્ય સુખનું લેશ પણ જ્ઞાન આપવામાં આવ્યું નહોતું. દેશી ખ્રિસ્તિની અર્ધદગ્ધ છોકરીઓ સાથે હું પશ્ચિમના નકલી સુધારાનું આંધળું અનુકરણ કરતાં શીખી હતી. લાંબી બાંયનાં પોલકાં પહેરવાં, સોનેરી ફ્રેમનાં ચશ્મા ચડાવવાં, હાથે હસ્તીદંતની બંગળ ચુડીને બદલે ચામડાના પટામાં ઘડીઆળ બાંધવી, ઊંચી એડીના બુટ પહેરવા, સધવા–વિધવા ઓળખાય નહિ એવું ઓરશીઆ જેવું કપાળ રાખવું, ગુચ્છા પાડીને વાળ હોળવા, હાથમાં છત્રી લઇને પુરુષોની સભાઓમાં જવું, પાશ્ચાત્ય એટીકેટ સાચવવા સર્વ કોઇની સાથે શેકહેન્ડ કરી હાથ મિલાવવો, વગર પ્રયોજને જ્યાં ને ત્યાં અંગ્રેજી શબ્દો ઉચ્ચારવા અને ફાવે તેમ ચાલવું; એટલું જ હું શીખી હતી. ધર્મ કે નીતિનું મને મુદ્દલ ભાન નહોતું. રીલિજીયન અને મોરાલીટીને હું કેવળ હમ્બગ માનતી હતી. ડાયવોર્સ અને રીમેરેજની હું પક્ષપાતિની હતી. ક્રિશ્ચિયન ધર્મ પાળનારી બાઇઓના સંસર્ગથી મને હિન્દુ તત્ત્વજ્ઞાન અને હિન્દુ-ધર્મ ઉપર તિરસ્કાર આવી ગયો હતો.

હોત અને મારા જેવી અભિમાનિનીને આવો પતિવિરહના દુઃખનો અનુભવ કરવાનો સમય આવ્યો ન હોત !

જગતને જેમ જેમ વધારે વિચારૂં છું, તેમ તેમ સમજાય છે કે તવંગર બનવા કરતાં ગરીબ રહેવામાં વધારે આનંદ છે. શ્રીમંતાઇથી મળતા મોજશોખ કરતાં ગરીબાઇથી મળતાં મીઠાં ફળો વધારે સ્વાદુ હોય છે, એ લેશ પણ ખોટું નથી. કરૂણા સર્વને પાળે છે, લક્ષ્મી નથી પાળતી. ધર્મ અખંડ પ્રકાશ આપે છે, દીવો નથી આપતો. કીર્તિ આનંદ આપે છે, યૌવન નથી આપતું. પુણ્યનાં કર્મો સ્થાયી હોય છે, જીવતર નથી હોતું. જગતનાં મહાભારત શાં શાં ઉધાડું ? એમાં તો અંધકારનાં વાદળ છવાયાં છે. કોઇ વિરલાઓ જ વિશ્વદર્શનની સમાધિ આદરી તેમાંથી બ્રહ્માંડના પરમ ભેદ ઉકેલી શકે છે. અંધકાર જીતવા પછી એમને શા માટે અઘરા હોય ? અમરાવતી શાં સુખડાં તેઓ અહીં જ ભોગવી શકે છે. નથી સ્પર્શતા તેમને સંસારના ઝેરી વાયુ કે નથી નડતાં તેમને વાસનાનાં બંધનો. વિશ્વના છુપા ભેદ તેઓ શોધે છે અને અક્ષયઝરણી પ્રકૃતિ માતાની અમૃત ધારામાં તેઓ વિલસે છે. ઉર ઉરનાં અંધારાં તો વાસના-ભુખ્યા સંસારીઓ માટે છે. અધુરા આત્માઓ અનંતની મઝા કયાંથી જાણી શકે ? ભવસાગરમાં માનવ નાવ ડોલી રહ્યાં છે, તોફાન કયારે શમશે, તે કોઇ કહી શકતું નથી. પ્રભો ! તને પ્રાર્થના કરૂં છું કે તું મારા હૃદયનું દારિદ્ર દૂર કર.

કહેવાય છે કે તાપથી તાપનું, વિષથી વિષનું, શીતથી શીતનું અને કામથી કામનું દમન થાય છે. મારા અભિમાનનું દમન મારા સ્વામીના પુરુષોચિત સ્વાભિમાને પૂરેપૂરૂં કરી દીધું છે. કુદરતની વિરૂદ્ધના કાર્યને કુદરત પોતે દંડ દે છે. પ્રકૃતિને કોઇ ઠગી શકતું નથી. હિન્દુ દંપતીનો સંબંધ ઇશ્વરીય કાર્ય મનાય છે. પતિને વિશ્વાસ છે કે સૃષ્ટિકર્તાએ તેની પત્નીને તેને માટે ઉત્પન્ન કરી છે, અને પત્નીને પ્રતીતિ છે કે પતિ તેને માટે સર્વ કાંઇ સાહસ ખેડવા

તેથી વધતો જતો હતો અને પરિણામે હું મારા સ્ત્રીત્વના આદર્શને ભુલતી જતી હતી.

એક દિવસ મારા એ મિથ્યાભિમાનનો અંત આવ્યો. મારી નિશાળની, કૉલેજની, ક્લબની સખી મિસ મરિયમ મારે ઘેર આવી અને અમે ચ્હા પી ગાડી જોડાવી બ્હાર ફરવા નીકળ્યાં. આજે પાલવા કે ચોપાટી–વાલકેશ્વર ન જતાં મરિયમે કામાંટીપુરા તરફ ગાડી હંકાવી. એક ઠેકાણે તેણે ગાડીને ઉભી રાખવાની આજ્ઞા કરી અને અમે તેમાંથી નીચે ઉતર્યાં. એ લત્તો એટલો ગંદો અને ખરાબ હતો કે મને એ જોઇને શરીરમાં કંપ છૂટયો. મરિયમ મને સાથે લઇને એક માળામાં ચડી. ખરે બપોરે ત્યાં અજવાળાનું નામ નહોતું. પ્રત્યેક ઓરડી શ્રીમંતોના ઘરના પાયખાના જેવડી હતી ! એ જોતાં જ મેં મરિયમને પૂછ્યું: 'મરિયમ, આ કેદખાનામાં રહેનારાં માણસો કેવાં જંગલી હશે ?

મરિયમ તરત બોલી ઉઠી: 'ખબરદાર! એ લોકોને જંગલી કહેતાં પહેલાં સંપૂર્ણ વિચાર કરજે. તારા જેવાં શ્રીમંતોએ જ એ લોકોની આવી હાલત કરી છે. આ ઓરડીમાં રહેનારાં માણસો ગરીબ છે. તેઓ મિલોમાં મજુરી કરે છે, ગોદીમાં કામ કરે છે, સ્ટેશનો ઉપર સામાન ઉંચકે છે. ખટારાઓ હાકે છે અને શ્રીમંતોને સગવડ રૂપ થાય છે. સો કુટુંબો ગરીબ થાય છે ત્યારે જ એક કુટુંબ શ્રીમંત થઇ શકે છે; છતાં ગાડીઓમાં ને મોટરોમાં ફરનારા તવંગરોને એ વાતનો ખ્યાલ આવતો નથી. આટલી નાની ઓરડીમાં આ લોકો ખાય છે, સૂએ છે અને રહે છે. ઘરનાં વડિલોની કે મોટાં છોકરાંઓની મર્યાદા આ ઓરડીઓમાં શું સચવાતી હશે ? આ ચાલીઓના માલિકો પૂનાની ઘોડાની સરતોમાં હજારો રૂપિયાનું પાણી કરે છે; પણ આ ઓરડીઓમાં સુધારા કરતા નથી. અમે ક્રિશ્ચિયન મિશનરીઓ આવાં સ્થળોમાં ફરીએ છીએ અને ગરીબોની યથાશક્તિ સેવા કરીએ છીએ. આ ગરીબો પણ પ્રભુનાં બાળકો છે.

તમે હિન્દુ લોકો લગ્નમાં વરઘોડાઓ કાઢી, નાચ મુજરા કરાવી હજારોની હોળી કરો છો. ઠાકોરજીને રાજભોગ આપી પૈસા ઉડાવો છો. મરણ પરણના નાતવરાઓ કરી દ્રવ્ય ખરચો છો, શ્રીનાથજી અને મથુરાંજીની જાત્રામાં ધનની રેલ ચલાવો છો અને મોજશોખમાં યથેચ્છ નાણું વાપરો છો; પણ આવી જનસેવા પાછળ એક પાઇ પણ વાપરતા નથી, આ તમારી કેવી ગંભીર ભુલ છે ? '

મરિયમના એ શબ્દોથી હું તો સ્તબ્ધજ બની ગઇ. અમે એ ચાલીમાં આગળ વધ્યાં. એક ઓરડીમાં એક પુરુષ ફાટેલી કાળી ગોદડી ઉપર તાવે પડયો પડયો હાંફતો હતો. તેની બાવીસેક વર્ષની સ્ત્રી અર્ધ નગ્નાવસ્થામાં પોતાનાં ચાર બાળકોને લઇ બેઠી હતી. એ છોકરાંઓ નાગાં–ઉઘાડાં અને આખા શરીરે ખસવાળાં હતાં. પોતાની જનેતાને તે ' ખાવા આપ, ખાવા આપ. ' કહી પજવી રહ્યાં હતાં. સૌથી નાનું દોઢેક વર્ષનું બાળક ધાવણું હોઇ તેની માનાં સૂકાં ચામડાંને ચૂસતું હતું. એ બાઇ પાંચમીવારની સગર્ભા હતી અને ત્રણેક માસ ચડયા હતા. મરિયમે તેના સમાચાર પૂછ્યા અને પોતાના ખીસ્સામાંથી પાંચ રૂપિયા એ બાઇને આપ્યા. મેં એ જોઇ મરિયમને પૂછ્યું: ' બ્હેન ! આ લોકો અનાથાશ્રમમાં શામાટે નથી જતાં ? '

મારા એ પ્રશ્નનો જવાબ મરિયમને બદલે એ સ્ત્રીએ જ આપ્યો: ' બાઇ સાહેબ ! અમે કયાં જઇએ ? અનાથાશ્રમમાં અમારી પાસે વગ કે ભલામણની ચિઠ્ઠી માગે છે, અમે તે કયાંથી લાવીએ ? આ મારો ધણી મિલમાં જતો હતો, તે પંદર દિવસથી તાવે પડયો છે. હું એને લઇ ધર્માદા દવાખાનામાં ગઇ; પણ ત્યાં અમને કોઇએ આશ્રય આપ્યો નહિ. કોઇના મનમાં પ્રભુ વસ્યો નહિ. નામ ધર્માદા દવાખાનું છે; પણ પટાવાળાઓ, કંપાઉન્ડરો, ડાકટરો, નર્સો વગેરે બધાં લાંચ લઇ કામ કરનારાં છે. જો તેમને છાની રીતે મનમાની દક્ષિણા આપીએ તો દવા કરે, નહિ તો પડયાં પડયાં સડીને મરી જઇએ તોય કોઇ ભાવ પૂછે નહિ. અરેરે ! અમારી ગરીબોની આંત-

રડી બાળતાં એમનો જીવ કેમ ચાલતો હશે ? પરમેશ્વરને નામે એમને જરાયે દયા નહિ આવતી હોય ? જ્યાં પ્રેમ છે ત્યાં જ પ્રભુ છે. દિવસમાં ચાર ચાર વાર મંદિરે જાઓ અને મોટાં ટીલાં-ટપકાં કરો તેથી શું વળે ? અમારી ગરીબોની આંતરડી ઠારો તો જ પ્રભુ રાજી થાય !'

મને એ બાઈના શબ્દો બહુ અસરકારક લાગ્યા. મરિયમ મારા હૃદયનો ભાવ સમજી બોલી ઉઠી: 'લલિતા ! આ લોકોની આવી હાલત માટે સમાજ સંપૂર્ણ જવાબદાર છે. કેળવણી, સાધન, સગવડના અભાવે આ ગરીબ માણસો નીતિભ્રષ્ટ થાય તેનું પાપ સમાજને માથે છે. શ્રીમંતોએ આ લોકો માટે દવાખાનાં, ઉદ્યોગશાળાઓ, નિશાળો, સેનેટેરીયમો, વાંચનાલયો સ્થાપવાં જોઇએ અને તેમના સહવાસમાં આવવું જોઇએ. તેમના તરફ લાગણી ઉત્પન્ન કરવા માટે આવાં સ્થાનોની હંમેશ મુલાકાત લેવી જોઇએ. બ્હેન ! આ લોકોને બોલાવીએ, તેમના પ્રત્યે સમભાવ રાખીએ, તેમને કેળવીએ ગરીબની જોડે ગરીબ બનીએ, એમને સુધારવા યત્ન કરીએ અને એમની સાથે સાદાં પ્રેમભર્યાં વાકયોથી વાતો કરીએ; તો તેઓ સમાજની એક કિંમતી મિલકત થઇ શકે તેમ છે. પેટને અર્થે તેઓ ઘણી વખત હલકાં કામ કરે છે અને ગુન્હેગાર બની કેદમાં જાય છે. કેદમાંથી છૂટેલાંઓનો સમાજ તિરસ્કાર કરી તેમને વધારે બગાડે છે, અને એ રીતે અનર્થની પરંપરા પ્રતિદિન વધતી જાય છે. મેગેસ્થનીસે જે દેશનાં પેટભરીને વખાણ કર્યાં છે, તે દેશમાં આટલી બધી ચોરીઓ, આટલાં બધાં ખૂન, આટલો બધો જુગાર અને આટલો બધો વ્યભિચાર શા માટે ? લોકોને જીવનક્રમ બદલાયો છે. ઉપજ કરતાં ખર્ચ વધ્યાં છે. સાધનો ઓછાં થયાં છે અને જરૂરીઆતો વધી પડી છે. ગરીબાઇ, અજ્ઞાનતા અને વહેમના પમળમાં અનેક કુટુંબો અથડાય છે. સમાજ આ પ્રશ્ન ક્યારે હાથમાં લેશે ?'

મરિયમનું એ ભાષણ સાંભળી મારાં હૃદયચક્ષુ ઉઘડી ગયાં. મેં કહ્યું: 'મરિયમ! તમે મને આજ એક અમૂલ્ય બોધ આપ્યો છે, મારા હૃદયનો મિથ્યા અહંકાર અત્યારથી ચાલ્યો ગયો છે. સમાજ-સેવા અને દેશસેવાનો આજથી એક નવો માર્ગ મને મળી ગયો છે. હું તમારા મિશનરીઓ સાથે રહીને તમારૂં અંધ અનુકરણ કરતાં શીખી છું; પણ મેં તમારા સારા ગુણો તરફ કદી લક્ષ્ય આપ્યું નથી. આજે તેં મને ભગવાન ઇસુખ્રિસ્તના સાચા ભક્તોનું ભાન કરાવ્યું છે. આગ લાગો આ લાંબી બાંયનાં પોલકામાં અને આ ડ્રેસમાં, મારા દેશમાં આટલાં બધાં મારાં ભાંડુઓ પીડાય અને શું હું તે જોઇ રહું? મરિયમ! તારો ઉપકાર માનું છું. આજથી જન સેવાની દિક્ષા તેં મને આપી છે. હું પ્રતિજ્ઞા કરૂં છું કે મારાથી આ ગરીબોની સ્થિતિ જેટલી સુધરશે તેટલી સુધારવા પ્રયત્ન કરીશ.'

અમે તે દિવસ ગાડી જોડાવી ત્યાંથી પાછાં આવ્યાં. મરિયમ પોતાને ઘેર ચાલી ગઇ. અને હું મારો ભવિષ્યનો કાર્યક્રમ ગોઠવવા લાગી. પ્રથમ મને મારો સંસાર શૂન્ય જણાયો. પ્રભુતામાં પગલાં ભરવાં એ પરણવાનો ખરો આદેશ છે એમ હું સમજી અને મને મારા સ્વામીનું એકદમ સ્મરણ થયું. 'મારી મોહગ્રં'થી ગળી ગઈ. મારૂં અજ્ઞાન–અભિમાન ટળી ગયું. દેહના સ્થૂળ ભાવ ઘટી ગયા અને મને સ્વામીની કિંકરી બનવાનો અભિલાષ જન્મ્યો. સેવાવ્રત સ્વીકારી સેવાભગિની બનવામાં મને સ્વામીના સહચારની કિંમત થઇ. પતિ વિનાનું જીવન નિરર્થક લાગવા માંડયું. પ્રથમ સ્વામીસેવા પછી કુટુંબસેવા અને છેલ્લે સમાજસેવા કરવાનો મેં સંકલ્પ કર્યો. આત્મબળ ઓળખવામાં–જાગૃત કરવામાં અને વિકસાવવામાં જ મનુ-ષ્યનું મનુષ્યત્વ છે, એ સમજી જતાં મને વાર લાગી નહિ. સાચી સેવા કશાપણ દંભ કે આડંબર વિનાની હોય છે અને આત્મસંતોષ જ તેનું ફળ હોય છે; એમ મેં એક મહાપુરુષના ઉપદેશમાંથી જાણી લીધું. સહસા મને દાંપત્ય જીવનના ગાંભીર્ય અને મહત્ત્વનો ખ્યાલ

આવી ગયો. મેં તે દિવસથી આજ સુધીમાં રાગ રંગ સઘળા તજી દીધા છે. સ્વામીના નામની માળા એક સરખી જપવા માંડી છે. મારે એમનું નામ લેવાની અનેક વખત જરૂર પડે છે; પણ મારે એમને શું કહીને બોલાવવા તે હું સમજી શકતી નથી. પ્રાણનાથ, પ્રાણકાન્ત, પ્રાણપતિ, પ્રાણજીવન, પ્રાણેશ્વર, પ્રાણપ્રિય, પ્રાણાધિક, પ્રાણધન, પ્રાણપ્રભુ વગેરે પ્રાણાદિ શબ્દોની રેલ ચલાવું છું તો કંટાળો આવે છે! સ્વામી, પતિ, સખા વગેરે શબ્દો વાપરૂં છું તો મનમાં ક્ષોભ થાય છે. ભાયડો, ધણી, મર્દ, માટીડો વગેરે શબ્દો મને ગામડીઆ લાગે છે. ત્યારે મારે હવે કરવું કેમ? હું તો એક મોટા ધર્મસંકટમાં પડી ગઇ છું. આ સંસારમાં જે મારા આ સર્વથી પ્રિય સંબોધનના પાત્ર છે, તેમને બોલાવવા માટે મને આ દેશની ભાષામાંનો કોઇ સરળ શબ્દ હાથ લાગતો નથી. મેં તેમને થોડા દિવસ ઉપર એક પત્ર લખ્યો હતો. મને તેનો ઘણો સંતોષજનક જવાબ મળી ગયો છે. તેઓ અમેરિકાથી હવે ઘણી ઉતાવળે ઘેર આવવા તત્પર થયા છે. હું હંમેશ તેમની છબીનું ધ્યાન ધરૂં છું અને શોકભારથી દબાએલા મારા હૃદયને તેના વડે કાંઇક હલકું કરૂં છું. એક અભિમાનિની અબળાના ગર્વનું એથી અધિક બીજું શું પ્રાયશ્ચિત હોઇ શકે?

# ગંગા

જે જન્મ્યું તે જરૂર આ જગમાંથી જાશે,
ના વિશ્વનો ક્રમ વિપર્યય કોઈદિ થાશે.
શાને પછી હૃદયખેદ ધરી રહેવું ?
કર્મે લખેલ વિધિ પ્રેરિત દુઃખ સ્હેવું.

'આ, તમે બધાં બહાર જાઓ. મારે ડાક્ટર સાથે થોડી વાત કરવાની છે...'

ઘરનાં બધાં માણસો બહાર ચાલ્યાં ગયાં. હું મારા મનમાં વિચાર કરતો હતો કેઃ આ મરણને કાંઠે પહોંચી ગએલી બીમાર બાઇને મારી સાથે એકાંતમાં શી વાતચીત કરવાની હશે ?

'ડાક્ટર સાહેબ!' તે બાઇ બોલવા લાગીઃ 'મેં આપને ઘણી તસ્દી આપી છે. આજે આખો દિવસ તમને ઘેર જવા દીધા નથી. કેવળ નાડીપરીક્ષા કરાવવા માટે જ મેં આપને આ તસ્દી નથી આપી; પણ મારે કેટલીક હકીકત આપને કહેવાની છે. આજે હું હંમેશને માટે આ સંસારમાંથી વિદાય થાઉં છું. મારા જેવી ભાગ્યવતી આજે કોણ છે? પ્રભુ દયાળુ છે. તે પતિવ્રતાના મનની આશા પૂરી કર્યા વિના રહેતા નથી.'

મેં તે યુવતી તરફ જોયું. કાંઇક પરિચિતતાનો આછો ભાસ થવા લાગ્યો; પણ મારા સ્મરણપટ ઉપર કાંઇ આવ્યું નહિ. તે બાઇએ ચારે તરફ નજર ફેરવી આગળ ચલાવ્યું:–

'ડાક્ટર સાહેબ! મારા જીવનની થોડી વાત મારે આપને કહેવી છે. તમને આશ્ચર્ય થશે કે દર્દીના રોગની હકીકત કહેવાને બદલે તેના જીવનની હકીકત શા માટે કહેવામાં આવે છે? પણ મારા રોગની હકીકત મારી જીવનકથા સાથે જોડાએલી છે. તેથી મારા રોગનું ખરૂં કારણ જાણ્યા વિના કેવળ દવાઓના ડોઝ આપવાથી મને ફાયદો થનાર નથી. કૃપા કરી સાવધાનતાથી મારી વાત સાંભળો.

હું જન્મથી જ દુઃખી છું. મારી માતાએ અપાર સંકટ વેઠી બાળપણમાં મને લાડથી ઉછેરી હતી. હું મારી માતાની એકની એક જ પુત્રી હતી. મારો જન્મ ગરીબ ઘરમાં થયો હતો; છતાં મારી ઇચ્છાઓ પૂરવામાં લેશ પણ કચાશ રાખવામાં આવતી નહોતી. મારે એ માતા અને મોટી માતા સિવાય આ સંસારમાં અન્ય કોઇ નહોતું. અત્યારે તો મારી મા નથી. બાળપણમાં તે મારા ઉપર બહુ વહાલ રાખતી હતી. સાંભળવા પ્રમાણે હું બહુ રૂપાળી હતી. મારી પાડોશણો એ વખતે કહેતી કે આ કન્યાનાં લગ્ન માટે બહુ પૈસા નહિ આપવા પડે.

હું ચૌદ વરસની થઇ ત્યાં સુધી મારૂં લગ્ન થયું નહિ; તેથી હું શરમની મારી ઘર બહાર નીકળી શકતી નહોતી. મારી બાને મારા માટે અપાર ચિંતા થતી હતી. જનેતાને દુઃખનું કારણ થઇ પડવા બદલ મને ખેદ થતો હતો. હું હંમેશ પ્રભુને પ્રાર્થના કરતી હતી; પરંતુ યમરાજાએ પણ મારી પ્રાર્થના સાંભળી નહિ. જો હું એ સમયે મરી ગઇ હોત તો કોઇને કશી પીડા થાત નહિ; પરંતુ મારા ટુંકા ભાગ્યમાં મૃત્યુસુખ પણ લખાએલું નહોતું. મારા કર્મે મૃત્યુ આવ્યું નહિ પણ લગ્ન આવ્યું.

મારા સ્વામી બહુ રૂટડા હતા, મુંબઇની મેડિકલ કૉલેજમાં

ભણુતા હતા. તેમને ચાર હજાર રૂપીઆ રોકડા આપવાનું નક્કી કર્યું હતું. લગ્નની વાતથી મને બહુ આનંદ થયો હતો; પરંતુ જ્યારે મારી બાએ ચાર હજાર રૂપીઆ એકઠા કરવા માટે ઘરમાંનું રાચરચીલું વેચવા માંડયું, ત્યારે મને બહુ અફસોસ થયો. મેં માતાને કહ્યું:— ' તું તારો નિર્વાહ પછી શી રીતે ચલાવીશ ?—'

' પ્રભુ પૂરું કરશે ! ભલે હું ભુખે મરી જાઉં ! મને જમાઈ ઘણો સારો મળ્યો છે. મારી ચિંતા તું ન કરીશ...'

મને એ વખતે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારે માથે આટલું બધું દુઃખ પડશે ! મારા લગ્ન પહેલાં ઘરમાં ખાતર પડયું અને ચોર લોકો પૈસા, લુગડાં, વાસણ વગેરે તમામ ચોરી ગયા. મેં અને મારી મોટી બાએ પુષ્કળ આક્રંદ કર્યું; પણ મારી જનેતા નિરાશ થઇ નહીં. અમે જે ઘરમાં રહેતાં હતાં, તે વેચી દઇ એક હજાર રૂપીઆ તેણે મેળવ્યા. મારા પાડોશીઓએ તેને સલાહ આપી કે હાલ આટલા પૈસા વરના બાપને આપી મનાવી લેશું. આથી તત્કાળ લગ્નનું મુહૂર્ત લેવાયું. જાન આવી. મારા સસરાએ લગ્ન પહેલા જ ચાર હજાર રૂપીઆની માગણી કરી. મારી માતાએ હજાર રૂપીઆ આપી રડતાં રડતાં પોતાના કમનસીબની સઘળી કથની કહી સંભળાવી; પણ તેમને દયા આવી નહિ. મારાં સગાંવહાલાં અને પાડોશીઓ વિનયપૂર્વક મારા સસરાને સમજાવવા લાગ્યાં; પણ તેઓ એકના બે ન થયા. તેમણે જાન પાછી લઇ જવાનો નિશ્ચય કર્યો. આખા ગામમાં એ વાત જાહેર થઇ ગઇ. ગામમાંથી જાન પાછી જાય એ ઠીક નહિ. એમ ગણી બધા માણસોએ તેમને ધમકાવ્યા. આખરે મને મંડપમાં બેસાડવામાં આવી. મારૂં લગ્ન સારા કે ખોટા મુહૂર્તમાં થયું તે હું કહી શકતી નથી; પણ એ લગ્નથી મારે બહુ દુઃખ સહન કરવું પડયું છે.

હું મારે સાસરે આવી. સસરાજીનો અને સ્વામીનો ક્રોધ ખુબ વધી પડયો હતો. મેં પતિના ચરણે પડી ઘણી ઘણી રીતે ક્ષમા

માગી; પણ તેમણે ગુસ્સે થઇને મને કહ્યું કેઃ 'તારી માતાના કપટનું ફળ હવે તારે ભોગવવું પડશે.'

મારૂં શરીર એ સાંભળી કંપવા લાગ્યું. મેં આખી રાત ત્યાં રડી રડીને કાઢી અને તે જ દિવસથી મારા દુઃખમય જીવનની શરૂઆત થઇ. મારા આંખનાં આંસુ આજ સુધી કદી સૂકાયાં નથી. મને તત્કાળ મારી મા પાસે મોકલવામાં આવી અને પછી મારા સસરા કે સ્વામીએ મારા કદી ખબર સુદ્ધાં લીધા નહિ! મારા પતિ ઉપર મેં ઘણા કાગળો લખ્યા; પણ તે સર્વ પાછા આવ્યા. મેં જીવનમાં રાતદહાડો રૂદન જ કર્યા કર્યું છે; પણ વિધાતાના મનમાં કદી દયા આવી નથી. એક વખત મારી માતા મને તેડીને મારા સ્વામીને ઘેર લઇ ગઇ હતી; પણ મારા સસરાએ અમને ઘરમાં જ પેસવા દીધાં નહોતાં. અમે બીજે સ્થળે ઉતર્યાં અને મારા સ્વામીને એકાંતમાં મળી તેમના ચરણમાં પડી મેં ખુબ રૂદન કર્યું; પણ તેમણે કહ્યું કેઃ–' જે ચાર હજાર રૂપીઆનું નક્કી થયું છે; તે મારા પિતાજીને આપ્યા સિવાય કાંઇ થઇ શકશે નહિ.'

થયું. મારી આશા સદાને માટે લુપ્ત થઇ ગઇ. થોડા દિવસ પછી અકસ્માત્ મારી માતાનું મૃત્યુ થયું અને હું અપાર દુઃખમાં આવી પડી. મરતાં મરતાં મારી માતાએ મને પાસે બોલાવીને કહ્યું કેઃ 'ગંગા! મારી જિંદગીનો વીમો પાંચ હજાર રૂપીઆનો તારા પિતાએ તેમની જિંદગીમાં જ બધું પ્રિમિયમ ભરીને ઉતરાવી

દવાખાનું ચલાવતા હતા. આશાના દોરે ખેંચાઇને હું મારી માતાને લઇ અહીં આવી. તેમણે બીજીવાર લગ્ન કર્યું છે ને નવી વહુની સાથે સુખપૂર્વક રહે છે, એ જાણતાં મારા મનની આશા મનમાં જ રહી ગઇ. તેમના દાંપત્યસુખમાં મારી હાજરીથી અડચણ થશે, એ ભયથી હું જાહેર થઇ નહિ; પણ તે જ દિવસથી મારા આ તાવની શરૂઆત થઇ છે.......'

અત્યારસુધી હું તેની વાત સાંભળી રહ્યો હતો. મારા મનમાં તેથી કંઇ કંઇ વિચારો ઉઠતા હતા, પણ તેના હૃદયને આઘાત પહોંચશે એમ ધારી મેં તેને બોલવા દીધી. તેની વાત સમાપ્ત થતાં મેં કહ્યું: ગંગા! માણસના સુખદુઃખમાં ઇશ્વરી સંકેત અવશ્ય હોય છે. પ્રારબ્ધના લખ કોઇ મિથ્યા કરતું નથી. આપણે સૌ મહાકાળનાં પુતળાં છીએ. તને તજી દેનાર હું જ તારો પતિ છું. વરવિક્રયની સામાજિક રૂઢિએ તારા જીવનની આવી પાયમાલી કરી છે. મને ક્ષમા કર. હું તે દિવસે આવું સમજતો નહોતો.

'પણ અત્યારેય તમે સમજ્યા એ હું મારું અહોભાગ્ય ગણું છું. હિન્દુ નારીને મૃત્યુ વખતે પણ સ્વામીની પ્રસન્નતા મળે એ શું થોડો લાભ છે?—'

તેણે ઓશીકા નીચેથી ચાર હજાર રૂપીઆની નોટો કાઢી મારા પગ આગળ મૂકી ને બે હાથ જોડી કહ્યું: 'આટલો સમય વીત્યા પછી હું ઋણ ચુકવી શકી અને આપને સ્વામી કહેવાનો અધિકાર મળ્યો, એ મારું સદ્‌ભાગ્ય છે. પ્રાણનાથ! આ જન્મમાં તો તમને મેળવી શકી નથી, પણ આવતા જન્મમાં તમને મેળવું, એટલી અંતિમ ઇચ્છા લઇ હું જાઉં છું......'

તે બેભાન બની ગઇ. એની નાડી છેક મંદ પડી હતી. ડોક્ટરી ઉપચાર વ્યર્થ હતા. ૭ કલાક પછી તેણે પોતાની આંખો સદાને માટે બંધ કરી! રૂઢિના ખપ્પરમાં એક નિર્દોષ આત્મા હણાઇ ગયો! જુના રિવાજની ચિતામાં એક જીવંત આહુતિ પડી ગઇ!!

૧૭

# મુ ક્તા ગૌ રી

ગુજરાત પ્રાંતમાં આનંદપુર નામના નાના ગામડામાં એક બ્રાહ્મણને ઘેર હું જન્મી હતી. મારા પિતાનો ધંધો ગોરપણાનો હતો. એ ગામમાં તથા તેની આસપાસનાં ગામડાંઓમાં મારા પિતાના એટલા યજમાનો હતા કે કોઇ વાતની ખામી નહોતી. અમારો નિર્વાહ એથી સારી રીતે થયા કરતો હતો. જો કે અમે બહુ મોટાં શ્રીમંત તો નહોતાં; પરંતુ છેક નિર્ધન પણ નહોતાં. અમારે રહેવા માટે જેમ નાનીશી ઓરડી નહોતી; તેમ બહુ મોટો બંગલો પણ નહોતો. જે ઘરમાં મારાં માતાપિતા રહેતાં હતાં તે એક સાધારણ પણ સુંદર મકાન હતું. ઘરમાં ગાયો વગેરે બેચાર ઢોર હતાં. બહાર ખેતીવાડીની જમીન પણ હતી. હું મારા પિતાને એકની એક પુત્રી હતી, તેથી પિતાજીની જે કાંઇ સંપત્તિ હતી, તેની હું જ એક અધિકારિણી હતી; પરંતુ જે જેના ભાગ્યમાં હોય છે તે થયા કરે છે. ખરું છે કે લલાટમાં લખ્યું હોય તે કોઇ મિથ્યા કરતું નથી. નામ તો મારું મુક્તાગૌરી હતું; પણ મારા માતપિતા લાડમાં મને કાત્યાયની કહી બોલાવતાં હતાં.

જ્યારે મારી નવ વર્ષની ઉમ્મર થઇ ત્યારે નાતરી પ્રમાણે મારા પિતાજીએ મારૂં લગ્ન તો કરી દીધું; પરંતુ મારા ભાગ્યમાં તેનું કાંઇ પણ સુખ લખાએલું નહોતું, તેથી એક વર્ષની અંદર જ હું વિધવા થઇ ગઇ. મારા શ્વાસરામાં જે કાંઇ રડવા કૂટવાનું થયું હશે, તે તો હું નથી જાણતી; પણ મારા પિતા તો રડીને છાતી કૂટતા બેહોશ બની ગયા હતા! માતા વારંવાર મને પોતાના હૃદય સાથે લગાવતી અને પોતાની છાતી કૂટી પછાડો ખાતી. વળી ભિન્ન ભિન્ન પ્રકારના કરુણામય શબ્દોથી તે વિલાપ કરતી હતી કે જેનાથી સાંભળનારાઓનાં હૃદય પણ ફાટી જતાં હતાં. હું માને રોતી જોઇ રડતી હતી; પરંતુ એ નહોતી જાણતી કે હું શા માટે રડું છું? મને મારા પતિનું કાંઇ પણ ધ્યાન નહોતું; કેમકે હું એ પણ નહોતી જાણતી કે પતિની સાથે મારો શો સંબંધ હતો?

ત્રણ ચાર વર્ષ એ પ્રમાણે વીતિ ગયાં. કાળના પ્રવાહને વહેતાં શી વાર લાગે? ગુજરાતનો રિવાજ છે કે વિધવા સ્ત્રીઓ આખા દિવસમાં એક જ વખત જમે. ઘી દૂધ જેવા પૌષ્ટિક પદાર્થો તે ખાતી નથી, સારી સારી કિનારીવાળી સાડીઓ તે પહેરતી નથી, માથા ઉપર વાળ રાખતી નથી, કોઇ રીતે શરીરને શણગારતી નથી. એકાદશીનો નિર્જળો ઉપવાસ તેને કરવો પડે છે અને અનેક રીતે દેહદમનના પ્રયોગ સાધવા પડે છે. મારાં માતા પિતાને હું ખોટની હોવાથી મારે એવો રંડાપો ગાળવો પડયો નહોતો. જે રીતે હું કુમારિકા અવસ્થામાં તથા પરિણિતાવસ્થામાં રહેતી હતી, તે જ રીતે હું વિધવા થવા છતાં માતા મને રાખતી હતી અને આડોશીપાડોશીની સ્ત્રીઓને સંભળાવવા માટે તે કહ્યા કરતી હતી કેઃ 'હજુ મારી દીકરીને દૂધીઆ દાંત પણ પડયા નથી! તેણે સંસારનું હજુ શું સુખ જોયું છે? નથી કાંઇ ખાધું પીધું, નથી કાંઇ પહેર્યું ઓઢયું! જ્યાંસુધી હું છતું છું ત્યાંસુધી તો ખાય–પહેરેઃ પછી જે એના ભાગ્યમાં લખ્યું હશે તે થશે!'

પરંતુ જેમ જેમ મારી ઉમ્મર વધવા લાગી અને જેમ જેમ હૃદયચક્ષુ ઉઘડવા લાગ્યાં; તેમ તેમ હું સૌભાગ્યવતી સ્ત્રીઓ પ્રમાણે પહેરવા ઓઢવાનું છોડીને વિધવાનો વેષ ધારણ કરવા લાગી. દિવસે દિવસે બીજના ચંદ્રમા પ્રમાણે મારૂં યૌવન વિકસતું જતું હતું. પડોશની સ્ત્રીઓ ઇર્ષ્યાની નજરથી જોતી હતી અને વૃદ્ધાઓ કરુણાની દૃષ્ટિથી મારી અવસ્થા ઉપર ખેદ કરતી હતી. જ્યારે હું ઘરથી બહાર નીકળતી હતી, ત્યારે શું પુરુષો કે શું સ્ત્રીઓ સર્વે કોઇ ચકિત થઇ મારી તરફ જોયા કરતાં. કોઇ કહેતું કે: 'આવી સુંદર સ્ત્રી આખા ગુજરાતમાં કોઇ નથી!' પરંતુ હું મારા મનમાં વિચાર કરતી કે શું હું ખરેખર એટલી બધી સુંદર છું? દેશમાં ન જાણે મારાથી કેટલીએ સુંદર યુવતીઓ પડી હશે; પરંતુ જ્યારે મારી બાર વર્ષની ઉમ્મર થઇ, જ્યારે મારા અંગમાંથી યૌવનની છટા ફૂટી નીકળવા લાગી; ત્યારે મેં વિચાર્યું કે ખરેખર મારામાં ઘણું સૌન્દર્ય છે. જ્યારે મેં જોયું કે ગામના અનેક લોકો મને જોવા માટે તથા મારી સાથે બોલવા માટે વ્યાકુળ રહે છે, ત્યારે મને સમજણ આવી કે ખરેખર હું બહુ સુન્દર છું. એ વખતે હું શણુગાર સજી, બનીઠની બહાર નીકળી બીજાઓને મારૂં સૌન્દર્ય દેખાડવા ચાહતી હતી. ઇચ્છા ન હોય તો પણ કેટલીક વખત દેવદર્શન નિમિત્તે બહાર જતી હતી. મારાં માતપિતા મારા હૃદયનો એ ભાવ ધીમે ધીમે સમજી ગયાં અને પરસ્પર વિચાર કરવા લાગ્યાં કે છોકરીને હવે બહાર ફરતી અટકાવવી જોઇએ. જો હવે વધારે દિવસ તેની આવી વર્ત્તણુક રહેશે તો કોઇ પણ દિવસે તે આપણા કુળમાં કલંક લગાડશે. તેમણે લાંબો વિચાર કરી નિશ્ચય કર્યો કે મને સાથે લઇ તીર્થયાત્રા કરવા જવું. કોઇ તીર્થમાં જઇ મારૂં શિર મુંડાવી ધોળું છાયલ પહેરાવવું. એક દિવસ અમે સૌ ઘર બહાર નીકળ્યાં. એ વખતે કાશી માત્ર બે દિવસનો રસ્તો નહોતો. તે વખતે એવી સગવડ નહોતી કે સ્ટેશન ઉપર જઇ ટિકીટ લઇ એક

દિવસમાં કાશી પહોંચી જવાય ! એ વખતે જો કોઇ કાશી જવા ઇચ્છતું તો તેને મહિના અગાઉથી તૈયારીઓ કરવી પડતી હતી. ગામનાં કેટલાંક માણસો ભેગાં થઇ એક મહિના સુધી અથવા કોઇ વખત તેથી પણ અધિક દિવસો સુધી રસ્તાનાં અનેક કષ્ટો સહન કરતાં કરતાં બહુ દિવસે કાશી પહોંચતાં હતાં.

અમારો સાથ લગભગ ૫૦૦ યાત્રાળુઓનો હતો. મેં જોયું કે એ સર્વ યાત્રાળુઓમાં તરુણ પુરુષ એક પણ નહોતો. જે કોઇ હતાં તે સર્વ વૃદ્ધ અને આધેડ હતાં, પરંતુ તે સર્વની નજર મારા ઉપર જ રહ્યા કરતી હતી અને સર્વના મોઢામાંથી આવા જ શબ્દો નીકળતા હતા કે: ‘અરે, રામરામ ! આવી સુંદર છોકરી વિધવા થઇ ગઇ !’

હું મારા મનમાં ને મનમાં કહેતી કે ખરેખર મારા જેવી સુંદર સ્ત્રી કોઇ પણ નથી ! ધીમે ધીમે એવા વિચારોથી મને મારા સૌન્દર્યનું ઘણું અભિમાન ઉત્પન્ન થયું. હું મારા ઘમંડથી કોઇની સાથે વાત પણ કરતી નહોતી. સર્વને મારાથી નીચાં સમજતી હતી. મારા મનમાં ગમે તેમ હતું; પરંતુ જેઓ વૃદ્ધ કે ઉતરતી તરૂણાવસ્થાના પુરુષો હતા, તેઓ મારી સાથે વાતચીત કરવા ચાહતા હતા. હું એમના હૃદયનો ભાવ સમજતી હતી; પરંતુ મારા રૂપના અભિમાનમાં હું કોઇની સાથે આંખ ઉંચી કરીને બોલતી પણ નહોતી ! મારાં માતાપિતાની નજર પણ હંમેશ મારી તરફ જ રહેતી હતી. તેઓ મને કોઇની સાથે બોલવા દેતાં નહોતાં. ધીમે ધીમે અનેક દેશ અને નગર જોતાં જોતાં અમે કાશીજીમાં પહોંચ્યાં. મારાં દુર્ભાગ્યનો આ સ્થાનથી જ આરંભ થયો.

એક દિવસ સાંજને વખતે હું મણિકર્ણિકાઘાટ ઉપર સ્નાન કરતી હતી. મારી માતા ન્હાઇને કાંઠા ઉપર બેઠી બેઠી માળા ફેરવતી હતી. હું સ્નાન કરીને ઉપર જવા ચાહતી હતી. જ્યાં હું જળબહાર નીકળવા તૈયાર થઇ ત્યાં માલમ પડયું કે પાણીની અંદરથી કોઈ

માણસ મારો પગ પકડીને મને પાણીની અંદર ખેંચી જવા માગે છે. હું બૂમ પાડવા જાઉં એટલામાં તો એકાએક પાણીમાં ખેંચાઇ ગઈ. મેં મનમાં હવે જાણી લીધું કે કોઇએ મારો પગ પાણીમાં ખેંચ્યો છે; કેમકે એ પહેલાં કેટલાક માણસો પાસેથી હું સાંભળી ચુકી હતી કે કાશીજીમાં કેટલાક દુષ્ટ માણસો સ્નાન કરતી સ્ત્રીઓને તથા છોકરાંઓને ઘરેણાંના લોભથી પાણીમાં ઘસડી જાય છે અને પછી થોડીવારમાં તેનાં સગાંવહાલાં પાસેથી મનમાન્યા રૂપિયા લઇ ખેંચનારાઓમાંનો કોઇ એક તેને બહાર પણ કાઢી આપે છે. જેઓ મોઢે માગ્યા રૂપિયા નથી આપતાં તેમનાં સ્ત્રી–બાળકને ઘસડી જાય છે અને જો તેમાં સુન્દર સ્ત્રી હોય તો તેના ઉપર મનમાન્યો અત્યાચાર પણ કરે છે. આ સઘળી વાતનો વિચાર કરતાં કરતાં હું બેભાન થઇ ગઇ; પરંતુ એટલું મને યાદ છે કે બે ત્રણ મિનિટ હું જળની અંદર રહી. જેણે મને ઘસડી હતી તેને તેના સોબતી સાથે કાંઇક તકરાર થઇ અને તેથી તે મને છોડી કોઇ બીજાને પકડવા માટે ચાલ્યો ગયો. હું પાણીની ઉપર તો આવી ગઇ; પણ ફરી ડૂબવા જતી હતી ત્યાં એક યુવક તરતો તરતો આવ્યો અને મને પકડીને મહા મહેનતે બહાર ઘાટ ઉપર લઇ આવ્યો. ઉપર આવીને મેં જોયું તો મારી માતા બેઠી બેઠી રડતી હતી, પિતાજી માથા ઉપર હાથ મૂકી આંખોમાંથી આંસુ વહાવી રહ્યા હતા. હું દોડીને મારી માતાને ગળે વળગી પડી રડવા લાગી. જ્યારે અમારા હૃદય કાંઇક શાંત થયાં, ત્યારે જેણે મારા પ્રાણ બચાવ્યા હતા તેની અમે શોધ ચલાવી પણ ક્યાંઇ પત્તો લાગ્યો નહિ. જો કે મેં તેને એક જ વાર જોયો હતો; પરંતુ કોણ જાણે શાથી તે મોહનમૂર્તિએ મારા હૃદયમાં ઘર કરી લીધું.

બીજે દિવસ અમે સર્વેએ પ્રયાગની યાત્રા કરી. મેં અમારી સાથેનાં સઘળાં માણસોને એક એકને ધારી ધારીને જોઇ લીધાં; પરંતુ તે ચિત્તચોર ક્યાંઇ દેખાયો નહિ. હા, વચ્ચે એક દિવસ દૂરથી તેનું

દર્શન થયું હતું પણ ફરીને દેખાયો નહિ. લગભગ પંદર દિવસ પછી અમે પ્રયાગ પહોંચ્યાં. એ સાલ કુંભનો મેળો હતો. લોકોની એટલી ભીડ થઇ હતી કે હું જનસમૂહ જોઇને ગભરાઇ ગઇ. નગરભરમાં જ્યાં જાઓ ત્યાં માણસોની મેદની જણાતી હતી. હું હંમેશ મારી માતાનો હાથ પકડીને ચાલતી હતી. ભયને લીધે તેને ઘડીવાર પણ છોડતી નહોતી. પર્વને દિવસ એટલી ભીડ હતી કે ગંગા યમુનાના સંગમ ઉપર જઈ સ્નાન કરવું બહુ કઠીન હતું; પરંતુ આટલે દૂર આવી, આટલું કષ્ટ વેઠી સ્નાન કર્યા સિવાય પાછાં જવું એ પણ ઠીક નહોતું. અમે ત્રણે જણ પરસ્પર હાથ પકડી મહા મહેનતે એ ભીડમાં ઘુસ્યાં. મને અધિક કષ્ટ થવા લાગ્યું. હું સમજી ગઇ કે તીર્થમાં સ્નાન કરવા જેટલા લોકો આવે છે. તેમાંના એવા બહુ જ થોડા હોય છે કે જેને ધર્મનો ભય હોય! વિશેષ કરીને તો ચોર, લુંટારા, ઠગારા અને લુચ્ચાઓ જ ત્યાં એકઠા થાય છે. મેં એ પણ જાણી લીધું કે ઘણા કામાંધોની ખોટી નજર મારા ઉપર છે. કોઈ આગળથી, કોઇ પાછળથી, કોઇ પડખેથી —જેને જ્યાંથી લાગ મળતો હતો ત્યાંથી તેઓ મારી છેડ કરતા હતા; પણ હું નહોતી સમજતી કે એ ઉપદ્રવોથી સ્પર્શ સુખ સિવાય કોઇ બીજો પણ આનંદ મળે છે અને તેથી કહ્યું છે કે: **कामातुराणां न भयं न लज्जा.**

હું ભીડમાં પડીને એવી ગભરાઇ ગઇ કે મને પાછા જવાનું મન થયું; પરંતુ તે જનસમૂહમાંથી પાછા જવું એ પણ મારા જેવી અબળાને માટે બહુ મુશ્કેલ હતું. એકવાર છ સાત માણસોએ મને એવી ઘેરી લીધી કે જાણે તેઓ મારાં માતાપિતાથી મને અલગ કરવા ચાહે છે. એક જગ્યાએ એવી ધક્કાધક્કી થઇ કે હું મારી માતાનો હાથ કાબુમાં રાખી શકી નહિ—વિવશ થઇ મારે તે હાથ છોડી દેવો પડયો. જોતજોતાંમાં મારી માતાથી હું બસો કદમ દૂર થઇ ગઇ. ચારે તરફથી મારા ઉપર નીચ માણસોનો એવો અત્યાચાર થવા

લાગ્યો કે તેનાથી ગભરાઇને હું રડી પડી અને વિકળ થઈ ચારે તરફ જોવા લાગી કે કોઇ મને આ સંકટમાંથી બચાવે છે ?

આખરે મારા ભલાને માટે અથવા બૂરાને માટે મારી બે આંખો બીજી બે આંખો ઉપર પડી. હું સમજી ગઇ કે તે એ માણસ છે કે જેણે કાશીજીમાં મારો જીવ બચાવ્યો હતો. તે પણ મારી અવસ્થા સમજી ગયો. તરત આવીને તેણે મારો હાથ પકડી લીધો અને એ આપત્તિમાંથી તે મને બહાર ખેંચી લાવ્યો. એક હાથે તેણે મને મજબુત રીતે પકડી રાખી અને બીજા હાથથી લોકોને દૂર કરવાનું કામ તેણે ચલાવ્યું હતું. મારો હાથ પકડીને તેણે મને કેવળ માણસોમાંથી અલગ જ ન કરી દીધી; કિંતુ પોતાના હૃદયમાં ખેંચી લીધી. જ્યારે ભીડમાંથી હું બહાર આવી ત્યારે મેં જાણ્યું કે એ માણસ એકલો જ નથી પરંતુ તેની સાથે બીજા પણ થોડાએક માણસો છે અને તેથી જ મને બહાર લાવવામાં તેને સફળતા મળી હતી. અમે એક મોટા બંગલામાં આવી પહોંચ્યાં. ત્યાંની વ્યવસ્થા જોઈ હું સમજી કે તે કોઇ મોટો માણસ છે. મને તેથી ક્ષોભ થવા માંડ્યો. તેની સાથે રહેવામાં મને ઘણી પ્રસન્નતા હતી, તેની વાણી મારા કર્ણપ્રદેશમાં પ્રિય લાગતી હતી; છતાં મારૂં હૃદય કંપતું હતું. મેં તેને વિનતિ કરી કે તે દયા કરીને મને મારાં માબાપની પાસે પહોંચાડે તો હું તેનો ઘણો ઉપકાર માનું. એ વખતે તેણે આઠ દસ માણસોને મારાં માતાપિતાની શોધ કરવા મોકલ્યાં; પરંતુ તેમનો કયાંઇ પત્તો લાગ્યો નહિ. આખું શહેર ફરવા છતાં જ્યારે કાંઇ પત્તો ન મળ્યો ત્યારે તેણે મને સમજાવીને કહ્યું કે:—

'તું ગભરાઇશ નહિ. અહીં જેટલી બની શકે તેટલી તેમની તપાસ કરી છે; પણ પત્તો નથી લાગતો તેથી હું લાચાર છું પણ એટલું સમજી રાખજે કે હું તને તારે ઘેર પહોંચાડી દઇશ.'

આથી મારૂં હૈયું જરા હેઠું થયું. બે ત્રણ દિવસમાં જ

અમે પ્રવાસ આરંભ્યો. પંદર દિવસ વીતિ ગયા. એટલા વખતમાં એક પણ દિવસ તેણે મારા સંબંધમાં કાંઈ પણ પૂછ્યું નહોતું અને મારી પણ હિંમત ન થઈ કે હું તેને તેનો કાંઈ ઇતિહાસ પૂછી શકું; પરંતુ એક દિવસ સાંજને વખતે વાતચીત કરતાં કરતાં મારા માબાપની વાત નીકળી. એના જવાબમાં મેં સઘળી વાત કહી સંભળાવી. તેણે પણ પોતાની હકીકત મારા પૂછ્યા વિના કહી બતાવી. તેના કહેવાથી માલમ પડ્યું કે તે મુંબઈના એક શ્રીમંત વ્યાપારીનો પુત્ર છેઃ નામ તેનું પ્રમોદરાય છે. હમણાં થોડા વખતથી તેના પિતા સ્વર્ગવાસી થઇ ગયા છે. પિતાના અતુલ ધનનો તે એકલો માલિક બન્યો છે. પિતાને પિંડદાન આપવા–શ્રાદ્ધ કરવા તે ગયાજી ગયો હતો; ત્યાંથી પાછો ફરી ભિન્ન ભિન્ન તીર્થ કરતો ઘર તરફ તે જાય છે. તેનું લગ્ન થઇ ગયું છે. એને એક પુત્ર પણ થઇ ચુકયો છે. તે બહુ સુન્દર સ્વભાવનો છે. તેની ઉમ્મર હજુ બાવીસ ત્રેવીસ વર્ષની છે.

મારો વધારે પરિચય મેળવવા તે મને ભિન્ન ભિન્ન પ્રશ્નો પૂછતો હતો, પણ હું તેને ખુલ્લા દીલે જવાબ આપી શકતી નહિ. મારી આંખો આંસુથી ભરાઇ જતી. આથી તે મારા ઉપર વધારે પ્રેમ દેખાડતો એમ હું માનતી હતી.

( ૨ )

હવે અમે અમદાવાદ આવી પહોંચ્યાં. પ્રમોદરાય પોતાનાં માણસોને ત્યાં રાખી પોતે એકલો મને મારા પિતાને ઘેર પહોંચાડવા આવ્યો. અમારા આવતાં પહેલાં પંદર દિવસ અગાઉ મારાં માતાપિતા ઘેર આવી પહોંચ્યાં હતાં. મને જોઇને પિત્તાજીનું હૃદય બહુ જ પ્રસન્ન થયું. પ્રમોદરાયની વાત સાંભળીને તેમનાં હૈયાં ભરાઇ આવ્યાં. પિતાજીએ પ્રમોદને થોડા દિવસ રહેવાનો આગ્રહ કર્યો પણ તે રહ્યો નહિ.

છએક મહિના પછી એક દિવસ બપોરને વખતે મારી પાડોશણ રામીની મા મારે ઘેર આવી. મારી માને સૂતેલી જોઇ મારી પાસે બેસી વાતચીત કરવા લાગી. આમતેમની વાતો કરતી તે બોલીઃ 'જો મુક્તા ! તું ગુસ્સે ન થા તો એક વાત કહું.'

મેં કહ્યું:–' એમાં ગુસ્સે શા માટે થાઉં ? જે કહેવું હોય તે કહો.'

તે બોલી:–'આજ કેટલાક દિવસથી કોઇ એક ગૃહસ્થ તને મળવા માટે ફર્યા કરે છે, શું તું તેને ઓળખે છે ?'

એનો એ પ્રશ્ન સાંભળી મારૂં હૃદય સ્તબ્ધ થઇ ગયું. હું વિચાર કરવા લાગી કે કદાચ પ્રમોદ તો મને મળવા નહિ આવ્યો હોય !

મેં પૂછ્યું:–'એ કોણ છે ?'

'તેણે પોતાનું નામ પ્રમોદરાય બતાવ્યું છે, મારા ધારવા પ્રમાણે એ કોઇક મોટો માણસ જણાય છે. તેણે કહ્યું છે કેઃ 'મારૂં નામ લેવાથી મુક્તા મને ઓળખી જશે.'

હું તે સાંભળીને વિવશ બની ગઇ. મારા મોઢામાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. તે બાઇએ બીજી વાર પૂછ્યુંઃ 'તો હું તેને શું કહું ?'

હું જેમ તેમ મનને સંભાળી બોલીઃ 'તેમણે શું કહ્યું છે ?'

'તે તને મળવા ચાહે છે, જો તું કહે તો આજ રાત્રે ગામ બહાર મહાદેવની જગ્યામાં તમારા બન્નેના મેળાપનો સંકેત રચું અથવા મારે ઘેર તેને બોલાવું. તારી ઇચ્છા હોય તો તે તારે ઘેર પણ આવે; પરંતુ તું વિધવા છે અને તે યુવાન્ છે. કયું કારણ દેખાડી તે તારે ઘેર આવે ? છતાં પણ ધાર કે તે આવે તો આસપાસનાં માણસો તેને શું કહે ?

મેં પણ મારા મનમાં વિચાર કર્યો કે એ વાત સાચી છે. કયું નિમિત્ત કઢી તે મારે ઘેર આવે ? જ્યારે તે મને મળવા ચાહે છે, ત્યારે શું તેનો મારા ઉપર પ્રેમ હશે ? હું તે જાણતી નથી. મારી તરૂણાવસ્થા છે, હું વિધવા છું. રાત્રે ઘર બહાર નીકળી કોઇ

પરપુરુષની સાથે વાત કરવી એ મારા સંબંધમાં બહુ ભૂરૂં કામ છે. આગળ પાછળનો વિચાર કર્યા સિવાય કોઇ કામ કરવું ઠીક નથી. મેં તરત તે બાઇને કહી દીધું કે: 'એ પરાયા પુરુષને હું મળવા માગતી નથી.'

મારા મોઢાનો નકાર સાંભળી તે બાઇ તરત ચાલી ગઇ. હું સમજી કે તેને મારા બોલવા ઉપર રીસ ચડી છે. તેથી તેના મનનું શાંત્વન કરવા તેને મેં પાછી બોલાવી; પણ તે તો જતી રહી. મારા હૃદયમાં એક જાતનો નવો પરિતાપ જન્મ્યો અને દિવસે દિવસે તે વધવા લાગ્યો. ત્રણચાર મહિના એવી દશામાં વીતિ ગયા. હું બહુ જ માનસિક વેદના પામવા લાગી. મારા ઘરની નજીક એક કુસુમ નામની મારી બ્હેનપણી રહેતી હતી. એનો પતિ ક્યાંઇ પરદેશમાં નોકરી કરતો હતો. તેના ઘરમાં બીજું કોઇ રહેતું નહોતું. આંખની આંધળી અને કાનની બહેરી તેની એક સાસુ હતી; પણ તેને તે કોઇ કામમાં અટકાવતી નહોતી. બપોરે જ્યારે ઘરમાં કોઇ કામ ન રહેતું, ત્યારે હું કુસુમને ઘેર બેસવા જતી અને જીવને બે ઘડી આનંદ પમાડવા આમતેમની વાતો કરતી. કુસુમના સંબંધમાં લોકોની માન્યતા ગમે તેવી હોય; પણ હું થોડા દિવસના સહવાસથી સમજી ગઇ કે તે ઘણી વિચિત્ર સ્ત્રી હતી. મને ભૂરા રસ્તા ઉપર લઇ જનાર કુસુમ હતી. જ્યારે હું તેની પાસે જતી ત્યારે તે નઠારી નઠારી વાતો કરતી. એક તો પ્રથમથી જ મારા હૃદયમાં નઠારી ભાવનાનો અંકૂર ફૂટી ચુકયો હતો, તેમાં કુસુમની સોબતથી વધારો થયો. મારા હૃદયનો સંતાપ એની વાતોથી કાંઇક ઓછો થવા લાગ્યો. કલાકોના કલાકો સુધી તેની સાથે રસપૂર્વક હું બીભત્સ વાર્તાઓ કરવા લાગી. પાપ તરફ મારી વૃત્તિઓ વળવા માંડી. યૌવનના સ્વાભાવિક વિકારે તેમાં ઉમેરો કર્યો.

એક દિવસ બપોરને વખતે જ્યાં મેં કુસુમના ઘરમાં પગ મૂકયો ત્યાં જોયું કે અમારા ગામના મોટા દેસાઇનો દીકરો છોટુ

ખાટ ઉપર બેઠો બેઠો કુસુમની સાથે હસીને વાતો કરી રહ્યો છે. હું પાછે પગલે જ્યાં નાસવા જાઉં છું ત્યાં કુસુમે આવી મારો પાલવ પકડયો અને છોટુએ પણ મારી પાસે આવીને કહ્યું: 'શું હું કોઇ ભૂત–પ્રેત છું કે તું મારાથી ડરીને નાસી જાય છે?'

શરમને લીધે હું એ પ્રશ્નનો તેને કાંઇ જવાબ આપી શકી નહિ. કુસુમ મને ખેંચીને અંદર લઇ ગઇ અને તે દિવસ અમે ત્રણેય જણાએ ચોપાટ ખેલી. પ્રથમ તો મને ક્ષોભ થયો પણ તત્કાળ મારા મનમાં પ્રશ્ન ઉઠયો કે ચોપાટ ખેલવામાં શી હરકત છે? બીજે દિવસ હું કુસુમને ઘેર ગઇ ત્યારે પણ જોયું કે છોટુ ત્યાં બેઠેલો છે. તે દિવસ પણ અમે ચોપાટ રમીને વીતાડયો. આ પ્રમાણે પંદર દિવસ સુધી અમે રમત ગમત કરી. ધીરે ધીરે મારી શરમ ઓછી થતી ગઇ. છોટુની સાથે હસવા–બોલવામાં હવે મને સંકોચ થતો નહોતો. મારી બાળકબુદ્ધિમાં વિચાર આવતો હતો કે જો હું જાતિ–કુળની મર્યાદા છોડી દઉં તો પ્રમોદને મેળવી શકું. એ સિવાય એને મેળવવાનો બીજો કોઇ ઇલાજ નથી અને કલંકની વાત તો શી કહું? ખોટી સોબતમાં પડવાથી બાળવિધવાઓનું હૃદય જેવું હોય તેવું મારૂં પણ થયું. મને માલમ પડયું કે બહુ દિવસોથી છોટુ મને ભ્રષ્ટ કરવાના ઉદ્યમમાં લાગેલો હતો અને તેણે જ પોતાનું નામ પ્રમોદ બતાવી મારી પાડોશણને કૂટ્ણીનું કામ કરવા મારે ઘેર મોકલી હતી. મેં એ સઘળું જાણવા છતાં કાંઇ વિચાર કર્યો નહિ; કેમકે તરુણાવસ્થાના મદમાં હું એવી અંધ બની ગઇ હતી અને ખોટા કામોમાં હું એવી ડૂબી ગઇ હતી કે **પ્રમોદને** પણ હું ભુલી ગઇ!!

એ તો નિર્વિવાદ છે કે મોહ અને મધુપાન બહુ દિવસ સુધી છુપાં રહી શકતાં નથી. જેમ જેમ તેનાં વ્યસનીઓ તેને છુપાવવા જાય છે, તેમ તેમ તેની વાસ હવામાં ફેલાય છે. મારા પાપની વાત પણ એ જ પ્રમાણે ધીરે ધીરે આખા ગામમાં–ઘેર ઘેર ફેલાઇ ગઇ. જ્યાં ચાર સ્ત્રીઓ એકઠી થતી, ત્યાં અકારણ મારી જ ચર્ચા

નીકળવા લાગતી અને જ્યારે હું ઘરમાંથી બહાર નીકળતી ત્યારે લોકો મારી તરફ આંગળી ચીંધતા. સર્વ કોઇ મારી રીતભાતને ખોટી કહી ધિઃક્કારતા. મારાં માબાપે એ સઘળું જાણવાથી એક દિવસ મને ખુબ મારી. મારા હૃદયને એથી જે દુઃખ તથા ઘૃણા થઇ, તેની હું શી વાત કરૂં? મારા મનમાં વિચાર આવ્યો કે હું મુંબઇ ચાલી જાઉં તો કોઇપણ દિવસે પ્રમોદનો મેળાપ થશે, પરંતુ શું તે મારી સાથે બોલશે? નહિ બોલે તો હું બોલાવીશ. જ્યાં સુધી મારી તરુણાવસ્થા છે, જ્યાં સુધી મારામાં રૂપ છે, ત્યાંસુધી એવું કામ કેમ ન કરૂં કે જેથી મારા હૃદયને સુખ મળે!? જ્યારે બદનામી થઇ છે, ત્યારે તો મનમાન્યા ખેલ ખેલી લઉં; પણ હું એકલી મુંબઇ શી રીતે જાઉં? જો કે એ ગામમાં એવા બહુ માણસો હતા કે જે મારે અર્થે પોતાનો જીવ પણ આપવા તૈયાર હતાઃ તો પછી મારી સાથે મુંબઇ આવવું એ કાંઇ કોઇને માટે મોટી વાત નહોતી. પરંતુ મારૂં મન કોઇની ઉપર ઠરતું નહોતું. મારા મહોલ્લામાં રમેશ નામનો એક યુવાન રહેતો હતો. તેની ઉમ્મર ૧૭–૧૮ વર્ષની હતી; પણ તે સ્વભાવનો બહુ સારો હતો. તેની રીતભાત ખરાબ નહોતી. મેં વિચાર્યું કે એ મારી સાથે આવવા લાયક છે. મેં તેને મોહમાં ફસાવવા ઈલાજ અજમાવવા માંડયો. અને કોનું સામર્થ્ય છે કે તે એક કામિનીને આધિન ન થાય?

જ્યારે ઘરમાં અને બહાર મારો સંપૂર્ણ તિરસ્કાર થવા લાગ્યો; ત્યારે હું છેક કંટાળી ગઇ. ઘરમાં રહેતી તો રાતદિવસ ઉઠતાં બેસતાં માતા પિતા મ્હેણાંટુંણાં અને ગાળોની વૃષ્ટિ વરસાવતાં અને બહાર નીકળતી તો ચારે તરફથી મશ્કરીઓ અને છેડછાડ થતી. જો કદી એકલી હું એકાંતમાં કોઇના હાથમાં સપડાઇ જતી, તો મારા ઉપર બળાત્કાર પણ થતો. જ્યારથી મેં મારૂં સતીત્વરત્ન ખોયું હતું; ત્યારથી હું સર્વના અત્યાચારનું પાત્ર બની ગઇ હતી. હવે તો લોકો મારા મોઢા ઉપર મને હલકી કહી ઉપહાસ કરવા લાગ્યા હતા. મુંબઇ જવા

માટે મારૂં હૈયું અધીર બની રહ્યું હતું. મને પૂરો વિશ્વાસ હતો કે પ્રમોદની પાસે જવાથી હું સર્વ સંકટથી છૂટી જઇશ; પણ રમેશ એવો ભીરૂ પ્રકૃતિનો હતો કે તેને હું મારો વિચાર જણાવી શકતી નહોતી. સૌન્દર્યવતી યુવતીની પાસે અનેક શસ્ત્ર હોય છે. મેં રમેશ ઉપર તે ક્રમે ક્રમે ચલાવવા માંડયાં. જ્યારે હું મારાં સર્વ શસ્ત્ર ચલાવી ચુકી અને કોઇનાથી કશો ફાયદો ન થયો, ત્યારે ધીમે ધીમે હું હતાશ થવા લાગી. પ્રથમ તો હું સ્ત્રી, તે ઉપરાંત સતીત્વરૂપી અમૂલ્ય રત્ન ગુમાવી ઘર ઘરની ભીખારણ જેવી થઇ રહેલી; તે સિવાય મારા રૂપ અને યૌવનનાં જેટલાં અમોઘ શસ્ત્રો હતાં તે સઘળાં મેં તેના ઉપર ચલાવેલાં; પરંતુ તેણે સચ્ચરિત્રરૂપી ઢાલથી પોતાનો એવો બચાવ કર્યો કે હું ખસીયાણી પડી ગઇ. સિંહના મોઢા આગળથી શિકાર નાસી જતાં તેની જેવી સ્થિતિ થાય, નાગણના મોઢા આગળથી દેડકું દૂર થતાં તેની જેવી સ્થિતિ થાય, તેવી જ મારી પણ દશા થઇ. મેં મનમાં નિશ્ચય કર્યો કે એ ત્રણ દિવસની અંદર જો મારાથી મુંબઇ ન જવાય તો આપઘાત કરી શરીરનો ત્યાગ કરી દેવો.

બરાબર મધ્યાહ્નનો સમય હતો. તાપ સખત પડતો હતો. ગાયો અને ભેંસો વગેરે વૃક્ષોની છાયામાં બેસી વાગોળતાં હતાં. કોઇ માણસ બહાર રસ્તા ઉપર જણાતું નહોતું. રમેશ એ વખતે એકલો ચાલ્યો આવતો હતો. આજ તેને એકાંતમાં મળી સઘળી વાતનો નિશ્ચય કરી લેવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો હતો. પણ મારાં માબાપની એવી સખત આજ્ઞા હતી કે ઘર બહાર હું એક પગલું પણ મૂકી શકતી નહોતી: જ્યારે તેઓ બધાં સૂઇ ગયાં, ત્યારે હું ધીમેથી મારા મકાનની પાછળની બારીએ જઇ ઉભી રહી. રમેશ ત્યાં મારી વાટ જોઇ રહ્યો હતો. મેં તે ન દેખે એ રીતે એકાએક 'અરરર........' શબ્દનો ઉચ્ચાર કર્યો.

તેણે પૂછયુંઃ 'શું થયું ?'

મેં કહ્યું:–'મને કોઇએ ડંખ દીધો. પકડી રાખો નહિ તો હું પડી જઇશ.'

તેણે મને પોતાના બન્ને બાહુમાં ઝીલી લીધી અને પૂછ્યું: 'શું કરડયું છે? કયાં કરડયું છે? જલદી મને બતાવો. હું ઝેર ઉતારવાનો ઉપાય કરૂં છું, ગભરાશો નહિ.' મેં તરત મારા હાથના સંકેતથી કહ્યું કે:–'ડંખ મારી છાતીમાં છે' એટલે તે આશ્ચર્યચકિત થઇ ગયો. તેની બુદ્ધિ પલાયન કરી ગઇ. સમય અનુકુળ જોઇ મેં તેના ઉપર મોહાસ્ત્ર ચલાવ્યું. સ્ત્રીના કટાક્ષથી મોટા મોટા ઋષિ–મુનીઓ ફસાઇ ચુકયા છે, તો પછી બિચારા રમેશનો શો હિસાબ હતો? મારી પ્રતિજ્ઞા સિદ્ધ થઇ. જયારે કોઇ પુરૂષ કોઇ સુન્દરીના જીવનરૂપી મદિરાનું પાન કરે છે; ત્યારે તે પુરૂષનું પુરૂષત્વ ચાલ્યું જાય છે અને પછી તે સુન્દરીનો ગુલામ બની જાય છે. એક દિવસમાં જ રમેશની એવી દશા થઇ ગઇ. તે મારો દાસાનુદાસ બની ગયો. મને પ્રસન્ન કરવાને માટે તેણે પોતાની લાજ, માન, મર્યાદા સર્વ ગુમાવી દીધાં. એક દિવસ અર્ધ રાત્રિની નિઃસબ્ધતામાં અમે બન્ને ઘરમાંથી બહાર નીકળી પડયાં.

૩

મુંબઇના ગાયવાડી નામક લત્તામાં અમે એક નાની ઓરડી ભાડે લીધી. રમેશની પાસે દસ રૂપિઆ હતા. મારી પાસે એક પૈસો પણ નહોતો. હું તો એક કપડાંભેર ઘરમાંથી નીકળી આવી હતી. રમેશ બીજે દિવસ કેટલાક રૂપિયા ખર્ચ કરીને કપડાં વગેરે જોઇતી ચીજો લઇ આવ્યો. મેં રસોઈ બનાવી અને અમે જમી પરવારીને હવે શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યાં. રમેશે કહ્યું કે: મારી પાસે પાંચ રૂપિયા વધ્યા છે, તે ખલાસ થયા પછી શું થશે?

મેં જરા વિચાર કરી કહ્યું: 'અહીં એક પ્રમોદરાય નામનો ગર્ભશ્રીમંત માણસ રહે છે; જો એનો પત્તો લાગી જાય તો આશા છે કે આપણને તે સારી મદદ આપશે.'

'તે ક્યાં રહે છે?'

'એ તો હું નથી જાણતી.'

'ત્યારે મુંબઇ જેવા શહેરમાં એનો શી રીતે પત્તો લાગશે?'

'તે મોટો શ્રીમંત માણસ છે; એને ઘણા લોકો ઓળખતા હશે.'

'તો હું તેની તપાસ કરી આવું.'

એમ કહી રમેશ ચાલ્યો ગયો. બે ત્રણ દિવસ ખોળવા છતાં પ્રમોદનો પત્તો લાગ્યો નહિ. અમારી પાસે જે કાંઇ પૈસા હતા તે લગભગ પૂરા થઇ રહ્યા. રમેશ ચિંતાને લીધે ગાંડા જેવો બની ગયો. અમારી પાડોશમાં રહેતાં માણસોને અમારી સ્થિતિ માલમ પડી ગઇ. તેમાં એક વૃદ્ધ સ્ત્રી હતી, તે મારા ઉપર ઘણો સ્નેહ રાખતી હતી. અમારી દશા તેના જાણવામાં આવતાં અમને વિનામાગ્યે તેણે રૂપિયા પાંચ આપ્યા અને કહ્યું કે: 'હમણાં આટલા ઉપર નિર્વાહ ચલાવો, પછી જોઇ લેવાશે. મેં પરમેશ્વરને ધન્યવાદ આપી રૂપિયા લઇ લીધા અને પાંચસાત દિવસ તેનાથી કાઢયા. એક દિવસ રમેશે મને કહ્યું: 'ભલા, આ પ્રમાણે હવે કેટલા દિવસ ચાલશે? આનું અંતિમ પરિણામ તો એ જણાય છે કે એક દિવસ એવો આવશે કે આપણે ભુખથી પગ ઘસીને મરી જઇશું. મારી સમજમાં એમ આવે છે કે હુ બેચાર દિવસને માટે ઘેર જઇ આવું. આશા છે કે ત્યાં જવાથી પાંચ દસ રૂપિયા મારા હાથમાં આવી જશે, તે લઇને તરત પાછો ચાલ્યો આવીશ.'

પહેલાં તો મને એ વાત ગમી નહિ. મેં કહ્યું કે: અહીં પરદેશમાં હું એકલી નહિ રહી શકું. ભાગ્યમાં જે લખ્યું હશે તે ભોગવીશું. પરંતુ તે વૃદ્ધ સ્ત્રીએ મને બહુજ સમજાવી અને પુષ્કળ હિંમત આપી. અમે બન્ને બાળકબુદ્ધિનાં હતાં. હું સોળ વર્ષની હતી અને રમેશ સત્તર વર્ષનો હતો. અમને બન્નેને એ વૃદ્ધાનાં વચનો ઉપર વિશ્વાસ આવી ગયો. રમેશ બીજે દિવસ ઘેર ચાલ્યો ગયો. અમે અમારાં સાચાં નામઠામ કોઇને બતાવ્યાં નહોતાં; પણ એ ધુતારી

હતું એક અને થઇ ગયું બીજું! હવે તો ચારે તરફની સળગતી આગમાં હું ઘેરાણી.

એક અઠવાડીઉં વીતિ ગયું; પણ રમેશ પાછો આવ્યો નહિ. હું સમજી કે મને અહીં એકલી છોડીને તે ચાલ્યો ગયો છે. હવે મને કોણ આશ્રય આપશે? હું શું કરીશ? શું વિધાતાએ અધમ વૃત્તિ કરવાનું મારા નસીબમાં લખેલું છે? હાય! શું હું એવી પાપકમાણી કરવાને માટે જન્મી છું? અને દેવદેવી જેવાં પિતામાતાને છોડી ઘરથી નીકળી આવી? જે રમેશના વિશ્વાસ ઉપર ઘરથી બહાર નીકળી હતી, તે તો દગો દઇને ચાલ્યો ગયો. હવે હું ક્યાં જાઉં અને શું કરૂં? એક પખવાડીઉં વીતિ ગયું. પાડોશણના કરજથી હું પરતંત્ર બની ગઇ. તેનું કરજ હું શી રીતે ચુકાવીશ? શું મારે ઘેર ઘેર ભીખ માગવી પડશે? અંતે એક દિવસ તે વૃદ્ધા મોઢું ગંભીર રાખી કહેવા લાગી: 'દીકરી, મારે કાંઇ મોટી જાગીર નથી કે કાંઇ બેંક નથી. પતિ કે પુત્ર કમાઇ લાવનાર પણ નથી. મેં તને ધર્મનો વિચાર કરીને પંદર રૂપિયા આપ્યા છે, તે હવે મને પાછા આપી દે. મારે એનું વ્યાજ નથી લેવું. હું ગરીબ છું. મારા તે રૂપિયા ખરા પરસેવાના છે.'

એના આ શબ્દો સાંભળતાં જ મારી આંખો આંસુથી ભરાઇ આવી. હ્રદયના ચુરેચુરા થવા લાગ્યા. તે પ્રૌઢાએ પ્યારથી મારો હાથ પકડી મને પાસે બેસાડી ને કહ્યું: 'દીકરી, ગભરાઇશ નહિ. આ મુંબઇમાં એક બહુ જ મોટો ધનવાન છે. તેને એક રૂપયૌવના સ્ત્રીની જરૂર છે. ધારૂં છું કે જો તું તેની પાસે રહે તો પરમેશ્વરે તને જે રૂપ દીધું છે, તેના પ્રમાણમાં તને તે દરમહિને સો રૂપિયાથી ઓછું નહિ આપે. વળી તે ઉપરાંત મનમાન્યા ઘરેણાં, લુગડાં, દાસ, દાસીઓ વગેરે સર્વ કાંઇ મળશે; અર્થાત્ તું એક રીતે રાણી બની જશે.'

હું તેની એ સર્વ વાતો આશ્ચર્યભાવે સાંભળી રહી. જ્યારે

તે ત્યાંથી ઉઠી ગઈ; ત્યારે મેં મનને સ્થિર કરી વિચાર કર્યો. શા માટે હું આટલું કષ્ટ સહન કરૂં છું? જ્યારે મારામાં રૂપ છે, યૌવન છે; જ્યારે લોકો મને જોઇ પાગલ બની જાય છે, મારા ગુલામ થવાને માટે લલચાય છે, ત્યારે હું એકલી-અટુલી ભુખી શા માટે મરી જાઉં? સતીત્વરૂપી રત્ન તો હું ગુમાવી બેઠી છું, તો પછી મારે શા માટે દુઃખી થવું? હવે આ કષ્ટ સહન કરી શકાતું નથી. જ્યારે એક વખત પાપમાં પડી ચુકી છું, ત્યારે હું જોઉં કે તે પાપ મને કયાંસુધી ડૂબાવી શકે છે?

બીજે દિવસ તે વૃદ્ધાને મેં કહી દીધું કે: 'તમારી વાત મારે કબુલ મંજુર છે.' તે દિવસે સંધ્યા સમય પહેલાં એ આઇ એક ભાડાની ગાડી લઇ આવી અને મને તેમાં બેસાડી કેટલેક દૂર એક ભવ્ય મકાન આગળ તેડી ગઇ. એ મકાન ઘણું સુન્દર હતું. મોટાં મોટાં દિવાનખાનાંઓની શોભા અવર્ણનીય હતી. સારી સારી તસ્વીરો, હાંડીઓ, અરીસાઓ તથા ફરનીચરોથી સઘળા ખંડો ભરેલા હતા. બંગલાની આગળ સુન્દર બગીચો હતો. તેમાં સંગેમરમરના હોજ પાણીથી ભરેલા હતા. મેં આજ સુધીમાં કદી આવો બંગલો જોયો નહોતો. બે દાસીઓએ આવીને મને સઘળું દેખાડવા માંડયું. તે પછી એ વૃદ્ધા મને ઉપરના ખંડમાં તેડી ગઇ કે જ્યાં એક ઓરડી સ્નાનગૃહ માટે નિયત કરવામાં આવેલી હતી. દાસીઓએ મને એ ઓરડીમાં લગભગ અર્ધા કલાક સુધી સુગંધી સાબુ ચોળીને સ્નાન કરાવ્યું. પછી સુન્દર આછા શણગાર સજાવ્યા. એ વખતે રાત પડી ગઇ હતી. મકાનમાં સેંકડો બત્તીઓ ચારે તરફ ઝગઝગવા લાગી. આ તરફ તે પ્રૌઢાએ મને એક ઓરડામાં લઇ જઇ હીરા માણેકનાં જડાઉ ઘરેણાં પહેરાવ્યાં. જ્યારે સર્વ શણગાર થઇ ચુકયા ત્યારે તેણે મને એક મોટા અરીસા સામે ઉભી રાખી. એ દર્પણની ચારે તરફ જે દીવાઓ ઝગઝગી રહ્યા હતા, તેનું પ્રતિબિંબ તેમાં પડતું હતું. મને તેણે એવી ચકિત કરી દીધી કે મારૂં રૂપ તેમાં

જોઇને હું આશ્ચર્ય પામી ગઇ. વારંવાર હું મારા મનને પૂછયા કરતી કે શું હું આટલી બધી સુંદર છું? આજ મારો નિશ્ચય થયો કે હું ખરેખર સુંદર છું. આજ હું મારી સુંદરતા ઉપર પોતે જ મોહિત થઇ ગઇ. કયાં સુધી એ દર્પણની સામે હું ઉભી રહી એનું મને ભાન રહ્યું નહિ, પણ એટલામાં એક ગાડીના આવવાનો અવાજ સંભળાયો. કોઇ તેમાંથી ઉતરીને દાદરના પગથીઆં પણ ચડવા લાગ્યું. મારૂં હૃદય એ સાંભળી કંપવા લાગ્યું. હું વિચાર કરવા લાગી કે કોઈ રાજામહારાજા કે રાજકુમાર હશે! હું એમની સામે શી રીતે બોલી શકીશ? હૈયું વધારે ને વધારે ધડકવા લાગ્યું. એટલામાં તો તે ઓરડાના દ્વાર ઉઘડયાં. જે સ્ત્રી મને લાવી હતી તે અંદર આવી. એને જોઇ મને કાંઇક શાંતિ થઇ; પણ તેની પાછળ એક માણસ આવ્યો કે જેને જોતાં જ મેં મારાં નેત્રો બંધ કરી દીધાં. તે સ્ત્રીએ મારા કાનમાં કહ્યું કે: 'આ પુરૂષ તને બહુ જ ચાહે છે. મુંબઇમાં એના જેવો શ્રીમંત માણસ બીજો કોઇ નથી.'

૪

મેં આંખો ઉઘાડીને જોયું તો એક ૮૦ વર્ષનો વૃદ્ધ મારી સામે ઉભેલો જણાયો. એના માથા ઉપર જે વાળ હતા તે તદ્દન સફેદ થઇ ગયા હતા. દાઢી મૂછ તો તેને હતાં જ નહિ. તે અતિ દુર્બળ લાંબા કદનો હતો. તે ઉમ્મરે વૃદ્ધ થયો હતો, પણ તેનું મન હજુ વૃદ્ધ થયું નહોતું; કારણ કે તેણે સુંદર રેશમી કિનારીનું ઝીણું ધોતિયું, ખમીસ વગેરે કપડાં પહેર્યાં હતાં. હાથે સોનાની ઘડીઆળ બાંધી હતી. આંગળીઓમાં હીરાની વીંટીઓ અને ગળામાં સોનાનો છેડો હતો. તેનાં કપડાંમાં એવું ઉંચું અત્તર હતું કે આખો ઓરડો સુગંધથી મઘમઘી રહ્યો હતો.

ઇશ્વરે કદાચ દ્રવ્ય કે સામર્થ્ય ન આપ્યું હોય; છતાં યૌવન–ધનગર્વિતા લલના એ ધનને તુચ્છ માને છે. કયાં મારી ખીલતી

યુવાની અને કયાં કબરમાં એક પગ રાખી રહેલો તે ડોસો! એને જોતાં જ મને ધૃણામિશ્રિત એવું દુઃખ થયું કે મારૂં હૃદય તેથી કંપવા લાગ્યું. જેમ જેમ તે મારી ખુશામત કરતો હતો, તેમ તેમ હું પાછી હઠતી હતી. એ વૃદ્ધ ઓરડામાં આવ્યો, ત્યારથી પેલી સ્ત્રી બહાર ચાલી ગઇ હતી. હું એ બુઢ્ઢાના હાથમાં ફસાઇ ચુકી હતી. છૂટવાનો મને એકેય રસ્તો નહિ મળવાથી આખરે હું રડી પડી. તે પુરુષે મારો હાથ છોડી દીધો અને ઉદાસ થઇ બહાર ચાલ્યો ગયો. હું અગાસીમાં જઇ જોવા લાગી તો જે ગાડીમાં તે આવ્યો હતો, તે ગાડીમાં બેસી પાછો ચાલ્યો ગયો હતો. પાછી ફરી હું દર્પણ સામે જઇ ઉભી રહી અને મારૂં રૂપ જોઇ મનમાં ને મનમાં ઘણીવાર સુધી કલ્પનાઓ કરતી રહી. આખરે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તત્કાળ પ્રમોદનું સ્મરણ થયું. હાય! પ્રમોદ! તું કયાં છે? હજુ પણ દર્શન આપ અને આ નરકમાંથી મારો ઉદ્ધાર કર. હે વિધાતા! મને તારી લખેલી ભાગ્યલિપિની માહિતી હોત તો હું શા માટે સતીત્વ રત્ન ગુમાવી હાથે કરીને નરકમાં પડત? જો ઘર છોડીને ન આવી હોત તો શું મારી આટલી દુર્ગતિ થાત? હવે તો હું ન રહી ઘરની કે ન રહી ઘાટની. ધોબીના કૂતરા જેવી મારી દશા થઇ. હાય! હું કયાં જાઉં? તે દિવસ તો એ ડોસો ચાલ્યો ગયો પણ બીજે દિવસે તે બાઇને લઇને પાછો આવ્યો. પ્રથમ તે સ્ત્રીએ મને કાંઇક પીવરાવીને બેહોશ બનાવી દીધી. જ્યારે હું ભાનમાં આવી ત્યારે માલમ પડયું કે તે વૃદ્ધે મારા શરીરદ્વારા પોતાની ઇચ્છા તૃપ્ત કરી છે! પછી તો તે હંમેશ આવવા લાગ્યો અને હું પણ ધીમે ધીમે માની ગઇ. મને નાચ ગાન શીખવવા માટે તેણે એક ઉસ્તાદ રાખ્યો હતો; જેણે મને સારૂં શિક્ષણ આપી થોડા વખતમાં જ નાચવા ગાવામાં નિપુણ કરી દીધી.

મને એ વૃદ્ધ સંપૂર્ણ સુખમાં રાખતો હતો; પણ હું તેનાથી સંતોષ પામતી નહોતી. મારે ત્યાં એક તરૂણ નોકર હતો. મનના

ઉદ્વેગથી કદી કદી તેની સાથે આંખ લડાવી લેતી હતી. સિંહનો ભાગ શિયાળ ખાઇ જતું હતું; પરંતુ ભાગ્ય બહુ પ્રબળ છે. મારા દુર્ભાગ્યમાં તે નીચ નોકર જ લખાએલો હતો. એક દિવસ નહિ બનવા યોગ્ય વાત મારા દુર્ભાગ્યથી બની ગઇ, સંધ્યા સમયે તે વૃદ્ધ આવ્યો. તેની સાથે મોડી રાત સુધી હાસ્ય વિનોદ કરી શરાબ પીવાનો આરંભ કર્યો. અમે બન્નેએ ખુબ મદિરાપાન કર્યું. હું તો તેનાથી બેહોશ ન બની ગઇ; પણ વૃદ્ધ પોતાના અંગનું ભાન ભુલી ગયો. જ્યારે તે તદ્દન જ્ઞાનશૂન્ય બની ગયો, ત્યારે હું વિશ્વાસઘાત કરવા તૈયાર થઇ. પાપરૂપી નરકમાં હું એટલી બધી ઉતરી ગઇ હતી કે સારાસારનો કાંઇ વિચાર મને રહ્યો નહિ. હું એ નોકર સાથે એ ઘર છોડી ચાલી નીકળી.

પરિણામે મારી એવી દુર્ગતિ થઇ કે મારા જેવી અન્ય પાપિણીઓની થયા કરે છે. ચાલતી વખતે હું થોડાં ઘરેણાં લઇને નીકળી હતી તેના ઉપર અમે નિર્વાહ ચલાવવા માંડયો. એક વખત મેં ખુબ શરાબ પીધો હતો. મને મારા શરીરનું બીલકુલ ભાન રહ્યું નહોતું. એ નીચ દગાખોર નોકર બરાબર લાગ સાધી મારા શરીર ઉપરનાં ઘરેણાં ઉતારી કોણ જાણે કયાંય ચાલ્યો ગયો. મેં પાછળથી એની ઘણી તપાસ કરી; પણ પત્તો લાગ્યો નહિ. હવે હું શું મોઢું લઇને વૃદ્ધને ઘેર જાઉં? મેં કાંદાવાડીમાં એક ઓરડી ભાડે લીધી. એ વખતે મારા હૃદયની જે બૂરી અવસ્થા હતી તેનું હું શું વર્ણન કરૂં?

એક દિવસ સંધ્યા વખતે ખુબ શરાબ પી હું શણગાર સજી બેઠી. આજ દુર્ભાગ્યે પોતનું પૂરૂં જોર દેખાડયું. મનમાં આજ સુધી એવો નિશ્ચય હતો કે બજારમાં બેસીને પાપની કમાણી નહિ કરૂં; પરંતુ મને એ માલમ નહોતું કે ઈશ્વર અભિમાન ઉતારે છે. જે કાર્યની માણસ ઘૃણા કરે છે, તે કાર્ય માઠા દિવસોમાં તેને કરવું પડે છે. હું છેક પતિત થઇ ગઇ. હવે તો નિત્યનો એ ધંધો થઇ ગયો

કે સંધ્યા સમયથી શરીરને શણગારીને બેસવું અને કોઇ ને કોઇ દુર્ભાગીને જાળમાં ફસાવવો. ૭ મહિના એવી સ્થિતિમાં વીતિ ગયા પછી માલમ પડયું કે વેશ્યાવૃત્તિથી અધિક આ સંસારમાં બીજી કોઇ નીચ વૃત્તિ નથી. હંમેશ આખી રાત જાગવું; શરીર ઉપર થતા અસહનીય અત્યાચાર સહન કરવા, અનિચ્છા હોવા છતાં પણ હસવું-બોલવું, કોઇ માણુસ ઉપર ગમે તેટલો તિરસ્કાર છૂટે તોપણ તેને બનાવટી પ્રેમથી રીઝાવી ધન કમાવું, હૃદય ગમે તેટલું રડતું હોય પણ ઉપરથી આનંદિત રહેવું અને રાતદિવસ પાપમાં સબડયા કરવું! શું આ ઓછી યંત્રણા છે? મારે એ અધમતાનું છેવટનું પરિણામ ભોગવવાનો સમય આવ્યો. મને એક મહા ભયાનક ઘૃણિત રોગ લાગુ પડયો. દિવસે દિવસે તેની પીડા વધવા લાગી. ખાટલા ઉપર પડી પડી હું હંમેશ તરફડવા માંડી. મને કોઇ એમ પણ નહોતું પૂછતું કે તું ભુખી છે કે તરસી છે! મને એ વખતે મારાં માતા-પિતાનું સ્મરણ થઇ આવતું ત્યારે જે દુઃખ અને પસ્તાવો થતાં હતાં; તેનું વર્ણન કરવું અશક્ય છે. હાય! મેં શું ધાર્યું હતું અને ઇશ્વરે શું કરી દીધું? કહેતાં પણ મને શરમ આવે છે!

રોગના દુઃખથી હું પીડાંતી હતી, એ ઉપરાંત બીજું મોટું દુઃખ એ હતું કે મારી પાસે એક પૈસો પણ નહોતો. જે મકાનમાં હું રહેતી હતી, તેમાં એક બીજી આધેડ વયની સ્ત્રી પણ રહેતી હતી. હું તેને માતા સમાન ગણુતી હતી અને તે મને પુત્રી સમાન માનતી હતી. હું જે કાંઇ પૈસા કમાતી હતી તે તેને સાચવવા આપતી હતી; પણ જ્યારથી મને રોગ લાગુ પડયો હતો, ત્યારથી તે ચુડેલ મારી સાથે બોલતીય નહોતી. જ્યારે મારી પાસે એક પાઇ પણ ન રહી, ત્યારે લાચાર બની રોગ છુપાવી, કામાંધ પુરુષોને દગો દઇ ખુલ્લા નરકમાં નાંખવા લાગી. કોઇ દિવસ જ્યારે બહુ જ કષ્ટ થતું હતું, ત્યારે તકીયામાં મોઢું છુપાવી રડતી હતી અને મારી જનનીને પોકારી કરેલાં કર્મો ઉપર પસ્તાવો કરતી હતી! ભયંકર બિમારી

અને તે ઉપર હંમેશ અત્યાચાર ! આથી દિવસે દિવસે રોગ વધવા લાગ્યો. મારૂં શરીર છેક કૃશ બની ગયું. ધીમે ધીમે અંગ સડવા લાગ્યું. રાત અને દિવસ હું રડી રડીને વીતાડતી હતી. મારી પાસે કોઇ ઉભું પણ રહેતું નહોતું. જો કદી કોઇ કારણવશાત્ પાસે આવતું તો નાક દબાવી તરત ચાલ્યું જતું ! હાય હાય ! જે શરીરના રૂપ ઉપર એટલું અભિમાન હતું અને જેના ઘમંડથી જગતને હું તુચ્છ માનતી હતી; એ શરીર ઉપર આજ લોકો થુંકવા લાગ્યા ! ! દુઃખના જોરથી દુર્બળતા અને ક્ષીણતા વધવા લાગી. અનુમાન થવા લાગ્યું કે મારા મોતના દિવસો હવે પાસે આવ્યા છે. એ તો નક્કી છે કે જેટલું પાપી હોય છે, તે તેટલું મોતથી અધિક ડરે છે. પુણ્યશાળીને અને પાપીને ઓળખવાની એ એક મોટી પરીક્ષા છે. ધીરે ધીરે મારી વેદના એવી વધી ગઇ કે હું ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી અને બેભાન બની ગઇ. જ્યારે હોશમાં આવી ત્યારે મને માલમ પડયું કે હું લોઢાના પલંગ ઉપર સૂતેલી છું, અને મારા જેવી અભાગિનીઓ ચારે તરફ એવા પલંગોમાં તરફડી રહેલી છે. પ્રથમ તો મેં જાણ્યું કે હું ખરેખર નરકમાં આવી પડી છું. મેં હોસ્પિટલનું નામ સાંભળ્યું હતું. મારૂં એવું અનુમાન હતું કે આ જગત્‌માં હોસ્પિટલ નરક છે. એ કોણ જાણતું હતું કે આટલું રૂપ યૌવન હોવાં છતાં મારે આટલી ઉતાવળે આ નરકમાં આવવું પડશે ? હું હૃદયફાટ રડવા લાગી. મારી બન્ને આંખોમાંથી એટલી આંસુની ધારાઓ વહી કે તેનાથી શય્યા ભીંજાઇ ગઇ. આખરે મારામાં રડવાની પણ શક્તિ રહી નહિ.

થોડીવાર પછી મારી પાસે એક સાહેબ આવ્યો અને યંત્ર-વ્યવહારથી ઉપચાર શરૂ કરવા લાગ્યો. હું શરમથી મરવા જેવી થઇ ગઇ. તરત મારી પાસે બીજા બે તરૂણ ડૉકટરો આવ્યા. તેમાંના એક જણે મારી આગળ બેસી મારા મોઢામાં કાંઇક નાંખી દીધું. અને બીજાએ મારા પીડાસ્થાનમાં દવા લગાવી. આ વખતના

મારા દુઃખની વાત હું લખી શકતી નથી. શરીર વેદનાથી પીડાવા લાગ્યું. એ જોઇ તે ડૉકટરોમાંના એકે બીજાને કહ્યું કે: 'આ રાંડ કેવી પીડાય છે?'

બીજાએ જવાબ દીધો કે: બહુ દિવસ સુધી નવા નવા પુરુષો સાથે મજા ઉડાવી છે, તેનું આખરનું પરિણામ એ ભોગવે છે!

મને તરત મૂર્ચ્છા આવી ગઇ એટલે હું તેમની વધારે વાત સાંભળી શકી નહિ. એવી ને એવી સ્થિતિમાં ક્યાં સુધી હું પડી રહી તે કહી શકતી નથી; પણ જ્યારે જાગૃત થઇ ત્યારે હું જમીન ઉપર લાંબી સૂતી હતી. મનુષ્યને અંતકાળ વખતે જેવી સ્થિતિમાં સૂવાડવામાં આવે છે, તેવી સ્થિતિમાં મને સૂવાડેલી હતી. મારી આસપાસ ચારે તરફ વિકટ દુર્ગંધી અને આર્તનાદના શબ્દો સંભળાતા હતા. જાણે હું એક ઘોર નરકકુંડમાં પડી હતી. ઘણા કષ્ટથી મેં મારૂં માથું ઉંચું કર્યું. જોઉં છું તો મારી બાજુમાં એક સ્ત્રી પડેલી છે. તેની આંખો ફાટી રહેલી છે અને શરીર ખોટું પડી ગએલું છે. મેં જાણી લીધું કે તે મરી ગઇ છે. બીજી તરફ પણ એક સ્ત્રી મરેલી હાલતમાં પડી હતી. મેં એ જોઇને ગભરાટથી મારી આંખો બંધ કરી દીધી.

આખી રાત હું એવી ને એવી અવસ્થામાં પડી રહી. કેટલીએ અભાગિનીઓ પ્રાણ નીકળવાના અંતિમ કષ્ટમાં તરફડતી પડી હતી. મને ઘણો ડર લાગતો હતો પણ શું કરૂં? જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે બે બળવાન પુરુષો આવ્યા અને મરેલી બાઇઓના પગે દોરડાં બાંધી તેમને ઘસડી જવા લાગ્યા. આ સર્વ ભયાનક કર્મ જોઇ મારૂં હૃદય વધારે ધડકવા લાગ્યું. મારી પણ આવી જ દશા થશે એમ મેં કલ્પી લીધું. થોડીવાર પછી કેટલાક માણસોને લઇને એક સાહેબ આવ્યો. મારી પાસેથી જતી વખતે તેણે મારી સામે જોયું અને ઉભો રહ્યો. પછી નીચે બેસી કાંઇક પરીક્ષા કરી અને જતાં જતાં પોતાનાં માણસોને કોણ જાણે તે કાંઇક કહેતો ગયો.

થોડીવાર પછી જે બે માણસો પ્રથમ આવ્યા હતા તે મારી પાસે આવ્યા. હું સમજી કે હવે મારા મૃત્યુનો સમય નજીક આવ્યો છે. મારૂં હૃદય ધડકવા લાગ્યું. હાય, હાય, આ પ્રાણની પણ કેવી મમતા હોય છે ? આવી દશા પ્રાપ્ત થવા છતાં પણ મોતનો ડર ! ખરૂં છે કે પાપીઓને મોતનો બહુ ભય લાગે છે; કેમકે તે પોતાનાં કરેલાં પાપકર્મોને યાદ કરી ભયભિત થાય છે. પેલા બે માણસોએ મને જમીનપરથી ઉઠાવીને ખાટલા ઉપર સૂવાડી અને પ્રથમના સ્થાન ઉપર લઇ ગયા. મેં જાણ્યું કે મારા જીવવાની કંઇક આશા છે.

ધીરે ધીરે મારી માંદગી ઘટવા લાગી. ખરૂં છે કે જે ભાગ્યશાળી હોય છે, તે જ હોસ્પિટલમાંથી સાજાં થઇ ઘેર આવે છે. કારણ કે એક તો ત્યાં વખતસર દવા મળતી નથી. બીજું રાતના જે ડયુટી ઉપર હોય છે, તેઓ પોતાની મરજી પ્રમાણે આવે છે અને મરજી પ્રમાણે દવા આપે છે. હું તો કહુંછું કે દવાને બદલે તેઓ કેવળ પાણી આપી દવાને ચોરી જાય છે. હું એમ નથી કહેતી કે દવાખાનાઓમાં દવાઓ નથી હોતી અથવા સેવા કરનારા નથી હોતા; પરંતુ ગફલત અને બેદરકારીથી સઘળી ખરાબીઓ થાય છે. જેમ જેમ મને આરામ થવા લાગ્યો, તેમ તેમ દુષ્ટોની બૂરી દૃષ્ટિ મારા ઉપર પડવા લાગી. એક તો હું ભ્રષ્ટા અને તેમાં વળી પરાધિના ! આથી મારા ઉપર સર્વ લોકો મનમાન્યો અત્યાચાર કરવા ઇચ્છે. હવે હું રોગીઓની પાસે રાત્રે રહેતી નહોતી. જ્યારે જ્યારે જે જે કંપાઉન્ડરોને ઇચ્છા થતી ત્યારે ત્યારે તે તે કંપાઉન્ડરો મને પોતાને ઘેર બોલાવતા અને આખી રાત પોતાની પાસે રાખતા. આથી મારો રોગ શાંત થતો નહિ. જરા આરામ થતો, ત્યાં અત્યાચારથી પાછો વ્યાધી વધી જતો. લગભગ છ મહિના સુધી આ પ્રમાણે હું હૉસ્પિટલમાં રહી.

હું જે ઠેકાણે રહેતી હતી, તે ઠેકાણે એક બીજી સ્ત્રી બિમાર થઇ આવી હતી. તે પણ વેશ્યા હતી; પરંતુ મારા જેવી યુવતી કે

રૂપવતી નહોતી. હું એની પાસે રહેવાને લીધે એનાથી પરિચિત થઇ ગઇ હતી. ત્યાં રહેવાથી અમે એવાં કંટાળી ગયાં હતાં કે ગમે તે રીતે એ સ્થાનમાંથી નાસી છૂટવાનો અમે વિચાર કર્યાં કરતાં હતાં. એક દિવસ મેં તેને કહ્યું: 'બ્હેન! હવે તો અહીં બીલકુલ રહેવાય એવું નથી. કોઇ એવી યુક્તિ શોધી કાઢો કે આપણે બન્ને નાસી છૂટીએ.'

'બ્હેન, હું પણ એ જ વિચાર કરૂં છું; પરંતુ મને રસ્તો જડતો નથી.'

'શું રાત્રે આપણાથી ન ચાલ્યાં જવાય?'

'ના, દરવાજા ઉપર સખત ચોકી રહે છે. પકડાઇ જઇએ તો જેલમાં જવાનો વખત આવે.'

'ત્યારે શું બીજો કોઇ ઇલાજ નથી?'

'છે, એક ઇલાજ છે. અહીં જે હુલાલ–ભંગી રહે છે, તેને આપણે હાથમાં લેવો જોઇએ. જો તે રીઝશે તો આપણને બહાર કાઢી શકશે.'

'પણ એને શી રીતે હાથમાં લેવો?'

'જો નાસી છૂટવું હોય તો નિરૂપાયે તું એક વખત તેના ઉપર પ્રસન્ન થઇ જા!' એમ કહીને તે હસી.

તેની આ સલાહ સાંભળતાં મારા શરીરમાં પગથી માથા સુધી આગ સળગી ઉઠી. હાય, હાય! શું આટલે સુધી મારી દુર્ગતિ થઇ ગઇ? તે સ્ત્રી મારા મોઢા સામે જોઇ મારા હૃદયના ભાવ સમજી ગઇ. મને તે ધીમે ધીમે સમજાવવા લાગી કે: 'જો બ્હેન! આપણે કોઇપણ રીતે અહીંથી નીકળી જઇએ તો જાણે આપણો નરકમાંથી ઉદ્ધાર થયો ગણાય. આ પાપસ્થાનમાંથી છૂટવા માટે સર્વ કાંઇ એક વખત કરવું જોઇએ. આપણે વેશ્યાઓ છીએ. ઉચ્ચ, નીચ પુરુષોનો ભેદ આપણે ક્યાં જોવા રહીએ?'

આખરે હું તેની સલાહ પ્રમાણે વરતી અને એક દિવસ એ

સંગીની મદદથી અમારો બન્નેનો ત્યાંથી છૂટકારો થઇ ગયો. અમે ત્યાંથી નાસીને થોડે દૂર એક સાધારણ મકાન પાસે આવી પહોંચ્યાં. મારી સાથેની બાઇએ બહારથી બારણું ખખડાવ્યું. થોડીવારમાં એક સ્ત્રી અંદરથી દીવો લઇને આવી. બારણું ઉઘાડી, દીવો ઉંચો કરી મારા મોઢા સામે જોઇ મારી સંગિનીને પૂછ્યું: 'અરે, લક્ષ્મી! તું અત્યારે ક્યાંથી આવી અને આ કોણ છે?'

'એ બધું હું પછી કહીશ. અત્યારે તો અમને અંદર લે.'

અમે મકાનમાં ગયાં. તે આધેડ સ્ત્રી અમારી પાછળ પાછળ આવી. મેં ધાર્યું કે મારે અહીં પણ દ્વાર ઉપર ઉભાં રહી શરીર વેચવું પડશે; પરંતુ મારી તે ધારણા ખોટી પડી. સદ્‌ભાગ્યે લક્ષ્મીએ મને એવું કામ કરવા દીધું નહિ અને કહ્યું કે: 'જ્યાં સુધી તને સંપૂર્ણ આરામ ન થાય ત્યાં સુધી હું તને એ નીચ ધંધો કરવા દઇશ નહિ.' ખરેખર તે મને તેના કથન પ્રમાણે રોગથી મુક્ત થવાનો પ્રયત્ન કરતી હતી. મારા નિત્યના આહારને માટે તેણે સ્વાદિષ્ટ ભોજનનો અને પહેરવાને માટે સારાં વસ્ત્રોનો પ્રબંધ કરી દીધો. સ્નેહમયી મોટી બ્હેન સહોદરા નાની બ્હેન સાથે જેવી વર્તણુક ચલાવે, તેવી જ વર્તણુક તેણે મારી સાથે ચલાવી હતી. હું એની સેવા તથા મમતાથી બહુ જ સંતુષ્ટ થઇ.

( ૫ )

છ મહિનામાં હું લક્ષ્મીની પ્રીતિ તથા માવજતથી સારી થઇ ગઇ. પહેલાં જેવું મારૂં સૌન્દર્ય હતું, તેવું જ પાછું પણ પ્રાપ્ત થયું. એક દિવસ દર્પણમાં મારૂં મોઢું જોઇ મને બહુ પ્રસન્નતા થઇ. ધન્ય ઇશ્વર કે જેણે મને મહા ઘૃણિત અવસ્થામાંથી પાછી આ ઉત્તમ અવસ્થામાં લાવી મૂકી. મેં વિચાર કર્યો કે: ઇશ્વરે દયા કરી મારો નરકમાંથી ઉદ્ધાર કર્યો છે તો હવે મારે આ નીચ વૃત્તિ છોડી દઇ કોઇ રાજા-રજવાડાનો આશ્રય લેવો જોઇએ; કારણ કે મને

પરમેશ્વરે એને લાયક રૂપ–યૌવન આપ્યું છે. ફરી મેં વિચાર કર્યો કેઃ આ લક્ષ્મી મારી માવજત જે આટલા પ્રેમથી કરી રહી છે, તેની મતલબ મારા સમજવામાં એવી આવે છે કે તે મારી પાસે પાપની કમાણી કરાવશે. હવે હું ગામડીઅણ સાદી, ભોળી કાત્યાયની નહોતી; પરન્તુ મારા ધંધાનાં છળ, બળ, કળ સર્વમાં પાકી રીઢી થઇ ગઇ છું. પુરુષોની બુદ્ધિ ઉપર પરદો નાંખી તેમને મૂર્ખ બનાવવાની પૂરેપૂરી યુક્તિઓ મને આવડી ગઇ છે; પરંતુ આ ઠેકાણે રહીને કોઇ મોટો શિકાર પકડાય એમ નથી. લક્ષ્મી મારા ઉપર ચોવીસે કલાક નજર રાખ્યા કરતી હતી. તેના પંજામાંથી નાસી છૂટવું સહેલું નહોતું. વળી એકલાં નાસવાનું સાહસ પણ કરી શકાય તેમ નહોતું.

એક દિવસે તેણે મને કહ્યું કેઃ ‘પરમેશ્વરે તને એવું રૂપ આપ્યું છે કે તેમાં કોઇ મોટો માણસ ફસાઇ જશે અને થોડા જ દિવસમાં આપણે ધનાઢ્ય થઇ જઇશું. મેં એક સારૂં ઘર ભાડે લીધું છે, તેમાં હવે આપણે રહેવા જવાનું છે.’

હું તો એ સાંભળતાં જ રાજી થઇ ગઈ, કારણ કે મને આ મકાન ગમતું નહોતું. નવા મકાનમાં જઇ મેં નવા ઠાઠથી ફરી દુકાન શરૂ કરી–ફરી એ જ નીચ વૃત્તિનું અવલંબન કર્યું. હૃદયની અંદર તો અગ્નિ સળગી રહ્યો હતો પણ મોઢા ઉપર બનાવટી હાસ્ય રાખવું પડતું હતું. જેને તિરસ્કારતી, તેને જ તે નકલી પ્રેમથી હૃદય સાથે લગાડતી. શરીર અશક્ત હોય તો પણ નાચવું અને ગાવું પડતું. શરીર ચાલતું ન હોય, હૃદય આનંદિત ન હોય તો પણ તેના ઉપર જુલમ કરાવતી. જે મુખથી પ્રાણપ્યારા કહી ઘણાને બનાવટી પ્રેમ કરતી, તેનો જ હૃદયથી તિરસ્કાર કરતી અને પાછળથી નિંદા કરી કટુ વચન કહેતી. જેને જોવાનું કદી પણ મન ન થાય, તેને કહેતી કેઃ વ્હાલા, તમારા વિના શી રીતે જીવી શકીશ ? પરપુરૂષને રીઝવવા માટે આંખોમાંથી ખોટાં આંસુઓ પાડતી અને તેના ગયા

પછી એની મૂર્ખતાપર ખુબ હસતી. ખરૂં છે કે વારાંગનાઓના જેવી જીવતી ચુડેલો આ જગતમાં બીજી કોઇ નહિ હોય! આટલું પાપ, આટલો પ્રપંચ અને આટલો વિશ્વાસઘાત કેવળ રૂપિયા કમાવા માટે! પરંતુ એ વખતે એ ખ્યાલ નહોતો આવતો કે જે રૂપિયા પાપ અને વિશ્વાસઘાતથી પેદા કરવામાં આવે છે તે તત્કાળ ચાલ્યા જાય છે. જે લોકો પાપી, વિશ્વાસઘાતી, ઘમંડી થઇ પૈસા પેદા કરે છે તેમને ધનની માદકતાથી એવું સમજાય છે કે મારા જેવો ભાગ્યવાન અને ચતુર ધંધાદારી જગતમાં બીજો કોઇ નથી થયો અને જે લક્ષ્મી મારી પાસે આવી છે, તે સદાકાળ મારી પાસે રહેવાની છે. પણ આ પૃથ્વી ઉપર કોઇ પણ એવો સામર્થ્યવાન નથી થયો કે જેના દિવસો સદા એક સરખા ગયા હોય! કદી સિંહાસન હોય છે તો કદી રાખમાં પડયા રહેવાનો વખત આવે છે; માત્ર ભેદ એટલો છે કે જે પાપને રસ્તે પૈસો પેદા કરે છે, તેને તે પૈસો નાશ પામતાં ઘણું દુઃખ અને સંતાપ થાય છે અને જેનું દ્રવ્ય સારે રસ્તે આવ્યું હોય છે, તે કદાચ નાશ પામે તો પણ તે પ્રસન્ન ચિત્ત રહ્યા કરે છે. મને પાપસ્રોતમાં વહેતાં વહેતાં છ મહિના વીતિ ગયા. જુવાનીનું જોમ જ એવું છે કે એવો નીચ ધંધો કરવા છતાં પણ મનુષ્ય અનેક દુઃખોને સહન કરી જીવવાની ઇચ્છા રાખે છે.

વાંચકોના સ્મરણમાં હશે કે હું નાચવા–ગાવામાં નિપુણ થઇ ગઇ હતી. તેથી મેં ફરીને એ વ્યવસાયનો આરંભ કરી દીધો. થોડા વખતમાં સારા શહેરમાં મારી જાહેરાત થઇ ગઇ. રોજ ક્યાં ને ક્યાંઇથી આમંત્રણ આવ્યા કરતું અને દરેક મહિને સારી આવક થતી રહેતી. મેં એ આવકના પ્રમાણમાં હીરા, મોતીનાં અનેક ઘરેણાં બનાવરાવ્યાં હતાં. પહેરવાને માટે કિમ્મતી કપડાંઓ ખરીદ્યાં હતાં. લક્ષ્મી મારી સ્વામિની હવે નહોતી. હું સર્વત્ર મુક્તાબાઇના નામથી પ્રખ્યાત થઇ ગઇ હતી. મુંબઇ શહેરમાં મારૂં નામ સર્વવ્યાપી બની ગયું હતું. સર્વ કોઇ કહેતું કે સઘળી તવાયફોમાં મુક્તાબાઇ જેવી

રૂપવતી કે અચ્છી ગાનારી બીજી કોઇ તવાયફ નથી. હું સમજી કે હવે મારૂં ભાગ્ય ખીલ્યું છે. જ્યાં ક્યાંય મુજરો થતો ત્યાં હું પૂર્ણ પ્રતિષ્ટા અને પૈસા મેળવતી. ગાયન સાંભળવાનો શોખીન વર્ગ વેશ્યાઓનાં ગાનતાન ઉપર મરી ફીટે છે તેથી જ તેમના ઉપર મારો પ્રભાવ પડી શકતો હતો. હું પણ મનમાં વિચાર કરતી કે મારા જેવી અત્યારે કોઇ તવાયફ નથી.

એક વર્ષ એ પ્રમાણે વીતિ ગયું. મારી પાસે હવે સારી રકમ એકઠી થઇ ગઇ હતી; છતાં હૃદયની આગ બુઝાતી ન હતી. તે તો દિવસે દિવસે વધતી જ જતી હતી. લક્ષ્મીના હાથમાં રમતો એક શેઠીઓ મારે મારો કરવો હતો. અનેક ધનવાન તથા રૂપવાન રાજા-મહારાજાઓ મારે ત્યાં રાત વીતાડવા માટે આતુર રહ્યા કરતા અને એક રાતને માટે હજારો રૂપીઆ આપવા ચહાતા, પણ તેથી હૃદય સંતોષ થતો નહિ. સંસારની સર્વ લાલસાઓને છોડી કેવળ લક્ષ્મીના માલદાર શેઠને મારા ફંદામાં ફસાવવાની ફિકરમાં હું પડી રહી હતી; પરંતુ હજી સુધી મને તેમાં સફળતા પ્રાપ્ત થઇ નહોતી.

હવે હું મુંબઇના સમસ્ત ધનવાન અને સ્વરૂપવાન લોકોથી પરિચીત થઇ ગઇ હતી. જો મારી એવી ઇચ્છા ન હોત તો સંસારમાં મારા જેવી બીજી સુખી કોઇ નહોત; પરન્તુ શું કરૂં? મને લાલસા સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા નહોતી. એક દિવસ લક્ષ્મી મધ્યાહ્‌ન વખતે મારી પાસે આવી બેઠી અને બોલી કેઃ ' હું તને કાંઇ કહેવા ઇચ્છું છું. '

મેં કહ્યુંઃ ' શું છે? કહે. '

લક્ષ્મી જાણતી હતી કે હું બગીચાનું આમંત્રણ સ્વીકારતી નહોતી; કેમકે બગીચાનું આમંત્રણ સ્વીકારવાથી નાચવા ગાવા સિવાય બીજા પણ અનેક ઝગડાઓ કરવા પડે છે; તેથી લક્ષ્મીએ બહુ સંકોચથી એ વાત છેડી. મેં પૂછ્યુંઃ ' કયા બગીચામાં? '

' હરિલાલ શેઠના બગીચામાં. '

હું જાણુતી હતી કે તેને લક્ષ્મી સાથે સારી મિત્રતા છે. તેથી મેં એક શરત કરી પૂછ્યું કેઃ ' તે શું આપશે ? '

' જે માગીશ તે મળશે. એને ત્યાં કોઇ વાતની ખામી નથી. '

' શેઠ હરિલાલની સાથે તારે સારી મિત્રતા છે. જો તે તને પણ આમંત્રણ આપી પોતાને ત્યાં બોલાવે તો હું ખુશીથી આવીશ. આમ કરવામાં મારો એક હેતુ હતો. લક્ષ્મીના ગર્વનું તેના દેખતાં મારે ખંડન કરવું હતું. મેં કહ્યુંઃ ' જો તું નહિ આવે તો એક લાખ રૂપિયા આપવા છતાં પણ હું નહિ જાઉં.

લક્ષ્મી એ સાંભળીને ચાલી ગઇ. સાંજે પાછી આવીને તેણે કહ્યું કેઃ હરિલાલ શેઠે સઘળી વાત કબુલ રાખી છે.

હું ઘાટ ઘડવા લાગી કે કઇ રીતે તે ઉલ્લુને ફસાવી લઉં ? પુરાણોમાં સાંભળ્યું છે કે સ્વર્ગની અપ્સરાઓએ એક પળમાં મોટા મોટા યોગસિદ્ધ ઋષિ-મુનીઓને ભ્રષ્ટ કરી દીધા છે. સ્વયં યોગીરાજ શિવજી પણ મોહિનીને જોઇ મોહિત થઇ ગયા હતા. તો પછી શું હું એક સાધારણ પુરુષને મારા ફંદામાં નહિ ફસાવી શકું ?

આવા ને આવા વિચારોમાં મારી આખી રાત વીતિ ગઇ. સવાર થતાં જ પથારીમાંથી ઉઠી હું શરીરને સારાં કિમ્મતી વસ્ત્રોથી મોહક બનાવવાનો ઉદ્યોગ કરવા લાગી. જેમ જેમ દિવસ ચડવા લાગ્યો, તેમ તેમ ઉત્કંઠા વધવા માંડી. એક કલાક તો વાળ હોળવામાં લગાડયો; પછી કિંમતી કિંમતી વસ્ત્રો અને ઘરેણાંઓ ધારણ કર્યાં. જ્યારે સર્વ પ્રકારે સજ્જ થઇ ગઇ ત્યારે એક મોટા દર્પણની સામે જઇ તેમાં મારૂં રૂપ નિહાળવા લાગી. હું એ વખતે મારા રૂપ ઉપર એવી મોહિત થઇ ગઇ કે ક્યાં સુધી ત્યાં ઉભી રહી એનું પણ મને ભાન રહ્યું નહિ. જ્યારે લક્ષ્મીએ આવીને કહ્યું કેઃ ગાડી આવી ગઇ છેઃ ત્યારે ચમકી ને તેની સાથે જઇ ગાડીમાં બેઠી. અમો એક સુંદર બગીચાવાળા બંગલામાં જઇ પહોંચ્યાં. સાંજ પડી ગઇ હતી. હરિલાલે હસતાં હસતાં અમારી તરફ પોતાનો હાથ

લંબાવ્યો. મારા મુજરાની વાત સાંભળીને અગાઉથી ઘણાં રસિકજનો આવી હાજર થઇ ગયાં હતાં. સર્વની નજર મારી તરફ હતી. હું ગાડીમાંથી નીચે ઉતરી એટલે હરિલાલ શેઠે હસીને કહ્યું:–' બની શકે ત્યાં સુધી દુનિયાની સુંદરમાં સુંદર વસ્તુઓ મેં આજ એકઠી કરી છે; પરંતુ તમારા વિના તે સઘળી નિસ્તેજ જણાતી હતી. અત્યારે હવે તમારા આવવાથી તે સર્વ સજીવ બની ગઇ લાગે છે.

મેં એના ઉત્તરમાં કહ્યું કે:–' હું તો આપ જેવા શેઠીઆઓની કૃપાભિલાષિણી છું. આપ મારા ઉપર અનુગ્રહ કરો છો તેથી જ મારી આટલી ખ્યાતિ છે.' આ પ્રમાણે શિષ્ટાચારભરી વાર્તાલાપ કરતાં કરતાં અમે અંદર ગયાં.

અંદર જતાં મેં ચારે તરફ નજર કરી અને મારાં મોહાસ્ત્ર ફેંકવાનું શરૂ કર્યું. જેઓએ વારાંગનાઓના જલસાઓ જોયા હશે તેમને માલમ હશે કે મહેફિલમાં નાચતાં નાચતાં વારાંગના ગમે તે પુરુષની પાસે બેસી ઇનામો મેળવે છે. હું શેઠની પાસે બેસી ગઇ અને તેનો હાથ પકડી મધુર સ્વરે બોલી: ' આ વીંટી ઘણી સરસ છે અને મારી આંગળીમાં તે સારી શોભે તેમ છે. ' એમ કહી વેશ્યા-સુલભ વ્યાકુળતાથી તેના તરફ કટાક્ષ ફેંક્યાં. એ કટાક્ષે તેના ઉપર જાદુની અસર કરી ! એ એટલો સંયમી નહોતો કે તેનો હાથ મારા હાથમાંથી છોડાવી શકે. હું અર્ધો કલાક સુધી તેની પાસે બેસીને ગાયન લલકારતી રહી. જ્યારે રાત ઠીક જામી ત્યારે સર્વ ચ્હા, નાસ્તો અને મદિરાપાનને માટે ઉઠીને પાસેના રૂમમાં ચાલ્યા ગયા; પણ શેઠ તેમાં ગયો નહિ. આ જોઇ મેં કહ્યું:–' અહીં બહુ ઉકળાટ થાય છે, ચાલો આપણે જરા બગીચામાં લટાર મરીએ. '

હું તેનો હાથ પકડી બહાર લઇ ગઇ. એવો કોણ સંયમી પુરુષ છે કે જે એવા પ્રસંગમાં અનંગને જીતી શકે ? થોડા જ પ્રયાસમાં હું જીતી અને તે હારી ગયો. ઘણે દિવસે આજ મારી લાલસા પૂરી થઇ. મેં લક્ષ્મીના ગર્વનું ખંડન કર્યું. તે રાત મેં બહુ આનંદમાં વીતાડી. લગભગ એક વાગે હું મિજલસમાંથી ઘેર આવી.

( ૬ )

મેં શેઠને વાતવાતમાં કહી દીધું હતું કે તેણે બીજે દિવસ મારે ઘેર આવવું. તે પ્રમાણે હું બીજે દિવસ તેના આવવાની રાહ જોવા લાગી. મેં મારા ઓરડાને કામોદ્દિપક સાધનોથી ખુબ શણગાર્યો. આ દગાબાજ દુનિયામાં અમારા જેવા દગો બીજાં કોણ કરતાં હશે ? એક યુવાન પુરુષને સપડાવવા માટે હું સર્વ કાંઈ કરતી હતી. તેની પ્રિયપાત્રી બનીને તેના સર્વનાશનો ઉપાય રચતી હતી. આ મહા પાપનું ફળ મને પાછળથી મળ્યું છે અને એવું જ ફળ મારા જેવી સર્વ હતભાગિનીઓને નિરંતર મળ્યા કરે છે.

શેઠની હું રાહ જોઇ રહી હતી; પણ તે વાયદા મુજબ બીજે દિવસ આવ્યો નહિ. એમ સાત આઠ દિવસ વીતિ ગયા. લક્ષ્મીને હું તેને બોલાવી લાવવાનું કહેતી હતી; પણ તે જુદાં જુદાં બ્હાનાં બતાવ્યા કરતી હતી.

આખરે એક મહિનો વીત્યા પછી મારી ધીરજ ખૂટતાં એક ગાડી ભાડે કરી હું શેઠને ત્યાં ગઇ. બજારૂ વેશ્યા સિવાય આવું સાહસ બીજા કોનામાં હોય છે ? મેં જોયું કે તે એક ખુરશી ઉપર બેઠો બેઠો પુસ્તક વાંચી રહ્યો છે. વાંચવામાં તે એવો તલ્લીન થઇ ગયો હતો કે હું આવી તેનું પણ તેને ભાન રહ્યું નહિ. ધીમે ધીમે તેની પાછળ જઇ હું ઉભી રહી. સામે એક મોટો અરિસો દીવાલમાં ટાંગેલો હતો. મારૂં અનુપમ સૌન્દર્ય તેમાં ઝળકવા લાગ્યું. મેં ધીમેથી મારા અંગનું વસ્ત્ર પણ ખસાવી દીધું હતું; એટલે મારૂં વિલક્ષણ રૂપ બમણું મનોહર થઇ રહ્યું. અચાનક તેની દૃષ્ટિ અરિસા ઉપર પડી. તે ક્ષણભર તેમાં જોઇ રહી પાછળ ફરી જોવા લાગ્યો. મારી ને તેની નજર એક થતાં કાનમાંનું અત્તર આંખોમાં લગાવી હું કૃત્રિમ આંસુ વહાવવા લાગી. એક મદમસ્ત યુવતીને રડતી જોઇ પત્થર પણ પીગળી જાય છે, તો પછી હરિલાલ તો રક્ત-માંસનો બનેલો મનુષ્ય હતો. તેણે એકદમ

ઉઠીને મારો હાથ પકડયો અને મારાં આંસુ લુછતાં તે બોલ્યોઃ— ‘ તું રડે છે શા માટે ? મને એથી બહુ દુઃખ થાય છે આટલા દિવસ હું બિમાર થઇ ગયો હતો, નહિ તો હું અવશ્ય તારે ત્યાં આવત. ’

મેં રડતાં રડતાં તેની છાતી ઉપર મારૂં માથું નાંખી દીધું અને ડુસકાં ભરી કહ્યુંઃ—‘ભલા આ દાસી આપને કયાંથી યાદ આવે ? મેં બહુ દિવસ રાહ જોઇ; પણ આખરે ધીરજ ખૂટતાં હું અહીં આવી. જો હૃદય ચીરી બતાવાતું હોત તો આપ જોઇ શકત કે આપની મદનમૂર્તિએ આ હૃદયમાં કયું સ્થાન લીધું છે ? ’

તે મારા પ્રેમમાં પાગલ થઇ ગયો. હું સાત દિવસ સુધી ત્યાં રહી. મેં એટલા વખતમાં તેને વધારે પ્રમાણમાં મદિરાપાન કરતાં શીખવી દીધું. હું તેનો સર્વ નાશ કરવા તૈયાર થઇ. **પિશાચિની-ઓની જાળમાં સપડાવાથી પુરુષના બન્ને ભવ બગડે છે.** તે મારી પાછળ ગાંડો થઇ ગયો. તે મને પ્રસન્ન કરવા માટે કિંમતી વસ્ત્રો અને આભૂષણો લાવવા લાગ્યો. ગાડીઓ અને ઘોડાઓ તેણે મારા માટે ખરીદ કર્યાં. પછી પોતાને ઘેર જવું છોડી દઇ તે રાતદિવસ મારે ત્યાં પડી રહેવા લાગ્યો. આટલા દિવસ પછી મારી વૃત્તિ શાંત થઇ. ખરૂં પૂછો તો તેની એ પ્રીતિના બદલામાં મારા હૃદયમાં એક પ્રકારની રાક્ષસી વૃત્તિ પેદા થઇ. એનો સર્વનાશ કરવાને માટે મારા હૃદયમાં જ્વાળા ઉઠવા લાગી. મેં એના દ્રવ્ય હરણનો રસ્તો લેવા માંડયો. વિલાસિતા, મદિરા અને મોજશોખમાં હું તેના પૈસા પાણીની પેઠે ઉડાવવા લાગી. કોઈ કોઇ વખત તો એક રાતમાં એ ત્રણ હજાર રૂપિયાનું પાણી થઇ જતું હતું ! પ્રત્યેક શનિવારે કેટલા રૂપિયા ખરચાતા હતા તેનો કાંઇ હિસાબ નહોતો.

લગભગ બે વર્ષ એ સ્થિતિમાં વીતિ ગયાં. તેના ચહેરા ઉપર હવે કાલિમાની રેખા દેખાવા લાગી. ધીમે ધીમે તે રેખા વધવા

માંડી. સુરાપાન વિના તેને એક ક્ષણ પણ ચાલતું નહોતું. થોડા દિવસમાં જ તે ખુવાર થઇ ગયો. તેની કેટલીક સંપત્તિ ચાલી ગઇ. હું વિચાર કરવા લાગી કે જે રીતે તેણે અનેક સારા ઘરની સ્ત્રીઓને રસ્તાની ભિખારણો બનાવી દીધી છે, તે જ રીત મેં આજ આટલા દિવસ પછી કરી બતાવી છે. હરિલાલ પણ મહા બદમાસ માણસ હતો. અનીતિ અને અનાચારથી તેણે પૈસો પેદા કર્યો હતો. એનાં દુષ્કૃત્યનો પાર નહોતો. જગતભરમાં એના જેવો દુષ્ટ માણસ મેં જોયો નહોતો. હવે મારી પાસે પાંચ સાત લાખનો જીવ થઇ ગયો હતો તેથી હું આ પાપપુરી મુંબઇ નગરી છોડીને કોઇ ગામડામાં સુખેથી જઇ રહી શકીશ; એવો મેં વિચાર કર્યો. પણ જેણે એકવાર પણ પાપ-માર્ગ ઉપર પગ મૂકયો હોય તેણે કોઇ પ્રકારની સુખની આશા રાખવી નહિ. મને એક વખત વિચાર આવ્યો કે ઘેર જઇ મારી માતાની ડોકે વળગી ખૂબ રડું કે જેથી હૃદયને શાંતિ મળે; પણ હાય! હિન્દુ સંસારમાં એકવાર કૂળનો ત્યાગ કર્યા પછી શું કોઇ સ્ત્રી પાછી પોતાને ઘેર જઇ શકે છે?

મારૂં ચિત્ત કોઇ રીતે શાંત થઇ શકયું નહિ. લક્ષ્મી સાથે વેર બંધાયું હતું તેથી એક અઠવાડીઆમાં ઘરનો બંદોબસ્ત કરી હું તીર્થયાત્રા કરવા નીકળી. લોકો પોતાના પાપનો નાશ કરવા માટે તીર્થયાત્રા કરે છે; પરન્તુ હું પાપ વધારવા સારૂ અને મારી પાપ-વૃત્તિને ચરિતાર્થ કરવા સારૂ તીર્થમાં ચાલી. પારધીના બાણથી વિંધાયલી હરિણી પેઠે તરફડતી વ્યાકુળ થતી અનેક તીર્થોમાં ફરી; પરંતુ ક્યાંઇ પણ શાંતિ મળી શકી નહિ. આ વખતે મારૂં પૂર્વનું અભિમાન ફરી જાગૃત થયું. સમગ્ર પુરુષ જાતિ ઉપર મને ક્રોધ ઉત્પન્ન થયો. હું રખડીને પાછી મુંબઇ આવી. હવે મારા હૃદયમાંથી દયા અને મમતા ચાલ્યાં ગયાં. મારા ફરી મુંબઇના આગમનની ખબર પડતાં હરિલાલ મારે ઘેર આવ્યો.

એની પાસે હવે પૈસા નહોતા. મેં તેને મારા ઘરમાંથી

ચાલ્યા જવાનું કહ્યું ત્યારે તે લાચાર બની મને કહેવા લાગ્યો:–'મુક્તા! તારી પાછળ મારૂં સર્વસ્વ જતું રહ્યું છે. શું તું ભુલી ગઇ કે હું તારી ઉપર સંપૂર્ણ પ્યાર કરૂં છું?'

મેં ગુસ્સો આણી તેને કહ્યું:–'પ્યાર કરવો હોય તો તારે ઘેર જા. તારી સ્ત્રી ઉપર પ્યાર કર.'

એમ કહી મેં તેને પગની એક લાત મારી મારા ઘર બહાર કાઢ્યો. તે દાંત કચકચાવતો ચાલ્યો ગયો.

મુંબઇમાં અનેક દેશના લોકો આવે છે અને જાય છે. મારા જેવી રાક્ષસિણીઓ તેને ખાવા માટે હંમેશ તૈયાર રહે છે. હું તો એ વિષયમાં પૂર્ણ નિપુણ થઇ ગઇ હતી; એટલે મારે નવો શિકાર પકડવો અઘરો નહોતો. આ વાતનું સંપૂર્ણ વર્ણન કરવું અનુચિત છે. સંક્ષેપમાં એટલુંજ કે મેં એક એક કરીને સાત મોટા શ્રીમંતોની સંપત્તિ માટીમાં મેળવી દીધી. આ પ્રમાણેની અમીરી આમોદપ્રમોદ, કપટાચરણ અને શરાબખોરીમાં મેં લગભગ વીસ વર્ષ વીતાડયાં! યૌવન પણ ધીરે ધીરે હવે દૂર થવા લાગ્યું; પણ ચિત્તની લાલસા તો ઉલટી વધતી ગઇ. હવે મને પાપ પુણ્યનો કાંઇ વિચાર રહ્યો નહિ. એકવાર એવું બન્યું કે એકાએક કેટલાક બદમાસ–ગુંડાઓએ મને ફસાવી. મારા ઘરમાંનું જરજવાહીર ઉપડી ગયું. અને ટુંકામાં એટલુંજ કે જે રીતે મેં બીજાઓને ભિખારી બનાવ્યા હતા, તે રીતે હું પોતે પણ ભિખારણ બની ગઇ.

આખરે હું બહુ કંટાળી એટલે એક દિવસ ત્યાંથી નાઠી અને શહેરને બીજે છેડે એક ઓરડી ભાડે લઇ રહેવા લાગી. હવે મારાથી ગાઇ શકાતું નહોતું. ઉદરપોષણ માટે મારે ફરીને બજારમાં બેસવાનો સમય આવ્યો. એક એવો સમય હતો કે મારા પગ આગળ રૂપિયાના ઢગલા થતા અને અત્યારે એવો વખત આવ્યો કે એક પાઇને માટે મારે બીજાની યાચના કરવાનું રહ્યું! હું મારા ભાગ્ય ઉપર કેટલુંયે રોઇ; પણ રડવાથી શું વળે તેમ હતું? મેં જાણ્યું કે મારાં પાપનો ઘડો હવે ભરાઇ ચુક્યો છે.

અબળાઓની આત્મકથાઓ



વાર્તા ૧૭ મી

**મુક્તા:**

તે લાચાર બની મને કહેવા લાગ્યો:—'મુક્તા! તારી પાછળ મારું સર્વસ્વ જતું રહ્યું છે'...

મેં ગુસ્સો આણી તેને કહ્યું:—'પ્યાર કરવો હોય તો તારે ઘેર જા. તારી સ્ત્રી ઉપર પ્યાર કર.'

(૭)

આ સંસારમાં માણસની એક અવસ્થા સદાકાળ રહેતી નથી! હું જેમ થોડા દિવસમાં સોનાના સિંહાસન ઉપર ચડી બેઠી હતી, તેમ થોડા જ દિવસમાં પાછી રસ્તાની ભિખારણ બની ગઇ. જેની સાથે વાતચીત કરવા મોટા મોટા શ્રીમંતો આતુર રહેતા, તેને આજ એક સાધારણ ઓરડીમાં બેસી રસ્તે જનારાઓને ચાર–આઠ આના માટે લોભાવવાનો વખત આવ્યો! પૈસા જેવી ચીજને અર્થે નીચમાં નીચ પુરુષને હાથે પણ શરીર ચુંથાવવાનો સમય આવ્યો!! આ હાલત કરતાં તો મરવું પણ બહેતર હતું; પરંતુ મને મોતનોય ડર લાગતો હતો. હું પાપિણી છું. મારા ભાગ્યમાં નરકવાસ લખેલો છે. પેટને અર્થે જેટલા અત્યાચાર કોઇ સહન કરી શકે તે સર્વે મેં સહન કર્યાં છે. સઘળી ઇચ્છા, આશા અને વાસનાનો મેં પરિત્યાગ કરી દીધો; છતાં પેટ ભરાયું નહિ. બે વખતને બદલે એક વખત પણ મને માંડમાંડ ખાવાનું પ્રાપ્ત થતું હતું; છતાં જીવવાનો લોભ રહેતો હતો. હું મહા મુસીબતે જે કાંઇ જુજ પૈસા મેળવતી હતી, તે શરાબમાં વપરાઇ જતા હતા. મદિરાના શરણમાં રહેવાથી હું મારાં અનેક કષ્ટ ભુલી જતી હતી; પણ એ રીતે કેટલા દિવસ ચાલી શકે? આખરે મને કૂટ્ણી બનવાનો વિચાર થયો. આજ સુધીમાં હું અનેક પુરુષોનું સત્યાનાશ કરી ચુકી હતી; હવે અનેક બાલિકાઓનું સત્યાનાશ વાળવા ઉભી થઇ. મેં હિન્દુઓના લત્તામાં ફરવા માંડયું. બ્રાહ્મણી બની બે ત્રણ શ્રીમંત બ્રાહ્મણોના ઘરમાં રસોયણ તરીકે રહી; પણ મારી ઇચ્છા સફળ થઇ નહિ. કોઇ છોકરી હાથ પડી જશે એ આશામાં હું દિવસો વીતાડવા લાગી. એક મહિનો એ પ્રમાણે વીતિ ગયો, પણ મારી ઇચ્છા પૂરી થઇ નહિ. લાલસાવૃત્તિ અને મદ્યપાનની આદત મને એવી ખરાબ પડી ગઇ હતી કે તેના વિના એક ઘડી પણ ચાલતું નહોતું. એ બે વસ્તુની તૃપ્તીને અર્થે અત્યંત નીચને પણ મારી શય્યામાં મારે સ્થાન આપવું પડતું! હવે કહો, પતિત થવામાં બાકી શું રહ્યું?

એવામાં અચાનક મારા દિવસો ફર્યા. એક દિવસે રસ્તે જતાં મેં એક બ્રાહ્મણ વિધવાને જોઇ. છળ કરી બ્રાહ્મણી બની હું તેને ઘેર જઇ વાતચીત કરવા લાગી. તે ઘણી સુંદર યુવતી હતી. જે રીતે શિકારીને શિકાર જોઇ આનંદ થાય છે, તે રીતે તેને જોઈ મને પણ આનંદ થયો. મારા પાપની વાત હું ક્યાં સુધી કહું? મેં તેની પાસે હંમેશ ધીમે ધીમે સંસાર સુખનાં અને સ્વચ્છંદ જીવનનાં ચિત્રો રજુ કરવા માંડયાં. એક મહિના પછી મારી ઇચ્છા પૂરી થઈ. તે તરુણ યુવતી તેના ઘરમાંથી નીકળી મારે ત્યાં આવી ગઇ અને મેં પાછી દુકાન શરૂ કરી!

હું તેને બન્ને વખત ખાવા આપતી અને દરરોજ આખી રાત તેની પાસે વેશ્યાવૃત્તિ કરાવી બની શકે એટલું દ્રવ્ય પેદા કરી લેતી. તે ઘણું રડતી, કકળતી; પરંતુ હું તેના ઉપર મુદ્દલ ધ્યાન આપતી નહિ. તે મારૂં કહેવું ન માનતી ત્યારે હું તેને મારતી પણ ખરી. મારા હૃદયમાં દયાનો છાંટોય નહોતો. દિવસે દિવસે મારો જુલમ વધવા લાગ્યો અને તેણે કંટાળવા માંડયું, આખરે એક વરસ પછી એક દિવસ મારી ગેરહાજરીમાં તે નાસી ગઇ. મેં તેની ઘણી તપાસ કરી; પણ પત્તો લાગ્યો નહિ.

હું હવે બીજી બાલિકાને શોધવા લાગી. જે કાંઇ પૈસા હાથમાં હતા તે ચાર પાંચ મહિનામાં વપરાઇ ગયા. મદિરાપાનના ખર્ચમાં રાજાનાં રાજ્ય પણ ટકતાં નથી, તો પછી મારા સામાન્ય દ્રવ્યની શી વાત કરવી? અનેક ઉદ્યોગ કરવા છતાં જ્યારે બીજી બાલિકા હાથ ન ચડી, ત્યારે લાચાર થઇ ફરી મારે જુના રોજગારનો આશ્રય લેવો પડયો. પણ હવે કાંઇ તે રૂપ કે તે યૌવન નહોતું; એટલે કોઇ પુરુષ મારી પાસે આવતો નહોતો. મકાનનું ભાડું ચડી ગયું હતું. માલિકે કેટલોક સર-સામાન મારી પાસેથી ભાડા પેટે રાખી લઇ મને બહાર કાઢી મૂકી. મેં બીજા લત્તામાં જઇ બીજી ઓરડી ભાડે લીધી. અહીં મારી તરફ કોઈ આંખ ઉંચી કરીને પણ જોતું નહોતું. થોડા પૈસા ખર-

ચવા ઇચ્છતા કેટલાક મિલ મજુરો અને ઝાડુ વાળનારાઓ આવતા અને તેનાથી મારો નિર્વાહ મહા મુસીબતે ચાલતો. એક ગ્લાસ શરાબને માટે નીચને પણ મારૂં શરીર સ્પર્શવા દેતી. અહો, ભાગ્યની કેવી વિચિત્રતા છે! રૂપ, યૌવન, ધન, પ્રેમ, આદર, સત્કાર, સર્વ અસ્થાયી છે. એકવાર પણ જે પાપમાર્ગમાં પગ મૂકે છે, તેની અંતે પતિત અવસ્થા થયા વિના રહેતી નથી!

દારૂનું વ્યસન મને બહુ જ વળગ્યું હતું. આ સંસારમાં મદિરા સિવાય મારી કોઇ પ્રિય વસ્તુ નહોતી. દારૂના એક ગ્લાસને માટે હું સર્વ કાંઇ કરવા તૈયાર હતી. મદિરાપાન કરીને હું ગમે ત્યારે ગમે ત્યાં પડી રહેતી. અને મારા શરીરનું ભાન રહેતું નહિ. એક વખત હું એ રીતે એક ગટરમાં પડી ગઇ હતી. જ્યારે જાગી ત્યારે એક હૉસ્પિટલમાં હું પડી હોઉં એમ મને માલમ પડયું. આજ સુધીમાં મને કોઇએ કાંઇપણ ઉપદેશ આપ્યો નહોતો. જો મને સારૂં શિક્ષણ મળ્યું હોત તો કદાચ મારી આવી દશા પણ ન થઇ હોત! મેં જેવાં દુઃખો ભોગવ્યાં છે. તેવાં દુઃખ ઈશ્વર કોઇને પણ ન આપે.

તે હૉસ્પિટલમાં એક યુરોપિયન બાઇ બહુ કાળજીથી મારી સારવાર કરતી હતી. સમય મેળવી તે મને ઉપદેશ પણ આપ્યા કરતી હતી. એની લાગણી જોઇ મને મારી સ્નેહમયી માતાનું સ્મરણ થતું હતું અને મારાં બન્ને નેત્રો અશ્રુઓથી ભરાઇ આવતાં હતાં. હું એના પરિશ્રમ અને પ્રેમથી એવી મોહિત થઇ ગઇ હતી કે તેને હંમેશ માતા કહીને જ હું બોલાવતી હતી. એક દિવસ મેં મારા જીવનની સઘળી હકીકત તેને કહી સંભળાવી. મારા મનનો ભાર તેથી કાંઇક હલકો થઇ ગયો. આજ સુધી મેં મારાં કરેલાં પાપનો કદી પસ્તાવો કર્યો નહોતો; પણ હવે એ પશ્ચાતાપનો આરંભ થયો. મારૂં મગજ ગાંડાની પેઠે ભમવા લાગ્યું; કિન્તુ હું મોતને ઇચ્છતી નહોતી. વિપત્તિમાંથી જ્યારે માણસનો કોઇ પણ રીતે

ઉદ્ધાર નથી થતો ત્યારે તે ભાગ્યનો દોષ કાઢે છે. હું પણ મારાં કિસ્મતનો દોષ કાઢવા લાગી. રોગથી મારૂં શરીર શિથિલ થઇ ગયું હતું અને વ્યગ્રતાથી હૃદયની વાસનાઓ પણ શિથિલ થઇ ગઇ હતી. મને લાગતું હતું કે મારૂં મૃત્યુ સમીપ આવ્યું છે; પરન્તુ એ વાત સાચી નહોતી. મારા હૃદયનો પુનર્જન્મ થઇ રહ્યો હતો.

એ ભલી બાઇના હંમેશના ઉપદેશથી મને શાન્તિ થવા લાગી. એક દિવસ મેં તેના ચરણ પકડી પૂછ્યું:–' ભગવાન મારાં પાપોની મને ક્ષમા આપશે ? '

તેણે સ્નેહપૂર્ણ શબ્દોમાં જવાબ આપ્યો:–' પુત્રી ! ઇશ્વર પતિતપાવન છે ! એની પાસેથી સર્વને ક્ષમા પ્રાપ્ત થાય છે. તે કરુણામય છે. એની કરુણાના પાનને માટે સાચા હૃદયથી જે એને ભજે છે, તે એની કરુણા મેળવે છે. તે પાપી અને તાપી સર્વનું રક્ષણ કરનાર છે. '

મારા હૃદયમાં એના શબ્દોથી આશાનો સંચાર થયો. હું વિચારવા લાગી કે જો એમ છે તો આ કષ્ટથી જરૂર હું છૂટી શકીશ. ભગવાન મને અવશ્ય ક્ષમા કરશે. હું રાત દિવસ મારાં પાપની ક્ષમા માગીશ. હવે એ જ મારો ઉદ્ધારકર્ત્તા અને આશ્રયદાતા છે. બસ, એ દિવસથી મારા ખરા પ્રાયશ્ચિતનો આરંભ થયો. હું વ્યાકુળ ચિત્તથી ઇશ્વરનું નામ લેવા લાગી. જેમ જેમ મારા હૃદયમાં શાન્તિ આવવા માંડી; તેમ તેમ પ્રતિદિન મારા શરીરમાં પણ બળ વધવા લાગ્યું. મેં હવે ત્યાંથી ક્યાંઇ તીર્થમાં જવાનો નિશ્ચય કર્યો અને એ ભલી બાઇને તે નિશ્ચય જણાવી તેની પાસે રહી હૃદયનો ભાર ઓછો કર્યો. હું તે દિવસ તે બાઇની સાથે એને બંગલે ગઇ. તે વિધવા હતી. એનું નામ મિસિસ સ્મીથ હતું. એની ઉમ્મર ૫૦ વર્ષની હતી. તેણે ખ્રિસ્તી ધર્મનું અવલંબન કરવાનો મને કદી પણ ઉપદેશ કર્યો નહોતો. હું સ્વતંત્ર રીતે મારા હાથથી રસોઇ બનાવતી અને જમતી. લગભગ ત્રણ મહિના એ રીતે મેં ત્યાં સુખપૂર્વક વીતાડયા.

એક દિવસ સાંજને વખતે હું બહારથી ઘર તરફ આવતી હતી. રસ્તામાં એક ઠેકાણે ગાડીઓની ભીડમાં મેં એકાએક ચાબુકનો ફટકાર સાંભળ્યો. જે માણસની પીઠ ઉપર ચાબુક પડયો હતો; તેણે ફાટેલાં, ગંદાં કપડાં પહેર્યાં હતાં. પગમાં જોડા નહોતા અને માથું ઉઘાડું હતું. મને જોઇ તે કહેવા લાગ્યો:–'ત્રણ દિવસથી મેં કાંઇ પણ ખાધું નથી. હું બહુ ભુખ્યો છું. દયા કરી મને કાંઇક આપો.'

'તારી આવી હાલત શાથી થઇ?' મેં પૂછ્યું.

'એ ઇતિહાસ બહુ લાંબો છે. દુર્ભાગ્યની વાત શું કહું?'

'તું તારૂં નામ કહે તો હું એક રૂપિયો આપું.

રૂપિયાના લોભે તેણે પોતાનું ભળતું નામ બતાવ્યું. મેં કહ્યું:–'તું ખોટું બોલે છે. તારૂં સાચું નામ ન કહે તો હું ચાલી જાઉં છું.'

થોડીવાર આનાકાની કરી તેણે રૂપિયાની લાલચે પોતાનું નામ બતાવ્યું. મારો સંદેહ દૂર થયો. મારી પાસે જે એક રૂપિયો હતો તે મેં તેને આપી દીધો. રૂપિયો મળતાં જ તે કલાલની દુકાનમાં પેઠો. હાય, નસીબના ચમત્કાર કેવા વિચિત્ર છે? જે આજ રસ્તામાં ઉભો રહી ભીખ માગે છે, જેણે આજ બીજાની ચાબુક પીઠ ઉપર ખાધી છે, જે હમણાં મારી પાસેથી રૂપિયો મેળવી શરાબથી પોતાનું દુઃખ ભુલવા પીઠામાં પેઠો છે, તેણે એક દિવસ પોતાનું સર્વસ્વ મને આપી, લાચાર હાલતમાં મારાં ચરણોનો આશ્રય માગ્યો હતો અને મેં તેને પગની લાત મારી બહાર કાઢયો હતો! એ બીજો કોઇ નહિ અભાગી હરિલાલ શેઠ હતો!

મડમ સાહેબની પાસે રહેતાં એક બીજું પણ વર્ષ વીતિ ગયું. તે એક દિવસ મારા માટે નોકરી શોધી લાવી. એક શ્રીમંતને ઘેર તેનાં બાળકોને સાંચવવાનું કામ મારે કરવાનું હતું. હું એ કામથી બહુ રાજી થઇ અને તત્કાળ એ નવી જગ્યા ઉપર જવાની તૈયારી કરવા લાગી. એક એવો સમય હતો કે હું રાજાની રાણી પેઠે સ્વતંત્રપણે આનંદ કરતી હતી, અનેક નોકરચાકરો મારી સેવા

ઉઠાવતા હતા અને આજે એક એવો સમય છે કે હું પોતે નોકરી કરવા જાઉં છું. સમયની બલિહારી છે. એ યુરોપિયન બાઇએ મને ભલામણ પત્ર લખી આપ્યું અને નવી જગ્યાનું એડ્રેસ આપ્યું. હું તે પ્રમાણે ત્યાં જઇ પહોંચી. બહાર પહેરેગીરો બેઠા હતા. મારો પત્ર તે શેઠની પાસે લઇ ગયા. એક દાસી મને તેડવા આવી. હું તેની સાથે ઉપર ગઇ. મેં ત્યાં જઇને જોયું તો એક અતિ ઉત્તમ સુસજ્જિત ઓરડામાં મખમલના કોચ ઉપર એક સુખી જોડું બેઠેલું છે. સ્ત્રીના ખોળામાં એક બાળક છે અને પુરુષ તે બાળકને હસાવે છે. મને એ જોઇને વિચાર આવ્યો કેઃ કોણ કહે છે કે સંસારમાં સ્વર્ગ નથી? સાચું સ્વર્ગ અહીં જ છે!!

હું દાસીની સાથે આગળ વધી. મારી દૃષ્ટિ બરાબર એ પુરુષ ઉપર પડતાં મને આશ્ચર્ય થયું. મેં તેને ઓળખ્યો પણ તેણે મને ઓળખી નહિ. એ પુરુષ પ્રમોદ હતો. જેણે મને કુંભના મેળામાં બચાવી હતી. જ્યારે મેં જોયું કે પ્રમોદ મને નથી ઓળખી શકયો, ત્યારે મારા હૃદયને કાંઇક શાંતિ વળી. હું વિચાર કરવા લાગી કે બીજાને ત્યાં રહેવા કરતાં પ્રમોદની પાસે રહેવું ઉત્તમ છે. પ્રમોદની સ્ત્રીની સેવા કરવાથી મારૂં કેટલુંક પ્રાયશ્ચિત થઇ જશે, એવો મેં નિશ્ચય કર્યો.

પ્રમોદની સ્ત્રીએ દાસી પાસેથી મારો પરિચય મેળવી તેનો બાળક મારા હાથમાં આપ્યો. અહા, કેવું આશ્ચર્ય! બાળક મારી પાસે આવી હસવા લાગ્યો. દંપતીને એ જોઇ પરમ સંતોષ થયો. અને તે જ દિવસથી મારી નોકરીની શરૂઆત તેમણે ગણી લીધી. હું અજાણી હોવા છતાં બાળક મારી પાસે રહે છે એ જોઇ પ્રમોદની સ્ત્રીએ મને પૂછયુંઃ ‘બાઇ! તારે કેટલા દીકરા છે?’

મારી આંખોમાં એકદમ આંસુ આવી ગયાં. એણે પોતાના સ્વામી પાસે મારી વગર પૈસે વકીલાત કરી–‘નાથ! જણાય છે કે આ બાઇનાં સર્વ છોકરાંઓ મરી ગયાં છે. જુઓ, બિચારીનું ભાગ્ય કેવું ફૂટેલું છે?’

પ્રમોદે તેને કહ્યું: 'પ્રિયે! આ સંસારની એવી જ ગતિ છે. ધન્ય છે એ પરમેશ્વરને કે જેની આટલી કૃપા આપણી ઉપર છે.'

હવે મારા જીવનની ઘટના એક રીતે સમાપ્ત થઇ ગઇ. એક વર્ષ સુધી મેં પ્રમોદના ઘરમાં દાસીનું કામ કર્યું. મારા જીવનમાં આટલાં વર્ષો પછી હું સુખી થઇ. પ્રમોદની સ્ત્રીના જેવી દયાશીલા અને સ્નેહમયી ગૃહિણીઓ બહુ થોડી હોય છે. તે મારા ઉપર ઘણો સ્નેહ રાખતી હતી. પ્રમોદની નજરે હું કદી ચડતી નહોતી. તે હજુ પણ મને ઓળખી શકયો નહોતો.

એક દિવસ બપોરના વખતે કુસળાએ મને કહ્યું કે: 'તું જરા એમના પગ દબાવ, મારે થોડું બીજું કામ છે.'

આટલીવાર સુધી તે સ્વામીના ચરણ દાબતી હતી. તે મને સોંપીને એ બીજા કામ માટે ચાલી ગઇ. પ્રમોદ ના કહે તે પહેલાં જ મેં એનો પગ મારા ખોળામાં લઇ લીધો અને હું તે દબાવવા લાગી. મારા હૃદયનો આવેગ હું રોકી શકી નહિ. આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં. હું પાલવથી જેમ જેમ લુછવા લાગી, તેમ તેમ તે વધારે નીકળવા લાગ્યાં અને તેમાંનાં બેચાર ગરમ આંસુઓ તેના પગ ઉપર પડી ગયાં. આંસુ પડતાં જ પ્રમોદે પોતાની આંખો ઉઘાડી. મેં લજ્જિત થઇ સાડીના છેડાથી તે આંસુ લુછી નાંખ્યાં. પ્રમોદ બેઠો થઇ ઘણીવાર સુધી મારી સામે જોઇ બોલ્યો: 'બાઇ, તું શા માટે રડે છે?'

મેં કાંઇ જવાબ ન આપ્યો, એટલે તેણે બીજીવાર પણ એ જ પ્રશ્ન કર્યો. હું કાષ્ટની પુતળી સમાન મુંગી બની ગઇ. તે મારી તરફ એકી નજરે જોવા લાગ્યો. ઘણીવાર પછી અચાનક બોલ્યો:– 'શું તું તે નદીમાં સપડાએલી વિધવા મુક્તા છે?'

હવે મારા હૃદયનો વેગ રોકી શકાયો નહિ. હું ફરીને રડવા લાગી. થોડીવાર પછી મેં બધી વાત કહી બતાવી.

એટલામાં કમળા અંદર આવી. હું મારી એ વખતની અવસ્થાનું વર્ણન નહિ કરી શકું. પ્રમોદ ઉઠીને તેની સ્ત્રી પાસે જઇ કાંઇક વાત કરવા લાગ્યો. પછી થોડીવારે કમળાએ આવી હસતાં હસતાં મારો હાથ પકડી લીધો અને સાદર મારાં આંસુ લુછી કહેવા લાગીઃ–' બ્હેન, જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે એ સઘળો ભૂતકાલ ભુલી જા. '

હું એના શબ્દોથી વધારે રડી પડી. મેં કહ્યુઃ–' આપ દેવી છો, હું પિશાચિની છું. આ ઉપકારનો બદલો કયાં વાળીશ ? '

હવે મેં કાશીમાં જઇ શેષ જીવન વીતાડવાનો નિશ્ચય કર્યો. પ્રમોદરાયે મને એ સઘળો બંદોબસ્ત કરી આપ્યો. એક દિવસ હું તે મડમને જઇ મળી આવી. તેણે મને સુંદર ઉપદેશ આપ્યો અને પછી હું તત્કાળ કાશી જવા તૈયાર થઇ. ચાલતી વખતે પ્રમોદ તથા એમનાં પત્ની, બન્નેને હાથ જોડી મેં ગદ્દગદ સ્વરે કહ્યુઃ–' હવે હું કાશી જાઉં છું. તમે મારો નદીમાંથી ઉદ્ધાર કર્યો હતો પણ મારે આ ભવસાગરમાં ડુબવાનું નિર્માણ હોય તે કોણ મિથ્યા કરે ? હવે મારાં પાપનું ઉચિત પ્રાયશ્ચિત થઇ ચુકયું છે–દુષ્ટ કર્મોનો બરાબર દંડ હું ભોગવી ચુકી છું.'

પ્રમોદે કહ્યુંઃ–' બ્હેન મુક્તા, એમાં તારો કાંઇ દોષ નથી. તારા જેવી બાળવિધવાને હાથે એવી ભુલો થવી સ્વાભાવિક છે. પ્રભુ, તને ક્ષમા કરે ! '

હું તરત તે દયાળુ દંપતીની રજા લઇ રવાના થઇ. કાશીજીમાં મારા માટે તેણે અગાઉથી મકાનનો પણ બંદોબસ્ત કર્યો હતો. દર મહિને ખર્ચને માટે તે થોડી રકમની મદદ કરતો હતો. તેની ગુણવંતી સ્ત્રી પણ નાના પ્રકારની ચીજો કદી કદી મોકલ્યા કરતી હતી. હું એ પવિત્ર કાશીપુરીમાં શ્રીપતિતપાવની ગંગા માતામાં સ્નાન કરી શ્રીજગદુદ્ધારક વિશ્વનિયંતાનાં દર્શન કરી રાતદિવસ તેમના નામનું સ્મરણ

કરતી. મણિકર્ણિકાના ઘાટ ઉપર જતી ત્યારે મને ભૂતકાળની વાત યાદ આવતી પણ હવે મનની વૃત્તિઓ ધીરે ધીરે શિથિલ થવા લાગી. સાથે સાથે શરીર પણ ક્ષીણ થવા માંડયું. નિદ્રાનો તદ્દન નાશ થયો. મેં ધાર્યું કે હવે કાળનિદ્રાને આવવામાં વિલંબ નથી; પરંતુ મૃત્યુ પહેલાં એક વખત પ્રમોદનાં દર્શનની મને ઈચ્છા હતી. પ્રભુએ એ ઇચ્છા પણ અચાનક પૂરી પાડી. એક દિવસ ટપાલમાં કાગળ આવ્યો તેમાં એ પરોપકારી દંપતીને હરદ્વાર જવું હતું તે અહીં થઇને જવાનું મને લખ્યું હતું.

પત્ર મળતાં જ મારા હૃદયમાં નવીન બળ આવી ગયું. હું તેઓના ઉતારા માટે ઘર સાફસુફ કરવા લાગી. નિયત સમયે તેઓ આવી પહોંચ્યાં. કુમળા એકદમ મારે ગળે બાઝી પડી. મેં તેને કહ્યુંઃ 'બ્હેન ! મારા જીવનનો સમસ્ત પાપાંધકાર તારી સતીત્વ જ્યોતિથી આજ દૂર થયો છે ! તું દેવી છે. હું પતિત હતી તે આજે તારા પવિત્ર સ્પર્શથી પાવન થઇ છું.'

કુમળા એના ઉત્તરમાં કાંઇ બોલી નહિ. એના સદ્દભાવે મને સંપૂર્ણ ઉપકારવશ બનાવી દીધી. મેં એના બાળકને ખુબ રમાડયો અને રાત્રે અમે સૌએ આનંદની વાતો કરી. તે દંપતીના આગ્રહથી મેં મારી સઘળી જીવનકથા કહી.

× × ×

પ્રમોદ કાશીમાં આવ્યા પછી ચોથે દિવસે તેની પત્ની કુમળા તથા મુક્તા બન્ને સવારમાં ગંગાજીના ઘાટ ઉતરથી સ્નાન કરીને આવતાં હતાં; ત્યાં રસ્તામાં એક ગલીને નાકે કોઇ બદમાસ–ગુંડાએ મુક્તા ઉપર હુમલો કરી તેના પેટમાં ભયંકર છરો ખોંસી દીધો. આંતરડાં બહાર નીકળી પડયાં. મુક્તાએ તરફડતાં કહ્યુંઃ 'કોણ **નીચ હરિલાલ ?**'

'હા, દુષ્ટા ! હું એ જ હરિલાલ છું કે જેને તેં પાયમાલ કર્યો છે. મેં મારા વેરનો બદલો લીધો છે ને તને તારા કર્મનું ફળ ચખાડયું છે.'

ખુનીને પકડવા પોલિસનાં માણસો દોડયાં પણ તેણે ગંગામાં પડી આપઘાત કર્યો, એવા ખબર મળ્યા. 'બદલો ભલા બૂરાનો અહીંનો અહીં મળે છે!'

તે પછી તરત જ એ મુક્તાબાઇનો પ્રાણ આ સંસાર છોડી પરલોકમાં ચાલ્યો ગયો હતો.

વારવનિતા—વેશ્યાનું નામ જ સમાજમાં નિંદનીય અને તિરસ્કારપાત્ર છે; પરંતુ એના જીવનવૃત્તાંતમાં અનેક રહસ્ય, અનેક દુઃખ અને અનેક ઉપદેશ ભરેલાં છે. આવી સ્ત્રીઓની જીવનકથાઓ નહિ જાણવાને લીધે દિવસે દિવસે લોકોનું અધઃપતન થતું જાય છે. આ મુક્તાબાઇ—બ્રાહ્મણકન્યા પેઠે કેટલીયે હિંદુ રમણીઓ દુઃખ પામી રહી છે, કેટલીયે અબળાઓ કુપથગામિની બની આ સંસારને પ્રત્યક્ષ નરકસમાન બનાવી રહી છે; અને કેટલીયે બાળવિધવાઓ અજ્ઞાનતાવશ બની પોતાનું જીવન પાપસાગરમાં ડૂબાવી રહી છે. જે વિષ ઔષધરૂપે શરીરની પીડા દૂર કરે છે, તે જ વિષ શરીરનો નાશ પણ કરે છે. જે પ્રેમ સ્ત્રીપુરુષને દેવ તુલ્ય બનાવે છે, તે જ પ્રેમ તેમને પશુઓથી પણ અધમ કરી દે છે. મુક્તાની જીવનકથા એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. એક ભુલના પરિણામે માણસને હાથે કેટલી ભુલો થાય છે અને અંતે કેવું પરિણામ આવે છે, તે આ કથાથી જાણી શકાશે.

# પ્રમેહ અને પેશાબનાં ભયંકર દર્દોનો
## ચમત્કારીક ઇલાજ




# 'ગોનો-કિલર'
( રજીસ્ટર્ડ )

પેશાબ અને ધાતુનાં દર્દો માટે "ગોનો-કિલર" એકજ છેલ્લામાં છેલ્લી અજબ અને સચોટ દવા છે કે, જેનાં સેવનથી કોઇ પણ દર્દીને નીરાશ થવું પડતું નથી.

લેભાગુ અને નકલી પેટંટ દવાઓ, પીચકારીઓ અને ઇન્જેકશનોમાં નાણાંની બરબાદી કરી નિરાશ થઈ બેઠા હો, ત્યારે આ જગપ્રસિદ્ધ દવા અજમાવવા ચુકશો નહી.

ગમે તે કારણથી લાગુ થએલ તુરતનો અથવા જુનામાં જુનો પ્રમેહ, ( પરમીઓ ) સ્વપ્નામાં તથા પેશાબમાં જતી ધાતુ, તથા જતી રસી, થતી સખ્ત બળતરા, ટીપું, ટીપું, તથા અટકીને થતો પેશાબ તથા સ્ત્રીઓના પ્રદરના રોગો વગેરે પેશાબને લગતાં તમામ દર્દોનો જડમુળથી નાશ કરે છે.

**ખાસ ચેતવણી**—ગોનોકીલરની નકલ કરનારાઓથી સાવધ રહેશો. અસલ દવા "ગોનો-કિલર" ( કુકડાછાપ ) લાલ લેબલ તપાસીને લેવાની ખાસ ભલામણ છે.

**૫૦ ગોળીની બાટલીની કીંમત રૂ. ૩.** વી. પી. ખર્ચ જુદું. **આફ્રીકા અને પરદેશને માટે**—એક બાટલી શી. ૭. બે બાટલી શી. ૧૨. ત્રણ બાટલી શી. ૧૭. ચાર બાટલી ૨૧ શી. નાણાં અગાઉથી મોકલવાં. વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

દરેક જાણીતા દવાવાળાને ત્યાંથી મળશે.

એકલા બનાવનાર

**ડૉ૦ ડી. એન. જસાણી**

ગીરગામ બેકરોડ, ચંદારામજી ગર્લ્સસ્કુલ સામે,

**મુંબઇ નં. ૪.**

# સેવાસમિતિ ગ્રંથમાળા

આ ગ્રંથમાળાના દર વર્ષે સુન્દર રસભરેલાં બે ત્રણ સામાજિક પુસ્તકો પ્રગટ થાય છે અને તે કાયમના ગ્રાહકોને **પોણી કિંમતે** અપાય છે. ગ્રાહકો માટે નીચેના નિયમો ઠરાવ્યા છે.

૧. પ્રવેશફી એક રૂપિયો ભરવાથી 'માળા'ના ગ્રાહક થઇ શકાય છે અને વર્ષે પૂરૂં થયે જો ગ્રાહક તરીકે ન રહેવું હોય તો તે પ્રવેશફીનાં નાણાં પાછાં આપવામાં આવે છે.

૨. વર્ષમાં બે થી ત્રણ સ્વતંત્ર સામાજિક પુસ્તકો પ્રગટ થશે અને તે ગ્રાહકોએ લેવાં પડશે. પણ એ સર્વ પુસ્તકોની મળીને કિંમત રૂ. ૫) કે ૭) થી વધુ નહિ થાય. લાયબ્રેરીને શોભાવે તેવાં એન્ટીક ઉંચા કાગળ ઉપર કળામય છપાઇથી સુંદર બાઈન્ડીંગવાળાં સઘળાં પુસ્તકો તૈયાર કરવામાં આવેછે.

૩. પ્રત્યેક પુસ્તક તેની પોણી કિંમતે વી. પી. રજીસ્ટરથી મોકલવામાં આવશે અને રવાના કરતાં પહેલાં ગ્રાહકોને પોસ્ટ કાર્ડથી ખબર આપવામાં આવશે. છતાં જેઓ વી. પી. પાછું વાળશે તેનું નામ ગ્રાહક લીસ્ટમાંથી કમી કરી પ્રવેશફી ઉપરનો તેમનો હક્ક કાઢી નાખવામાં આવશે.

આજ સુધીમાં નીચે મુજબ પુસ્તકો બહાર પડયાં છે.

| | | |
|---|---|---|
| અંધકાર પર પ્રકાશ | સચિત્ર રૂ. | ૨—૮—૦ |
| અબળાની આત્મકથાઓ (નવી આવૃત્તિ) | ,, | ૩—૦—૦ |
| વનિતાની વાતો | ,, | ૩—૦—૦ |
| મહિલાઓની મહાકથાઓ | ,, | ૩—૮—૦ |
| વિશ્વલીલા | ,, | ૨—૦—૦ |
| લોહીનો વેપાર | ,, | ૪—૮—૦ |
| ધીખતો જ્વાળામુખી (લોહીના વેપારનું અનુસંધાન) | ,, | ૪—૮—૦ |
| સમાજની વેદીપર | ,, | ૨—૦—૦ |
| સ્નેહ-લક્ષ્મી | ,, | ૩—૦—૦ |
| હું બંડખોર કેમ બની ? | ,, | ૨—૮—૦ |
| સંસારની વાતો | ,, | ૨—૮—૦ |
| આદર્શ ચરિત્રાવલિ | ,, | ૧—૪—૦ |

કોઇપણ વર્ષથી ગ્રાહક થઈ શકાય છે. જલદી આ માળાના ગ્રાહક થઈ આવો સસ્તો લાભ મેળવો. લખો :

વ્યવસ્થાપક : **સેવાસમિતિ ગ્રંથમાળા.**
૨૦૬૭, રાયખડ રોડ : અમદાવાદ.

# સેવાસમિતિ પુસ્તકાલય

## તરફથી બહાર પડેલાં

## પુસ્તકો

---

હિંદુ સમાજના અટપટા પ્રશ્નો ઉકેલતી, પ્રેમરસથી ઉભરાતી, રસિક અને આલ્હાદજનક નવલકથાઓ વાંચો અને તમારા સંસારમાં સ્વર્ગ ઉતારો !

---

**અંધકારપર પ્રકાશ :** હિન્દુસમાજની પુનર્રચના કરી પૃથ્વીપર સ્વર્ગ ઉતારવા માટે મથતાં આ નવલકથાનાં નાયક-નાયિકાને તમે જાણો નહિ તો જીવનનો એક મોંઘો લ્હાવો ગુમાવી દેશો. સચિત્ર. રૂા. ૨-૮-૦

**લોહીનો વેપાર :** હાલના હિન્દુસમાજની ડાયરશાહી દેખાડનાર આ એકે અવાજે વખણાયલી નવલકથા વાંચવાથી જીવનમાં તમને તદન નવું જ જાણવાનું મળશે. આ પુસ્તક વગર તો તમારી લાયબ્રેરી સૂની જ છે. રા. કાપડિયાની કલમે આમાં કમાલ કરી છે. સચિત્ર. રૂ. ૪-૮-૦

**ધીખતો જ્વાળામુખી :** "લોહીનો વેપાર" ના બીજા ભાગરૂપે તે જ લેખકની અંગારની ઝરતી કલમે લખાયલું આ પુસ્તક તમને વાંચ્યા વગર ચાલવાનું નથી. સચિત્ર. રૂ. ૪-૮-૦

**અબળાની આત્મકથાઓ :** રા. ધીરજની કલમે લખાયેલી જુદી જુદી જ્ઞાતિની બ્હેનોએ કહેલી કરૂણ આત્મકથાઓ વાંચતાં તમારાં રોમાંચ ખડાં થશે. સચિત્ર. ( બીજી આવૃત્તિ ) રૂ. ૩-૦-૦

**વનિતાની વાતો :** એ જ લેખકના હાથે લખાયેલી હિંદુસંસારના જુલમો અને સંતાપોથી પાયમાલ થયેલી પ્રમદાઓની આ હૃદયદ્રાવક ટુંકી વાર્તાઓ તમારાં હૈયાંને હેલે ચડાવશે. સચિત્ર. ૩-૦-૦

**મહીલાઓની મહાકથાઓ:** બ્હેન લક્ષ્મીએ હિંદુસમાજની 'બાપડીઓ'નાં અંતરનાં દ્વારો ખોલાવીને આલેખેલી આ ૨૩ સત્ય-ઘટનાત્મક ટુંકી વાર્તાઓ નહિ વાંચશો તો પસ્તાશો. નયનરંજક ચિત્રો: રૂ. ૩-૮-૦

**વિશ્વ લીલા:** એક શ્રીમંત કુટુમ્બના ઘરમાં ચાલતા ગોટાળાનો સત્ય ઘટનાત્મક ચિતાર: પ્રેમરસથી ઉભરાતી આ નવલકથા તમારે જરૂર વાંચવી જોઇએ. સચિત્ર: રૂ. ૨-૦-૦

**આદર્શ ચરિત્રાવલિ:** અડગ ધર્મશ્રદ્ધાનાં, અનુપમ દેશસેવાનાં અનેક દષ્ટાન્તોરૂપ પૃથ્વીપરનાં ૧૬ મહાન પુરૂષોનાં જીવનચરિત્રોનો સંગ્રહ. રૂ. ૧-૪-૦

**સમાજની વેદીપર:** (૧૮ બળીદાનો) રા. નિરંજનની અંગાર ઝરતી કલમે આલેખાયલી ૧૮ ટુંકી સાંસારિક વાર્તાઓ. સચિત્ર. રૂ. ૨-૦-૦

**સ્નેહ-લક્ષ્મી:** સમાજની વેડફાઇ જતી શક્તિઓના સૂક્ષ્મ પ્રશ્નો ઉકેલતી રસિક ક્રાન્તિકારક નવલકથા. સચિત્ર. રૂ. ૩-૦-૦

**હું બંડખોર કેમ બની?** બ્હેન લક્ષ્મીની સચોટ કલમે લખાયલી સામાજિક ક્રાન્તિની માર્ગદર્શક નવલકથા. સચિત્ર. રૂ. ૨-૮-૦

**સંસારની વાતો:** એજ બ્હેનના હાથે લખાયલી રસમય સાંસારિક ટુંકી નવલિકાઓ: સચિત્ર. રૂ. ૨-૮-૦

**છપાય છે:**

**આફ્રિકામાં ૧૧ અગીઆર માસ:** રૂ. ૩-૮-૦

---

**સેવાસમિતિ ગ્રંથમાળાના ગ્રાહકોને આ બધાં પુસ્તકો પોણી કિંમતે મળશે.**

---

**સુચના:** તમે ગ્રંથમાળાના ગ્રાહક હજી ન થયા હો તો આજે જ થઇ જાઓ. એ સિવાય બીજાં સર્વ જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી કીફાયત ભાવ મળી શકશે. લખો:

વ્યવસ્થાપક: સેવાસમિતિ પુસ્તકાલય

૨૦૬૭, રાયખડ રોડ: અમદાવાદ

# અબળાની આત્મકથાઓ

( સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ )

લેખક : શ. ધીરજ

સ્ત્રીજાતિ ઉપર હિન્દુસમાજ કેટલી હદ સુધી ' ડાયરીઝમ ' ચલાવે છે ? ત્રાસ, જુલમ અને આપખુદી સહન કરતી આર્ય બાળાઓનાં જીવન કેવાં અધમ થઇ જાય છે ? તેનો હૃદયભેદક ચિતાર આ પુસ્તક વાંચતાં આંખ સામે ખડો થાય છે. ૧૭ હૃદયભેદક સાંસારિક વાર્તાઓ છે. તેમાં થોડીક તો જુઓઃ

૧ શ્રાવિકા : કન્યાવિક્રયી માબાપોનાં દુષ્કૃત્યથી દીકરીઓનો સંસાર કેવો સડેલો થઇ જાય છે, તે આ એક જૈન કુમારિકાની કરુણ કથની વાંચતાં સમજાશે.

૨ અન્નપૂર્ણા : સાસુ નણંદના જુલમથી ત્રાસેલી, રડવા કૂટવાના દુષ્ટ રિવાજે રામશરણ થનારી આ બ્રાહ્મણ કુમારિકાની આત્મકથા તમારી આંખમાં આંસુ લાવશે.

૩ ઉષા : વ્યભિચારી પતિના પનારે પડેલી, સાસુ નણંદના જુલમ સહતી, શોકયના સાલથી દુઃખી થતી, આ ઔદિચ્ય બ્રાહ્મણ કન્યા ઉષાની આત્મકથા રૂઢીની ભિષણતા અને સ્ત્રી વર્ગની પરાધીનતાનું ભાન કરાવશે.

૪ વિમળા : હિન્દુસ્તાનમાં વેશ્યાઓ કેમ વધે છે ? તે આ નાગરજાતિની મોઢે ચઢાવેલી કન્યા વિમળાકુમારીની જીવનકથાથી તમે જાણી શકશો.

૫ આશા : કણબીની ન્યાતની આશાબાઇની આ આત્મકથા તમને કેળવણી ખાતાના ઇન્સ્પેકટરો મહેતીજીઓને કેવી રીતે શીશામાં ઉતારે છે તે સમજાવશે.

**૬ શ્યામા** : શ્યામાની આ આત્મકથા હિંદુ સંસારમાં કજોડાંથી થતી પાયમાલીનાં દર્શન કરાવશે.

**૭ ઇન્દિરા** : પુરોહિતની દીકરી ઇન્દિરા વેશ્યા બનવા જેટલી સ્થિતિએ કેવી રીતે પહોંચી તેનું ખ્યાન તમારા હૃદયને કમકમાવી નાંખશે.

**૮ વિનોદિની** : વિનોદિનીની આત્મકથા તમને આર્ય અબળાની અજબ સહનશક્તિ તથા ઉચ્ચ આત્મભોગનો ખ્યાલ આપશે.

**૯ રૂપાળી** : નણંદના કુકર્મે ભાભી રૂપાળીને ભોગવવી પડેલી અસહ્ય યંત્રણા તો તમે રૂપાળીનું વૃત્તાંત વાંચીને જાણી શકશો.

**૧૦ મોંઘી** : એક કચ્છી બાઇની આ આત્મકથા તમને હિન્દુ-શિક્ષિકાઓમાં, ધર્મમંદિરો તથા સંસ્થાઓમાં ચાલતા ભવાડાઓનો ભેદ ખુલ્લો પાડશે.

**૧૧ સુશીલા** : લોહાણાની પુત્રી સુશીલા કેવી રીતે દુઃશીલા બને છે તેનો ઉલ્લેખ શબ્દોમાં કરી શકાય તેમ નથી.

**૧૨ કોકિલા** : કોકિલાની આ કર્મકથા તમને હિન્દુસમાજની નીચતા-નઠોરતાનું અનુમાન કરાવશે.

આથી પણ હિંદુસંસારની નિષ્ઠુરતાનું વધુ દર્શન તો તમને ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭ મી વાર્તા કરાવશે. આમાંથી એકજ વાર્તા વાંચવાથી તમારાં ખરચેલાં નાણાં વસુલ થઇ જશે. વિદ્વાનો તથા વર્તમાન પત્રોના ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. આંખને આનંદ આપે તેવાં મનોરંજક ચિત્રો. ફેધરવેટ પેપરપર કળામય છપાઇ. પાકું સોનેરી પૂઠું જલદી મંગાવી લો. **કિંમત રૂ. ૩-૦-૦**

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**
૨૦૬૭, રાયખડ રોડ : અમદાવાદ.

# વનિતાની વાતો

( લેખક : ધીરજ. )

સંસારના સંતાપમાં સળગી રહેલી સુન્દરીઓની આ કરૂણાજનક કહાણીઓ તમારી આંખ આગળ રૂઢીને નામે ચાલતા દંભ તથા પ્રપંચ ખુલા કરી તમારા હૈયાને હચમચાવી મૂકશે. જુઓ :—

**વાર્તા ૧ લી:** બાળલગ્નની બદી સામે પોકાર કરી **જીંદગીના વમળમાં** પડેલી બે સ્ત્રીઓ કમકમાટી ઉપજાવે તેવી પોતાની જીવનકથાઓ રજુ કરે છે અને તેમાં ગરીબ સંસારની હાડમારીઓ, બાળમરણનાં ભયંકર કારણો અને ધર્મનીતિ વિનાની કેળવણી લઈ ફેશનમાં ફસાઈ પડેલી એક સુધરેલીનો ઇતિહાસ એવી અસરકારક રીતે ગુંથવામાં આવ્યો છે કે જે વાંચતાં તમારૂં દિલ કંપી ઉઠશે.

**વાર્તા ૨ જી:** સ્ત્રીઓમાં રમાતા જુગારથી સંસારની કેવી દુર્દશા થાય છે તે આ એક વણિક કોમની સ્ત્રીને મોઢેથી તેનાં **અવળાં કર્મની કહાણી** જાણી તમે આશ્ચર્યચકિત થઇ જશો.

**વાર્તા ૩ જી:** આ દેશમાં સાધુ બાવાઓ ભોળી ભામાઓને ભમાવી કેવી પોપલીલાઓ કરે છે? ભગવી ચીંદરી ધરનારાઓ–સાધુના રૂપમાં ફરતા શયતાનો સમાજની આંખમાં ધોળે દહાડે કેવી ધૂળ નાંખે છે? તે વાંચતાં આ એક જ વાર્તા તમને આ પુસ્તકનું મૂલ્ય વસુલ કરાવી દેશે.

**વાર્તા ૪ થી:** રૂઢીના જુલ્મ તળે કચડાયલી એક પ્રેમયોગિની પોતાના જીવનને **પ્રકાશને પગલે** શી રીતે વાળી શકે છે? તેનો ચિતાર આમાં છે.

**વાર્તા ૫ મી:** એક દીનહીન શિક્ષકની સ્ત્રી પોતાના માંદા પતિને લઇ મુંબાઈમાં જતાં ત્યાં કેવી અવદશા ભોગવે છે અને આખરે **આપઘાત** કરીને જીવનનો કેવી રીતે અંત આણે છે, તે વાંચી શહેરના સડેલા જીવન ઉપર તમને તિરસ્કાર આવશે.

**વાર્તા ૬ ઠી:** ગરાસીઆની કોમમાં દત્તક લેવાના નિંદ્ય રિવાજથી એક સ્ત્રીનું બીજી સ્ત્રી સાથે લગ્ન થવાની કમકમાટી ભરેલી વાર્તા વાંચીને એ

કરૂણ પ્રસંગ ઉપર તમારા હૃદયમાં પ્રશ્ન ઉઠશે કે આ તે **કુમારિકા કે વિધવા ?**

**વાર્તા ૭ મી :** રૂઢીના જુલમથી ત્રાસેલી હિંદુ સ્ત્રીઓ ખ્રીસ્તી ધર્મમાં કેવી રીતે ઘસડાઈ જાય છે, તેનો ત્રણ સ્ત્રીઓને મોઢેથી રજુ થએલો હેવાલ આ **સ્મરણ અને સંતાપ** નામક વાર્તામાં જોઈ શકશો.

**વાર્તા ૮ મી :** હિન્દુ અવિભક્ત કુટુંબોમાં ધર્મ, રૂઢી અને રિવાજને નામે કેવો દંભ તથા ગોટાળા ચાલે છે અને તેને પરિણામે જુવાન વિધવાઓનાં જીવન **અંધકારને શરણે** કેવી રીતે પડી જાય છે તે આમાં જોશો.

**વાર્તા ૯ મી :** ઇતિહાસનાં પાનાં અમર બનાવનારી રજપૂત કોમનો અત્યારે કેવો **અધઃપાત** થયો છે ? એ વાંચીને એની કરૂણ દશા ઉપર તમારી આંખમાં આંસુ આવશે.

ગુજરાતી નવલકથાના ક્ષેત્રમાં આજ સુધી આવું પુસ્તક કદી બહાર પડયું નથી. વ્હાલા-વ્હાલીનાં ટાયલાંથી તદ્દન નિરાળું અને સંસારના સડાઓ સામે ભયંકર પોકાર ઉઠાવી તે દૂર કરવાના ઈલાજો સુચવનારૂં આ સચિત્ર પુસ્તક દરેક જણે વાંચવું જ જોઇએ. ઉંચા એન્ટિક પેપરો, નયનરંજક ચિત્રો, સુંદર છપાઈ અને સોનેરી નામનું મજબુત પૂંઠું છતાં કિમ્મત માત્ર રૂ. ૩—૦—૦.

## અભિપ્રાયોમાંના થોડાકનો ટુંક સાર.

—દરેક વાર્તા સમાજજીવનનો જુદો જુદો પ્રશ્ન છેડતી હોઇને ઉપયોગી તથા વાંચવા લાયક છે. **'હિંદુસ્તાન'**

—હિંદુ સંસારના અનેક કરૂણારસિક પ્રસંગોનાં ચિત્રો ઠીક રીતે રજુ કરવામાં આવ્યાં છે. **'ગુજરાતી કેસરી'**

—સામાજિક કુરૂઢીઓની ભયંકરતાનો આથી ખ્યાલ આવે છે. હિંદુ સંસારમાં અમે આ પુસ્તકને આપણા પુરૂષ વર્ગની આંખો ખોલનારૂં અને તેમાં બારીક મનનનો ખોરાક પૂરો પાડનારૂં ગણીએ છીએ. **'ગુજરાતી પંચ'**

# મહીલાઓની મહાકથાઓ

લેખિકાઃ—**લક્ષ્મીબ્હેન ગો: ડોસાણી** ( તંત્રીઃ સમાજજીવન )

**આ** પુસ્તકમાં ૨૩ નાની મોટી વાર્તાઓ છે. તેમાંની એકે એક વાર્તા આજે હિંદુ સંસારરંગભૂમિપર ભજવાતા જુદા જુદા હૃદયવિદારણ પ્રસંગો છે. એ કલ્પનાના તરંગો નથી પણ હિંદુસમાજની રાક્ષસી રૂઢીની ચક્કીમાં પીસાઇ પાયમાલ થયેલી, હિદુસમાજને શ્રાપ આપતી જુદી જુદી બ્હેનોનાં અંતરનાં દ્વારો ઉઘડાવીને આલેખેલી મહાકથાઓ છે.

શારીરિક, માનસિક કજોડાં-લગ્નનાં ભયંકર પરિણામો, વાસના, દંભ અને ધર્મના ઇજારદારોની પોલ, કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધલગ્નના વરઘોડા, મંદિરોના ગોટાળા, વિધવાઓની હાલત, ન્યાતના નખ્ખોદીયા પટેલોનું ન્યાતને નામે ફારસ, અસહિષ્ણુતા, સ્વાર્થાન્ધ નરપશુઓના સ્વપત્ની સાથે વ્યભિચાર. મહીલાશ્રમોનું પોકળ આદિ અનેક વિષયો દરેક વાર્તામાં એવી સરળ રીતે ચર્ચવામાં આવ્યા છે કે વાંચનારને જાણે તે આંખ સામે અત્યારે જ બનતા બનાવો હોય તેમ લાગે છે. જુઓ:

**૧ સવિતાની આત્મકથાઃ** રૂપિયાની થેલીઓ રણકાવી બાપે બાળવયમાં, બીજવર-પિશાચને પરણાવતાં સવિતાનો નીચ માલિક તેની કેવી દૂર્ગતિ કરે છે અને અંતે સવિતા કેવી બંડખોર થાય છે તે આમાં જોશો.

**૨ વીરબાઈની વિતક વાતઃ** એક વિષયી નરપિશાચના ફંદામાં પડેલી આ ભાટિઆણી કેમ પાયમાલ થાય છે? તે તો આ વીરબાઇ પોતે જ તમને કહેશે.

**૩ કાન્તાની કથનીઃ** રૂઢીના યજ્ઞમાં પોતાનું બળીદાન આપતી આ કાન્તાબાઇની આત્મકથા જાણતાં તમારાં કાળજાં કકળી ઉઠશે.

૪ દુઃખી કમળાઃ કન્યાવિક્રયી બાપના પેટે પડેલી આ કમળાની કરૂણ કથનીથી જો તમારૂં કલેજું કંપે તો જરૂર એને મદદ કરજો.

૫ અવલની આપવીતિઃ નગરશેઠના મિથ્યાભિમાની છોકરાને પનારે પડેલી, અનેક અત્યાચારો સહન કરતી તજાયલી અવલની હકીકત જાણતાં તમે દુઃખનાં બે આંસુ પાડશો જ.

૭ સૂરબાળાઃ ઢંગી સુધારકની જાળમાં સપડાયલી આ પ્રારબ્ધ રૂઠેલ વિધવા અંતે નિરાશ બનતાં ગ્યાસલેટ છાંટી આ જગતથી કેમ છૂટી થાય છે, તે નહિ વાંચશો તો જરૂર પસ્તાશો.

૭ અતિલક્ષ્મીની આત્મકથાઃ મિથ્યા કુળાભિમાની—જાલીમ પંતુજી ધણીના પૈશાચિક કર્મથી બિચારીનો કેમ અકાળે અંત આવે છે? તે ચિત્ર તમને કમકમાટી ઉપજાવશે.

૮ પરાણે વૈધવ્યઃ બળાત્કારે વૈધવ્ય પાળતી આ બાળા બાળલગ્ન, વૃદ્ધલગ્નની વેદીપર કેમ હોમાય છે? કહેવાતાં મહિલાશ્રમોમાં કેવી પોલ ચાલે છે? આ બધા સામાજિક અત્યાચારો વાંચતાં તમારૂં હૈયું હચમચી ઉઠશે.

૯ અનિલાની આત્મકથાઃ એક નાલાયક—નામર્દ શંકાશીલ પતિ બિચારી અનિલાને કેવી હાલતમાં મૂકે છે ને આખરે એ કેમ બંડખોર બને છે? તે તમને અનિલા પોતે કહેશે.

૧૦ ઓત્તમની આપવીતિઃ અજ્ઞાનતાની સાક્ષાત પ્રતિમા સમી ઓત્તમ જીવનનાટકના અનેક પ્રવેશો ભજવી અંતે કેમ ખાનાખરાબ થઇ જાય છે તે તમે આમાં પ્રત્યક્ષ જોઇ શકશો.

૧૧ જડીની જીવનકથાઃ એક ભવમાંથી પાંચ સાત ભવ કરીને પણ સુખી ન થનાર આ જડીબાઇની જીવનકથા તમને કંઇક નવું જ બતાવશે.

૧૨ શારદાની જીવનસંધ્યાઃ વિદુષી શારદાએ શંકાશીલ પતિથી માનસિક યાતના સહેતાં જીવનનો અંત કેમ આણ્યો તે વાંચતાં તમને આવા હીજડા માટીડા ઉપર ધિઃક્કાર વરસશે. (જુઓ પાનું ૧૦)

**૧૩ જમનાની જીવનકહાણી:** ભગત પતિની વિધવા થએલી જમના મસ્તાના મહારાજોના પંથમાં કેમ જઈ પડે છે? ખાસાસેવકીઓનું શું રહસ્ય છે? ધર્મની પોલ છતાં હિંદુસમાજ કેમ આંધળો બને છે એ જોવું હોય તો સાંભળો જમના કહે છે તે.

**૧૪ મણીગૌરીની આત્મકથા:** પ્રબળ વાસનાના પ્રભાવે પતિત થયેલી બડાઈ બ્રાહ્મણ બાળાની આ કથામાં ગરીબને ગોળીથી વીંધનાર હિંદુસમાજની હલકી માન્યતાનું ચિત્ર જોતાં તમે હતાશ થઈ જશો.

**૧૫ એક વૃદ્ધાની આત્મકથા:** વેશ્યાઓ કેમ બને છે? સમાજમાં પારકી સ્ત્રીને વેચવાનો વ્યાપાર કરનારો વર્ગ છડેચોક કેવા ગુલામી વ્યાપાર ચલાવે છે? વગેરે દીલને ચોંકાવનારી અનુભવી હકીકતો આ વૃદ્ધા તમને જણાવશે.

**૧૬ રામબાઇની રામકહાણી:** 'શાક સારૂં નથી કર્યું'ના મહા (!) અપરાધસર રામબાઇને રખડતી મૂકનાર રામજી ઠક્કરની લાયકાતનું પ્રદર્શન, નાતના પટેલોની પંચાત ને જેઠાણીની નીચતા તમને આ રામકહાણી કહેશે ને સમાજમાં ચાલતા અત્યાચારથી તમે થરથરી ઉઠશો.

બીજી વાતો પણ તેટલી જ રોમાંચકારી છે. આમાંની એકે એક ઘટના તમને આનંદ સાથે જ્ઞાન આપી હાલના હિંદુસમાજમાં ચાલતી ભયંકર બદીઓનું ભાન કરાવશે. તેમાંના નયનરંજક ચિત્રો તો તમે પળે પળે જોશો. આવી હૃદયસ્પર્શી કરૂણ વાતોથી જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ શોધી શકાશે. આ પુસ્તક માટે અતિ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. ગુજરાતી ટૂંકી વાર્તાઓનાં સાહિત્યમાં આવું પુસ્તક કદિ પ્રગટ થયું નથી. કળામય છપાઈ, એન્ટીક પેપર, પાકું સોનેરી પૂઠું. કિમ્મત રૂ. ૩–૮–૦

વ્યવસ્થાપક : **સેવાસમિતિ પુસ્તકાલય**
૨૦૬૭, રાયખડ રોડ : અમદાવાદ

# વિશ્વ-લીલા.

( લેખક : પંડિત પરિમલ. )

એક શ્રીમંત કુટુંબના ઘરમાં ચાલતા વિચિત્ર ગોટાળાનું ભેદભર્યું ચિત્ર: વિધવા ચંચળાને મુનીમ ભોગીલાલ કેવી રીતે પ્રપંચ રચી ફસાવે છે, અને આખરે તે અનીતિના આચરનાર બન્નેનો કેવો અંજામ આવે છે ? તે જાણવું હોય તો આ પુસ્તક સત્વર મંગાવી લો.

## પ્રકરણોની વિગત.

૧. પરિચય અને પ્રસ્થાન. ૨. મોહમયી મુંબઇમાં. ૩. મુનશીજીનું ગૃહમંડળ. ૪. ગુપ્ત રહસ્ય. ૫, નવી આપદા. ૬. નોટ. ૭. ફરી તેજ બલા. ૮. જુગલ કોણ ? ૯. ગુપ્ત લિપિ. ૧૦ પ્રેમ પત્રિકા. ૧૧. છોકરું ક્યાં ? ૧૨. વિષમ સમશ્યા. ૧૩. ચંચળાની ચિંતા. ૧૪. નિશાન. ૧૫. લાલચ લાગી. ૧૬. વૃત્તિ પરિવર્ત્તન. ૧૭. પાપીઓનો સાક્ષાત્કાર. ૧૮. સમાજ. ૧૯. કુકર્મની દિક્ષા, ૨૦. જૈસે કો તૈસા. ૨૧. નાશિક યાત્રા. ૨૨. સ્નેહાંકૂર. ૨૩. ભયંકર દવા. ૨૪. ગર્ભપાત. ૨૭. પ્રેમનો નિશો. ૨૬. ભોગીલાલનું મૃત્યુ. ૨૭, ચુમ્બન, ૨૮. વ્હાલા ! મને પલકે વિસરશોમાં. ૨૯. પાપીઓને સજા. ૩૦. પહેલી રાત.

પ્રેમરસથી ઉભરાતી આ સુંદર રસમય નવલકથા વાંચતાં તમે બે ઘડી સાનભાન ભૂલી જશો. પ્રેમાળ મુલાયમ હાથોવાળી વિશ્વેશની જાદુગરી લીલા તમને સંસારની સ્નેહવાટિકામાં સહેલ કરાવી પ્રેમસૃષ્ટિના રસિક વિહારી બનાવી દેશે. તેમાંના ચિત્રો તમારી આંખો ઠારશે. પાકું પૂઠું, રૂપેરી નામ. કિમ્મત ફક્ત રૂ- ૨-૦-૦. લખો:

વ્યવસ્થાપક : સેવાસમિતિ પુસ્તકાલય
૨૦૬૭, રાયખડ રોડ : અમદાવાદ

# લોહીનો વેપાર.

(લેખકઃ રા. સાકરલાલ મગનલાલ કાપડિયા.)

ગુજરાતી ભાષામાં આજ સુધી કદિ બહાર ન પડેલી એવી, હિંદુ-સમાજના પ્રત્યેક પ્રશ્નની તદ્દન સ્વતંત્ર અને નિર્ભયપણે ચર્ચા કરનારી આ એકજ સ્વતંત્ર નવલકથા છે. તમે ભલભલી વાર્તાઓ વાંચી હશે પણ આનંદમાં ગરકાવ કરી દેવા સાથે ગુજરાતી સમાજના ઉદ્ધારની ચાવી તો તમને આ નવલકથા જ બનાવશે.

તમે 'લોહીનો વેપાર' જોયો તો હશે પણ એ વેપાર નીચે કેવો ભયંકર જ્વાળામુખી ધગધગી રહ્યો છે તે જાણો છો? તમે કદિ હિન્દુબાલિકાને લગ્નમંડપમાં મંગળ ફેરા ફરવાનો ઇન્કાર કરતી જોઇ છે? રિવાજ પ્રમાણે પતિ થઇ બેઠેલા પત્થરને લોખંડના ચણા ચવાડનાર દ્રૌપદી કદિ નજરે નિહાળી છે? લગ્નમંડપમાં ઘોડેસ્વાર થઇ આવેલા વરરાજાને ભર્યા મહાજનમાં "ભાઇ" કહી પુકારનારી સિંહણ સમી આર્યપુત્રી જોઇ છે? બબ્બેવાર તોરણેથી વર પાછો વાળનારી કુસુમ-કળીની અજબ સ્વતંત્રતાનો પ્રભાવ કદિ તમે અનુભવ્યો છે? આ બધા ચમત્કારો તમને 'લોહીનો વેપાર' બતાવશે! આજે જ-લોહીનો વેપાર' તમારી લાયબ્રેરી માટે વસાવી લો.

તેમાં સામાજિક બંડ છે, નવું સમાજમંદિર રચવા માટેનાં વિધાન છે, દમ્ભી સમાજસુધારકો ને દમ્ભી ધર્મના પોકળના પ્રકાશ છે. ને બીજું કંઇ એવું એવું છે કે જે તમે આજદિન સુધી ન જોયું હોય. આઠ આઠ મનોમુગ્ધકર ચિત્રો, અપ-ટુ-ડેટ બાઇન્ડીંગ; એન્ટિક પેપરપર કળામય છપાઇ; આ દળદાર ગ્રંથની કિમ્મત ફક્ત રૂ. સાડા ચાર.

# અભિપ્રાયોમાંના થોડાકનો ટુંકસાર:

"હમણાં બહાર પડેલી કોઈપણ નવલકથા કરતાં "લોહીનો વેપાર" સહેજે ચડી જાય તેમ છે. આપણા સાહિત્યમાં એ તદ્દન નવા પ્રકારની છે ને જ્યાં સુધી એ સાહિત્ય જીવશે ત્યાં સુધી આ નવલકથા સૌ હોંશે હોંશે વાંચશે......આની અંદર પુરૂષનાં બીજી વારનાં લગ્ન, હાલના સંમતિ વગરનાં લગ્ન, સ્ત્રીઓની પરતંત્રતા, વૈષ્ણવ મંદિરોની અપવિત્રતા, દીકરીઓનું વેચાણ –તેમના લોહીના વેપાર વગેરે દુષ્ટ રિવાજોની ઠીક ઝાટકણી કાઢી છે."

**સાહિત્ય**

"લોહીનો વેપારજ જાણે હિંદુસમાજમાં ચાલી રહ્યો છે તેનું હૃદયદ્રાવક બ્યાન આ નવલકથા કરાવે છે...." **સાંજ વર્તમાન**

"સામાજિક સુધારાઓ સામે બંડ કરવાનો માર્ગ આમાં લેખકે બતાવ્યો છે. **ગુજરાતી પંચ**

"આ એક સામાજિક નવલકથા છે. હિંદુ સમાજમાં રૂઢી–વિવશતાથી જે ઘોર અત્યાચાર થાય છે તેનું આબેહુબ ચિત્ર આલેખવામાં લેખકે સારી નિપુણતા દર્શાવી છે...સ્થળે સ્થળે લેખકે ખોટી રૂઢીઓપર પ્રહાર કરવામાં ખામી રાખી નથી." **અજાબંધુ**

"વારતાનાં દરેક પાત્રો એવાં તો સચોટપણે આલેખવામાં આવ્યાં છે કે વાંચતી વખતે નાટક સામે જ ભજવાઈ રહ્યો હોયની એવો ખ્યાલ આવી જાય છે." **રંગુન સમાચાર**

"આપણી અવદશાનું ભાન થઈ શકે તે રીતે આ પુસ્તકમાં વિવિધ પ્રસંગો ગુંથીને આબેહુબ ચિત્રો દોરવામાં આવ્યાં છે."

**ગુજરાતી કેસરી**

"સમાજ રચનાનું પુનર્વિધાન એ આ નવલકથાનો હેતુ છે..."

**હિંદુસ્થાન**

"સમાજના સુધારક સામે 'લોહીનો વેપાર' અવનવી વિચાર મૂર્તિઓ ખડી કરી શકે છે." **કર્મભૂમિ**

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**
૨૦૬૭, રાયખડ રોડ : **અમદાવાદ**

# અભિપ્રાયોમાંના થોડાકનો ટુંક સાર.

—લેખકે કાંતો હિન્દુ સમાજના જાલીમ ચક્કીમાં પીડાતી અબળાઓના લોહીમાં કલમ બોળીને અથવા તો સમાજની ક્રૂરતા સામે બળવો જગાડવા તરૂણોના હૃદયની જ્વાલાને લેખીનીને અગ્રે ચઢાવીને વાર્તા લખી છે. ગુજરાતી વાંચી જાણનાર કોઈપણ માણસે આ પુસ્તક ખરીદવું જ જોઈએ......

**પ્રજામિત્ર કેસરી**

—હિંદુ સમાજની બધી ભયંકરતાનું ભાન શ્રી. કાપડીયાએ આ પુસ્તકમાં કરાવી એક યુવક ને યુવતી પાસે તે સામે બંડ જગાવ્યું છે... સમાજસુધારાનો એક સત્ય પ્રકાર આ નવલકથામાં હિંદુ સમાજ સમક્ષ ખડો કર્યો છે.

**ગુજરાતી પંચ**

—સમાજમાં વિપ્લવ જગાવી તેનું પુનર્સંગઠ્ઠન કરવા ઇચ્છનારાઓને આ પુસ્તક માર્ગદર્શક થઇ પડે તેવું છે. ને તે દરેક ગુજરાતીએ પોતાના ઘરમાં વસાવવું જોઈએ.

**નવરોઝ**

—હિંદુસમાજમાં ચાલતી અનેક બદીઓ, દંભ ને અનાચારો ઉપર પ્રહાર કરી પુનઃરચના કરવાની પ્રેરણા માટે લેખકે આ નવલકથા લખી હિંદુ સમાજની આંખો ઉઘાડી છે.

**પ્રજાબંધુ**

—આ નવલકથાના એક એક પાત્રમાં આજના ગુજરાતી તરૂણના સામાજિક બંડ માટેના વિચારો દર્શાવાયા છે...સમાજના સડારૂપ એકેએક પ્રથા સામે બંડરૂપી જ્વાળામુખી ધખાવવાના તેજસ્વી પ્રયત્નો લેખકે કર્યા છે...કથા વાંચવી શરૂ કર્યા પછી મૂકવી ગમતી નથી.

**ગુજરાતી**

—હિંદુસમાજને અગ્નિસ્નાન કરાવી વિશુદ્ધ બનાવ્યા વિના તેનું પુનરૂત્થાન અશક્ય છે...પ્રસ્તુત નવલકથા એવી બંડખોર વૃત્તિનું પરિણામ છે. તેની સરળ લખાવટમાં વ્હેંતીઆ સનાતનીઓ, અને દંભી સાક્ષરોનાં વર્ણન રસ પૂરે છે...ખરેખર હિંદુસમાજના સડાને આગ લગાડી ભસ્મિભુત કરવાની ધગશથી આ નવલકથા લખાઈ છે. 'લોહીના વેપાર'ના તે અનુસંધાન રૂપે છે.

**સૌરાષ્ટ્ર**

લખો:—

વ્યવસ્થાપક: **સેવાસમિતિ પુસ્તકાલય**

૨૦૬૭, રાયખડ રોડ: **અમદાવાદ**

હિન્દુસમાજના સૂક્ષ્મ પ્રશ્નોને ઉકેલતી
રસમય નવલકથા

# સ્નેહ-લક્ષ્મી

'પોલાદી ચોકઠાં' જેવાં રૂઢ થયેલાં અનિષ્ઠ બંધનોથી જકડાયલો હાલનો હિન્દુ સંસાર કેવો સડેલો બની ગયો છે? સ્વાર્થી, અપ્રમાણિક અને પ્રપંચી પટેલોનાં પાખંડોથી હાલની નાતો કેટલી હદ સુધી નફ્ટાઇ બતાવી રહી છે? સમાજના અંગરૂપ ગણાતી જ્ઞાતિ સંસ્થાઓ તેના નાલાયક સુકાનીઓના કારણે કેટલી હદ સુધી નિંદાપાત્ર બની રહી છે? સમાજની પ્રગતિને અવરોધક: બાળલગ્ન, વૃદ્ધલગ્ન, ને અનમેળ લગ્નરૂપ વેદીમાં કેટલા આશાવંત જીવડાઓનાં બળીદાન દેવાય છે? મુડીવાદનો વરૂ કેટલી હદ સુધી કામદાર વર્ગનો જીવ લઇ રહ્યો છે? એક નૈષ્ઠિક બ્રહ્મચારિણી સેવાવ્રતધારી મહિલા સારા જગતપર કેવા ઉપકાર કરી શકે છે? એક સાચો સંન્યાસી જગતનું કેટલું કલ્યાણ કરી શકે છે?

ધર્મનો સાચો એકડો પણ નહિ જાણનારાં વેવલાં ધર્મઘેલડાંઓ સાચા ધર્મનું કેટલે દરજ્જે અપમાન કરી રહ્યાં છે? શુદ્ધિ અને સંગઠન આજના યુગમાં કેટલું જરૂરનું છે? વિધવા જીવન કેટલું ઓશિયાળું અને દિલ કંપાવનારૂં છે? હિંદુસમાજમાં વિધવાઓ હડધુત થઇ પતનને પંથે પડી કેમ પાયમાલ થાય છે? આ સિતમગર સમાજની સામે બંડ શી રીતે કરવું?

**આ બધા પ્રશ્નનો જવાબ સરળ અને સુંદર રીત આ નવલકથા તમને આપશે.**

સમાજના અનેક પ્રશ્નોને ઉકેલતી પ્રેમરસથી ઉભરાતી આ નવલકથા વાંચતાં તમે બે ઘડી સાનભાન ભૂલી જશો.

## પ્રકરણોની વિગત

૧, જમાતમાં ઝગડો, ૨ અપરિચિત અવાજ, ૩ રામલીલા! ૪ અનાથબાળા; ૫ સ્નેહલક્ષ્મીને ત્યાં, ૬ સ્નેહ પંખીડાંનું મનોરાજ્ય, ૭ નોકરમાંથી નાગર! ૮ સૌન્દર્યનો ગુલામ, ૯ ભાંજગડીઆની મસલત, ૧૦ સ્નેહલક્ષ્મીનો નિશ્ચય, ૧૧ મેનાપોપટની પ્રણયલીલા, ૧૨ અગમ્ય આકર્ષણ, ૧૩ સ્નેહવદનનું પૂર્વજીવન. ૧૪ મામી ભાણેજ, ૧૫ લીલાની પ્રતિજ્ઞા. ૧૬ મેના વિફરી, ૧૭ પટેલોના પ્રપંચ, ૧૮ બંડખોરોની મંત્રણા, ૧૯ મિત્રોની મસલત, ૨૦ મહાજનમાં મ્હોંકાણ, ૨૧ એજ મારાં પત્ની! ૨૨ સૂરબાલા કોણ? ૨૩ પરણ્યાની પહેલી રાત! ૨૪ લોઢાના ચણા! ૨૫ પતિનું પૂનર્મિલન! ૨૬ ગલ્લુપ્રસાદ પુરાણી! ૨૭ સ્વામીજીનો ઇન્ટરવ્યુ, ૨૮ આખલા ખૂન મીલની હડતાલ! ૨૯ સત્તાનો મદ,, ૩૦ મંત્રીની મુલાકાત, ૩૧ ભરમાયલું દીલ, ૩૨ સમાજસેવા મંદિર, ૩૩ મેનાનું ખૂન. ૩૪ પુરાણીજીનાં પાખંડ, ૩૫ ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ, ૩૬ લીલાનું અપહરણ! ૩૭ સ્વામીજીનો સદ્‌બોધ, ૩૮ પશ્ચાતાપને પંથે, ૩૯ કાયદાનાં બંધન, ૪૦ ખૂન કેસનો ચુકાદો ૪૧ ચંપકશેઠનો સ્વર્ગવાસ, ૪૨ સ્નેહીઓનું સંમેલન ૪૩ સ્વામીજીનો પત્ર, ૪૪ ચન્દ્રિકાના અમૃત સરોવરિયે.

# અંધકારપર પ્રકાશ

( લગ્નના એકજ પ્રશ્નની રસિક રીતે છણાવટ કરતી નવલકથા )

( લેખક :—**સાકરલાલ મગનલાલ કાપડીયા.** )

---

હિંદુ સમાજની પુનર્રચના કરી સંસારમાં સ્વર્ગ ઉતારવાને માટે સતત પ્રયાસ કરતા તનમન અને લલિત નાયક-નાયિકાના અજબ પ્રેમાકર્ષણનો પ્રભાવ તમે જાણો નહિ તો જીવનનો એક મોંઘો લ્હાવો ગુમાવી દેશો.

એમાં બંડખોરો કેમ પેદા થાય છે તેની એક કરૂણ ને રમ્ય કથા છે. પ્રેમ એટલે સંપૂર્ણ સ્વાર્પણ, પ્રેમ એટલે ઢીંગલા ઢીંગલીના ખેલથી કોઇ તદ્દન જ જુદી પડતી સ્વર્ગીય વસ્તુ—આ વ્યાખ્યાપર **લોહીના વેપારના** જ લેખકે પોતાની ભાવભરી ભાષામાં તનમન અને લલિતના સંસારની સ્વર્ગીય સૃષ્ટિ ખડી કરી છે. તે ઉપરાંત હિંદુસમાજના બળતા પ્રશ્નો: વિધવાવિવાહ, પતિતોદ્ધાર, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વર્ણાશ્રમધર્મ વગેરેનો રસિક રીતે ઉકેલ કર્યો છે.

## પ્રકરણોની વિગત

૧ લલિત કુમાર, ૨ રામપુરમાં, ૩ તનમન, ૪ રાયજીનું કુટુંબ ૫ બંગલામાં, ૬ કુસુમકલિનો હોમ, ૭ નદિ કીનારે, ૮ મોહવશ યુવરાજ, ૯ લાવણ્યનું શયનગૃહ, ૧૦ મોહ અને પ્રેમ, ૧૧ વિદાય, ૧૨ મુંબઈ ૧૩ અશાંતિ, ૧૪ કુમુદ વીલા, ૧૫ માલતિના વિવાહ, ૧૬ થોડીક ચર્ચા, ૧૭ ભાઇબ્હેન, ૧૮ મેના, ૧૯ માળામાં ખળભળાટ, ૨૦ તનમનનો પત્ર, ૨૧ પવિત્રપ્રેમ, ૨૨ કાંતિલાલનું ધર્મકર્તવ્ય ૨૩ સત્યધર્મ, ૨૪ વિધવાવીણા, ૨૫ લલિતનું બંડ, ૨૬ માલતીનો પ્રેમ, ૨૭ હિન્દોસ્તાં હમારા, ૨૮ સેવાસમિતિ. ૨૯ પ્રેમલગ્ન, ૩૦ સ્વર્ગ.

જીવનને દિવ્ય વીણાના સંગીત જેવું બનાવવું હોય તો આ પુસ્તક તમારે મંગાવ્યે છૂટકો છે. નયનરંજક ચિત્રો, પાકું પૂઠું સોનેરી નામ. કિમ્મત રૂ. ૨-૮-૦

**સેવાસમિતિ પુસ્તકાલય**

૨૦૬૭, રાયખડ : **અમદાવાદ**